# વજ્રસ્વામી અને જાવડશાહ

અથવા

## શત્રુંજયનો તેરમો ઉદ્ધાર

---

લેખક.

શા. મણીલાલ ન્યાલચંદ



પ્રકાશક,

જૈન સસ્તી વાંચનમાળા.

પાલીતાણા.

વીર સં. ૨૪૫૯. વિક્રમ સં. ૧૯૮૯.

કિં. ૧-૮-૦

પ્રકાશક—
જૈનસસ્તી વાંચનમાળા.
પાલીતાણા
( કાઠીયાવાડ )



કોઇપણ જાતનાં જૈનધર્મનાં પુસ્તકો માટે તેમજ જૈનેતર અવનવા ઇતિહાસીક પુસ્તક માટે અને શાળાઓમાં ચાલતાં ધાર્મિક અભ્યાસનાં પુસ્તકો માટે લખો—**જૈનસસ્તી વાંચનમાળા**—પાલીતાણા.

મુદ્રક—
શાહ ગુલાબચંદ લલ્લુભાઇ
મહોદય પ્રીન્ટીંગ પ્રેસ.
દાણાપીઠ—ભાવનગર.

શ્રીમાન બાબુસાહેબ શેઠ જીવણલાલજી પનાલાલજીનાં ધર્મપત્નિ.



અ૦ સૌ૦ સ્વર્ગસ્થ બેન વીજુબેન.

| જન્મ સં. ૧૯૩૩ | લગ્ન | સ્વર્ગવાસ. |
|---|---|---|
| શ્રાવણ શુદ ૩. | સં. ૧૯૪૭ના વૈશાખ સુદ ૧૩. | સં. ૧૯૮૮ ના આસો વદ ૦)) |

# સમર્પણ.

અ૦ સૌ૦ સ્વર્ગસ્થ

માતૃતુલ્ય-ભાભીશ્રી, વીજુબેન-

મારા ઉપરની તમારી માતૃ-વાત્સલ્યતા-તમારૂં સાદુ જીવન, સરલ સ્વભાવ, અને ધર્મપ્રેમ તમે સ્વર્ગસ્થ છતાં તમારા સદ્‌ગુણો મને સ્મરણ આપે છે. આપના માટે હું જેટલું કરૂં તેટલું ઓછું છે છતાં આપની યાદગાર નિમિત્તે આ પુસ્તક આપને સમર્પી કૃતાર્થ થાઉં છું અને આપના આત્માની પરમ શાંતી ઇચ્છું છું.

લઘુ-ધર્મબંધુ

બાબુ ભગવાનલાલજી

# આભાર.

---

શ્રીમાન્ બાબુ સાહેબ ભગવાનલાલજી પનાલાલજીએ પોતાનાં સ્વ૦ **ભાભીશ્રી વીજુબેન** તે શ્રીમાન બાબુ સાહેબ જીવણલાલજીનાં ધર્મપત્નિની યાદગીરી નિમિતે આ પુસ્તકની બસો નકલના પ્રથમથી ગ્રાહક થઈ મારા કાર્યને સહાનુભુતી આપી છે તે માટે તેઓશ્રીનો આભારી છું. વાચક ગૃહસ્થો તેઓશ્રીનું અનુકરણ કરી સાહિત્યપ્રચાર સાથે અમારા કાર્યના સહાયક થશે તેમ ઇચ્છુ છું.

અચરતલાલ

# સ્વ. વિજુબેનનું સંક્ષિપ્ત જીવન.



પ્રેમ ભક્તિ-યોગે પુસ્તક જે વ્યક્તિને અર્પણ કરવામાં આવે છે તેમનું જીવન ચરિત્ર પુસ્તકના પ્રારંભમાં આપવાની પ્રચલીત રૂઢીને અનુસરવાને માટે નાહ પરંતુ નામદાર નિઝામ સરકારના ઝવેરીઓ તરીકે જાણીતા થયેલા અને સમસ્ત હિંદની જૈન કોમમાં માનવંતુ પદ ધરાવતા પાટણના સુપ્રસિદ્ધ બાબુ સાહેબ પનાલાલજીના કુટુંબની અધિષ્ઠાત્રીનું પદ ભોગવતાં, સંપત્તિના શિખરે રહેવા છતાં તેના ગર્વથી અલિપ્ત, સંપૂર્ણ વહેવાર કુશળ હોવા છતાં પુરા ધર્મ પ્રેમી, એવાં શ્રીમતી વિજ્યા બેનનું જીવન બીજાઓને અનુકરણીય થઇ પડે તેવું છે.

શ્રી વિજુબેનનો જન્મ પાટણમાં સં. ૧૯૩૩ ના શ્રાવણ શુદી ૩ ના રોજ થયો હતો. ખાનદાન કુટુંબમાં જન્મેલા હોવાથી નાનપણથીજ ઉચ્ચ સંસ્કાર, અને ધર્મનો રાગ તેમનામાં સારા પ્રમાણમાં ફેલાયા હતા. સુવર્ણમાં સુગંધ મળે તેમ તેમનું સગપણ પાટણના સુપ્રસિદ્ધ શ્રીમાન બાબુસાહેબ જીવણલાલજી પનાલાલજી સાથે કરવામાં આવ્યું હતું. તેમની યશરેખા એટલી તો પ્રબળ હતી કે બાબુસાહેબ તરફથી શ્રી પાટણથી શ્રી કેશરીયાજીનો સંઘ તે અરસામાં કાઢવામાં આવ્યો, અને તેમાં **સંઘવણનું** ગૌરવ અને માનભર્યું પદ તેમને તેમની કુવારી અવસ્થામાંજ આપવામાં આવ્યું.

ત્યારબાદ સં. ૧૯૪૭ ના વૈશાખ શુદી ૧૩ ના રોજ ઘણી ધામધુમથી તેમનાં લગ્ન શેઠ જીવણલાલજી સાથે થયાં. મુંબઈ અને પાટણના અગ્રગણ્ય શ્રીમંત કુટુંબમાં તેઓ આદર્શ થયાં. સંપત્તિની વિપુલતા હોવા છતાં તેમની સાદાઇ અને કુટુંબ વાત્સલ્યતા–તેમના આશ્રિતો પ્રત્યેની સહાનુભુતી, અને ખાસ કરીને તેમની ધર્મપ્રીતિ તેમના દરેક કાર્યમાં તરવરી રહેતી.

તેમણે સં. ૧૯૫૦ ના મહા શુદી ૫ ના શુભ દીવસે હૈદરાબાદ મુકામે એક પુત્રી રત્નને જન્મ આપેલો. પરંતુ કુદરતના કોઈ અકલ નિયમને આધીન તે પુત્રી માત્ર દશજ દીવસનું જીવન ભોગવીને અવસાન પામી. ત્યારબાદ તેમને કાંઈ સંતાન થયું નહોતું.

આટલી વિપુલ સંપત્તિ છતાં સંતાનની જરા પણ વ્યથા તેમના હૃદયમાં કદાપિ પણ ઉદ્ભવી નથી એ તેમની સહનશીલતા અને મનુષ્ય માત્ર કર્મોને વશ છે. એ સુત્ર તેમના જીવનમાં સંપૂર્ણ હતું. તેનો આ પુરાવો છે.

માત્ર પોતે ધર્મપ્રેમી હતા તેટલુંજ નહિ પણ તેમના સમાગમમાં આવનાર દરેકને તેવાજ બનાવવાની તેમની ઇચ્છા હમેશાં દ્રશ્ય થતી હતી. એક આદર્શ અને ગુણવાન પત્નિને છાજે તેવી રીતે શ્રીમાન શેઠ જીવણલાલજીને અનેક શુભ કાર્યો કરવાની પ્રેરણા કરીને, તેવા કાર્યમાં સંપૂર્ણ ઉલ્લાસથી ભાગ લઇને તેમના દરેક કાર્યમાં સહાયક થયા હતાં.

તેઓ પોતે શ્રીમંત–અને કોમળ પ્રકૃતીવાળા છતાં અઠ્ઠાઇ વિગેરે તપશ્ચર્યા પણ કરતા હતા.

જીવન અને મરણ એ તો માનવ શરીરનો ચીરકાળનો સ્વભાવ છે. તદનુસાર તેઓએ સં. ૧૯૮૮ ના દીપાવલીને શનીવારે સમાધિપૂર્વક પોતાનો દેહ છોડ્યો.

આવા શ્રી રત્નોનાં જીવન ભારતવર્ષની જૈન પ્રજા જાણે વાંચે અને શ્રીમંતાઈમાં પણ સાદાઈ–સરળતા–નિરભિમાનતા રાખી ધર્મની અચળ શ્રદ્ધાવડે ધાર્મીક કાર્યો કરે તેજ આવા જીવનચરિત્રનો હેતુ છે. લી. પ્રકાશક

# નિવેદન.

ઐતિહાસિક વાંચન સમાજમાં કોઇ અનેરી પ્રભા જ ઉત્પન્ન કરે છે. પૂર્વ પુરૂષોનાં પરાક્રમ, તેજ અને ગૌરવ આજના નવયુગના યુવકોમાં ઉત્પન્ન કરવાને તે અગત્યનો ભાગ ભજવે છે. પૂર્વની સંસ્કૃતિ અને વર્ત્તમાન પ્રગતિમાં આજે ઘણુંજ અંતર પડી ગયું છે એ પૂર્વનાં શૌર્ય, જાહોજલાલી અને વૈભવ આજે નથી રહ્યાં. એ અંતર અને આજના અનેક દોષો દૂર કરવાને તેમજ પ્રાચિન પુરૂષોનાં ઉત્કૃષ્ટ ચરિત્રોને શ્રવણ કરી ઉન્નત્તિને માર્ગે આગળ વધવાને ઐતિહાસિક વાંચન મનને પ્રેરણા કરે છે. એવા શુભ હેતુને લક્ષ્યમાં રાખીને આજના નવયુવકોની શુભ ભાવનાને અમર બનાવી ધર્મ માર્ગમાં ઉત્સાહિત કરવા પુરતો ઐતિહાસિક સાહિત્યના પ્રકાશનનો મુખ્ય ઉદ્દેશ છે.

નવયુવકોની અમર ભાવનાને અમર બનાવનારૂં **શત્રુંજયતીર્થ** જૈનપણાનું અભિમાન ધરાવનારા આ બાલવૃદ્ધ નરનારીને પ્રાણથી પણ અધિક પ્રિય, યુગયુગના ઉત્તમ પુરૂષોના ચરણથી પાવન થયેલું તેમજ અનેક જુગારી, વ્યભિચારી અને પાપી પુરૂષોને પવિત્ર કરનારૂ આજના યુગમાં પણ આત્મકલ્યાણ કરવાને આપણને આમંત્રણ કરી રહ્યું છે. એવા પવિત્ર સ્થળને પણ વિક્રમની પ્રથમ શતાબ્ધિના મધ્યકાલ પછી અસુરોએ પોતાની તાંડવનૃત્યની ભૂમિકા બનાવી અપવિત્ર કર્યું. કોઇ યાત્રાએ જઇ શકતું નહિ. જે જતા તે પોતાનું વતન જોવાને

પાછા ઘેર ફરતા નહિં. આવી દુઃસહ્ય સ્થિતિ અનેક વર્ષો પર્યંત ચાલી રહી. એવા વિકટ સમયમાં જાવડશાહે વજ્રસ્વામીની સહાયથી શત્રુંજયનો માર્ગ અસુરોનું બળ તોડીને ખુલ્લો કર્યો તે સંબંધને લગતું સંપૂર્ણ રસભરી શૈલીથી ભરપુર આ કથાનક છે ઘણી શોધખોળને પરિણામે આ નવલકથા તૈયાર થઈ છે.

જૈન ઐતિહાસિકને લગતું આ કથાનક હોવાથી જૈન શૈલીથી અથવા તો તીર્થંકર દેવના વચનથી વિપરીત કથન કથાયું હોય તો તેને માટે અમે 'મિથ્યા દુષ્કૃત' આપીયે છીએ. જૈન શૈલીથી વિરૂદ્ધ લખી સમાજમાં વિદ્રોહ ઉત્પન્ન કરવાની અમારી ભાવના હોય જ નહિ. સાહિત્યની સેવા પુરતો જ અમારો ઉદ્દેશ છે તે આ કથાનકનો સમાજમાં આદર થવાથી અમારો તે ઉદ્દેશ અમે સફળ થયો સમજીશું. વજ્રસ્વામીની બાળદીક્ષા હોવાથી દીક્ષા તેમ જ ચારિત્રને માટે અમારે કેટલુંક વક્તવ્ય પ્રસંગને અનુસરી પુસ્તકમાં કહેવું પડયું છે. તે જૈન શાસ્ત્રો તરફ દૃષ્ટિ રાખીને જ અમે લખ્યું છે. બનતા સુધી મધ્યસ્થતા જાળવી રાખી કોઈ પણ વ્યક્તિની ટીકા કરવાનો અમારો મનોભાવ નથી. માટે કોઈ પણ વ્યક્તિએ પોતાની ઉપર ખેંચી ન લેવું એવી અમારી સર્વ પ્રત્યે વિનંતી છે.

દીક્ષા માટે જૈન સમાજમાં આજે બે પક્ષ હોવાથી અમારૂં લખાણ સર્વથા પ્રિય થાય એ તો અસંભવિત છે છતાં અહીં હું કહી દઉં છું કે જૈન શાસ્ત્રને અનુસરીને જ લખવામાં આવેલું છે. **આજની વિચારભિન્નતા ગમે તે હોય પણ શ્રી તીર્થંકરદેવે કહેલું તે જ સત્ય છે ને તેમની આણાયે ચાલવું એ જ ધર્મ છે.**

જૈન સમાજ આવા સાહિત્યને આદરથી વધાવી લે એ શુભ હેતુ લક્ષ્યમાં રાખી ઐતિહાસિક સત્ય જાળવી રાખવા બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે.

જૈન સસ્તી વાંચનમાળા તરફથી આ. ૪૧ મું. ઐતિહાસિક પુસ્તક પ્રગટ થયું છે તે ઘણું ખુશી થવા જેવું છે. દશ વર્ષમાં જૈન સસ્તી વાંચનમાળાએ જૈન સમાજમાં ઐતિહાસિક નવીન સાહિત્ય અર્પી ધાર્મિક અને નૈતિક તત્વને સારૂં પોષણ આપ્યું છે. સમાજ તેને પ્રોત્સાહન આપે તેમ ઇચ્છું છું.

અનેક પુસ્તકોનો આધાર લઇને આ નવલકથા તૈયાર કરેલી છે. ત્યાગને માટે વજ્રસ્વામીનું ચારિત્ર વાંચકના હૃદયમાં અદ્ભૂત આત્મબળ પ્રેરી શકે તેમ છે. જાવડશાહનું ચારિત્ર પણ મનન કરવા જેવું છે. આજે તો નથી વજ્રસ્વામી કે નથી જાવડશાહ બલ્કે એમની હયાતીની ખાતરી આપતો, તેમજ અનેક શત્રુઓના પ્રહાર ઝીલવા છતાં **વિજયવંત એવો શત્રુંજય આપણી સમક્ષ ગૌરવપણે ઉભો છે.** તે ભવિષ્યમાં પણ ભવિષ્યની પ્રજા એનાં દર્શન કરી પાવન થશે. એ તારણહાર શત્રુંજય માટે વિશેષ કહેવાથી શું ' **એનો આશ્રય લેનારા અનેક જીવો સિદ્ધિપદને વર્યા છે.**

લેખક

**મણીલાલ ન્યાલચંદ શાહ.**

# અનુક્રમણિકા.

| નં. | પ્રકરણ | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | મુશીબત ... ... ... ... | ૧ |
| ૨ | હાય ! ગરીબી... ... ... ... | ૮ |
| ૩ | ઉપાય ... ... ... ... | ૧૮ |
| ૪ | શરૂઆત ... ... ... ... | ૨૩ |
| ૫ | સુપાત્રદાન ... ... ... ... | ૩૦ |
| ૬ | લક્ષણવંતી ઘોડી... ... ... ... | ૩૮ |
| ૭ | અશ્વકિશોરને માટે ... ... ... | ૪૫ |
| ૮ | કુટિલતા ... ... ... ... | ૫૧ |
| ૯ | વ્યવસાય ... ... ... ... | ૬૦ |
| ૧૦ | અવંતિમાં ... ... ... ... | ૬૭ |
| ૧૧ | પ્રસન્નતા ... ... ... ... | ૭૭ |
| ૧૨ | પ્રવેશ મહોત્સવ... ... ... ... | ૮૫ |
| ૧૩ | મધુમતીમાં ... ... ... ... | ૯૪ |
| ૧૪ | ઉણપ... ... ... ... ... | ૧૧૦ |

સંવત ૧૯૯૦ ની સાલમાં આપવાનાં પુસ્તકોમાંથી

જૈન સસ્તી વાંચનમાળા

બે રસમય નવલકથાઓ રજુ કરે છે.

## જેની વર્ષો થયાં વાટ જોવાતી હતી તે રસકથા

# પ્રેમમંદિર યાને નવકાર મંત્રનો પ્રભાવ.



આ રસકથા ગુજરાતના તરૂણ લેખક શ્રી મોહનલાલ ધામીએ રસભરીભાષા અને ધાર્મિક શૈલીથી લખી છે.

—આ સ્નેહકથામાં શૃંગારના બિભત્સ શબ્દચિત્રો નથી પણ હૃદય વલોવી નાખે તેવા આદર્શસ્નેહના સાથીયા છે.

—સ્વામીના સ્નેહ સંતાપે ઝુરી રહેલી શિયળવતી સ્નેહ-રમણીઓના અવનવા અભિલાષ છે.

—સાચી ટેક, સતીત્વનો પ્રભાવ અને **શ્રી નવકાર મંત્રનો અજબ પ્રતાપ** પાને પાને છે.

—સ્ત્રી-પુરૂષના સ્નેહ-ધર્મની રસભરી શૃંગાર કથાઓ વચ્ચે હૃદય-દાનની રસજ્યોત જાગે છે.

—ટુંકામાં આખીયે રસકથા મધુરી અને સજાગ છે—તદુપરાંત આ નવલકથા એક નાની વાર્તા નથી પણ છ ખંડ અને ૬૬ પ્રકરણુની રસ સરિતા છે. એ સ્નેહભરી, ધર્મની જ્યોત જગવનારી, નારી જીવનમાં સ્વામીધર્મના સાચા સન્માન રેડનારી અને હૈયે હૈયે ઉત્સાહ સિંચનારી આ નવલકથા પ્રત્યેક જૈનોના આંગણે વસવી જોઈએ. ગ્રાહક થવા માટે અગાઉથી લખો કારણ કે જૈન સમાજ આગળ પ્રથમ રજુ થતું રસમય—પ્રેમ....મંદિર—હાથો હાથ ઉપડી જાય અને બીજી આવૃતિ સુધી વાટ જોવી પડે.......એ કરતાં તમારી રસવૃતિને સૌથી પહેલું પોષણ મળે એ તક તમે ન ગુમાવશો.

લગ્ન અને જન્મ પ્રસંગની યાદગાર માટે આ પુસ્તક એક બીજા સ્નેહીજનોને ભેટ પણ આપી શકાય તેવું સુંદર રસિક અને દળદાર થશે.

## એવી જ રસમય બીજી કથા

## —તિલક—મંજરી—

જૈનોની કથા સાહિત્યનો રસમય ખજાનો આ નવલકથામાં જ ભર્યો છે. આ કથાના મૂળ રચનાર **મહાકવિ ધનપાળ** છે અને ગુજરાતની ભાષામાં નવલકથા રૂપે રજુ કરનાર કોકિલના ભૂતપૂર્વ તંત્રીશ્રી મોહનલાલ ધામી છે. એટલે આ નવલકથાના જેટલા વખાણ કરીએ તેટલાં ઓછા.

આ બંને પુસ્તકો જૈન સમાજ આગળ નવી જ દ્રષ્ટિ ખડી કરશે અને બહેનોના હાથમાં તો સગા ભાઇ જેવાં રહેશે. આ રસિક અને શિયળધર્મના તત્વોને સાચા સ્વરૂપે રજુ કરનારા બંને પુસ્તકો મેળવવા માટે

## તરત તમારૂં નામ નોંધાવો.

—અથવા—

જૈન સસ્તી વાંચનમાળાના ગ્રાહક થઇને ત્રણ રૂપીયામાં લગભગ અગીયારસો પાનાના આવા ઐતિહાસિક પુસ્તકો મેળવી લો.

નવા ગ્રાહક થનારને સં. ૧૯૮૫-૮૭-૮૮-૮૯ ની સાલનાં પુસ્તકો દરેક વર્ષના રૂ. ૩) ના લવાજમથી શીલીકમાં હશે ત્યાં સુધી મળી શકશે. તે પહેલાંના પુસ્તકો શીલીકમાં નથી. માટે આટલા જુજ સેટ પણ મેળવી લેવા વિલંબ નહિ કરતા.

દરેક જૈન સંસ્થાનાં પુસ્તકો તેમજ શાળાઓમાં ચાલતાં ધાર્મિક અભ્યાસનાં પુસ્તકો શુદ્ધ સસ્તાં અને સારાં મળી શકશે. મંગાવી ખાત્રી કરો—

લખો—

**શ્રી જૈન સસ્તી વાંચનમાળા**
પાલીતાણા-(કાઠીયાવાડ).

ॐ पार्श्वनाथाय नमः

# વજ્રસ્વામી અને જાવડશાહ

અથવા

# શત્રુંજયનો તેરમો ઉદ્ધાર.

## પ્રકરણ ૧ લું.

### મુશીબત.

"ત્યારે માનવજીવનની મહત્તા શી? જરૂર સંસાર પણ એવો વિચિત્ર જ છે. દ્રવ્ય વગરનો માણસ ગમે તેટલો અને ગમે તેવો મનુષ્યત્વવાળો હોય, ધર્મી હોય, પ્રમાણીક હોય, અનેક કળા કૌશલ્ય યુક્ત હોય છતાં દુન્યા એની કિંમત કરે છે. એતો માલદાર પાછળ જ

દિવાની બને છે. માનવીની આ કેવી વિચિત્ર ભાવના! વાહ દુનિયા! વાહ લક્ષ્મી! વિદ્વાનો પણ પ્રભુને બદલે લક્ષ્મીનંદનોની જ સ્તુતિ કરવામાં પોતાની સફળતા માને! મોટાઇ માને! વાહ ધન્ય છે દેવી તમને! શું દેવી તમારો જગત ઉપર પ્રભાવ! દેવી! સારૂય જગત તમારા સિવાય કોને આધિન છે?"

"વાહ! સ્વામી કયી દેવીનાં આટલાં બધાં વખાણ કરે છે. અત્યારે કોઇ ગહન વિચારમાં છે. માનો ન માનો પણ તેમનું ચિત્ત કંઇક ગંભિર વિચારમાં ઝોલાં ખાય છે." મનમાં એવા વિચાર કરતી એક ગંભિર દેખાવવાળી રમણી અચાનક ત્યાં આવી ચઢી અને બોલી. "નાથ? દેવી શું? પ્રભાવ શું? કયી દેવીનાં આપ વખાણ કરી રહ્યા છો. એવી ભાગ્યવંત દેવી કોણ છે કે સારૂંય જગત જેને આધિન છે?"

ઉપલા શબ્દો એ વિચારવંત પુરૂષને કર્ણગોચર થતાં જ એની વિચારતંદ્રાનો ભંગ થયો. એણે ગંભિર મુખમુદ્રા ધારણ કરી પૂછનાર તરફ અર્થસૂચક દૃષ્ટિએ જોયું.

"જેની અવકૃપાથી આપણી આ દશા થઇ. ધીર, ગંભિર અને દાના ગણાતા પુરૂષો એની કૃપા મેળવવા આભજમીન એક કરે છે તે? એ રમણીય રમણીને નખ-શીખ પર્યંત અવલોકી ઝીણી દૃષ્ટિએ એ યૌવન વયમાં

ઝોલાં ખાતી રમણીની રમણીય સુંદરતા નિહાળી, એ પુરૂષે લલીત લલનાના મનનું સમાધાન કરતા ગૌરવ ભાવે કહ્યું.

"એટલે ? આપણી ઉપર કોની અવકૃપા થઈ? જગત કોની કૃપા મેળવવા ગાંડું બન્યું છે નાથ ?"

પોતાની વાત નહિ સમજનાર એ સૌંદર્ય મૂર્તિ તરફ પુરૂષ અનિમેષ નયને જોઇ રહ્યો. "પ્રિયે ! એટલુંય ન સમજ્યાં ?"

"ના ! સ્વામી ! આવી અર્થસૂચક વાત સમજવાની અમ અબળાઓની તે શી ગુંજાશ !"

"એ દેવી તે લક્ષ્મીદેવી ! એના સિવાય આટલો બધો પ્રભાવ બીજા કોનો જગત ઉપર પડે છે. શાણી ?"

"सर्वे गुणाः काञ्चन माश्रयन्ते."

"લક્ષ્મી દેવી ! એ લક્ષ્મી દેવી તો સ્વર્ગમાં બીરાજતાં હશે અત્યારે !"

"ગમે ત્યાં હશે ! છતાં મનુષ્યલોકમાં સર્વ કોઇ ઇચ્છે છે કે એ મહાદેવી પોતાની પાસે હોય તો સારૂં !" પુરૂષે કહ્યું.

"જરૂર ! જગતમાં મનુષ્યોનાં તેજ, ગૌરવ, સૌભાગ્ય, કુલીનપણું આદિ ગુણો એના વડેજ શોભા પામે છે."

અને સગાં, વ્હાલાંને સંબંધીઓ પણ જે ઘેર લક્ષ્મી

હોય ત્યાંજ વળગતાંજ આવે છે. જીર્ણ થઇ ગયેલી સગાઇ-ઓને પણ ઓપ ચઢાવી તાજી કરી જગોની જેમ ચોટે છે. સંબંધીઓ પણ જુના સંબંધોને—એ ભૂલાયલા સંબંધોને નવા રૂપમાં કેળવી કોઇ અનેરી આશાએ યત્ન પૂર્વક સંભાળી રાખે છે. ” એ પ્રૌઢ પુરૂષના એક એક વચનો અનુભવયુક્ત નિકળતાં હતાં.

પુરૂષની એ વાત સાંભળી રમણીને જરા મનમાં ઓછુ આવ્યું, ભૂતકાળની પોતાની પરિસ્થીતિ સુક્ષ્મ સ્વરૂપે નજર આગળ પ્રગટ દેખાઈ, એ વૈભવો, એ વિલાસો, એ સગાં સંબંધીઓના સંબંધો ચક્ષુ સમીપ તરવરતા જોવાયા, રમણીની એ વિશાળ ચક્ષુમાંથી અશ્રુનું એક ઉષ્ણ બિંદુ કપોલપ્રદેશ ઉપર થઇને વસ્ત્ર ઉપર પડયું.

સ્ત્રીની આંખમાં આંસુ જોઈ પુરૂષને મનમાં દુઃખ થયું, એને પણ પોતાનો ભૂતકાળ સાંભર્યો. એ ભોગવેલી જાહોજલાલી તે કેમ ભૂલાય ? “ પ્રિયે ! તમારા દુઃખનું કારણ હું સમજયો ! અમીરી કે ફકીરી એ તો દૈવના હાથની વાત ! એમાં માથું મારવાની માનવીની તે ગુંજાશ ! ”

“ ખરી વાત ! સ્વામી ! આ પંચમકાળનોજ એ પ્રભાવ ! નહિતર ધર્મીને ઘેર ધાડ શાની હોય ? ”

“ ધર્મી હોય કે કર્મી હોય, પણ જીવનના અમુક પ્રસંગો પૂર્વના કોઇ શુભા શુભ કર્મ સાથે રૂણાનુબંધ ધરાવે

છે, એવા ૠણાનુબંધે મનુષ્ય જીવનના પ્રસંગોમાં ખાટી-મીઠી અણધારી ઘટનાઓ બને ત્યાં શું ઉપાય ? ”

“ એવાજ કોઈ પાપના અનુબંધથી આપણી ઐહિક સુખસંપદા ચાલી ગઇ, વૈભવ, જાહોજલાલી બધાંય લક્ષ્મીના જવા સાથે ઉડી ગયાં, જે સગાં સંબંધી આંગણાં તોડી પાડતાં હતાં, તે આજે કોઈ સામેય જોતાં નથી.” પૂર્વની જાહોજલાલી યાદ આવતાં યુવતીનું વદન જરા ગ્લાન થઈ ગયું.

“ એ બધુ આજે સ્વપ્ન વત્ થઈ ગયું. સ્વપ્નમાં એક માણસે રાજ્ય ભોગવ્યું, જાગૃત થતાં એમાંનું કાંઇ પણ ના મલે, એમ આપણી લક્ષ્મી પણ આવી અને ગઈ. અત્યારે તો આખો દિવસ મજુરી કરતાં રોટલા જેટલું પણ મુશ્કેલીએ મળે છે. ” પુરૂષ પણ નિરાશ થઇ ગયો. અચાનક એના મનમાં વિચાર ઉત્પન્ન થયો “ ત્યારે માનવ જીવનની મહત્તા શેમાં ? ” મનમાં વિચારાયેલા એ શબ્દો શબ્દોદ્વારા બહાર પડેલા સ્રીએ સાંભળ્યા,

“ એનો જવાબ આપણો ભૂતકાલ વર્ત્તમાનકાલ સાથે સરખાવો, એટલે મળી રહેશે, જ્યારે સમૃદ્ધિ હતી ત્યારે જેવાં આપણે હતાં, અત્યારે પણ એનાં એ જ ! વ્રત, નિયમ, તપ, જપ, તેમ જ દાન શિયલ તપ અને ભાવ એ ચાર પ્રકારે જીનેશ્વર ભગવંતે કહેલો ધર્મ, તેમ જ બાર પ્રકારના વ્રતવાળો શ્રાવકનો ધર્મ આપણે નિરતિ-ચારપણે પાળીએ છીએ, જો કે આપણી દરિદ્રાવસ્થાને લીધે

દાનધર્મ આપણે યથાર્થપણે કદાચ ન પાળીએ, છતાં આપણી શક્તી અનુસાર વર્તવામાં શું ખામી છે નાથ!"

"છતાં એમાંય ખામી તો હશે જ, ગુન્હા વગર કોઇને ઓછી જ શિક્ષા થાય છે, ચોરી કરનારને જ કેદમાં જવું પડે, ખુન કરનાર ખુની જ ફાંસીએ લટકે, ભૂલ કરનારને એનું પરિણામ ભોગવવા તૈયાર રહેવું પડે? જ્યાં પૂર્વના ઋણાનુબંધો કામ કરતાં હોય ત્યાં અવશ્ય એમને એમની ફરજ બજાવતાં રોકવાની કોની તાકાત છે?"

"તેથી જ માણસ એનો એ છતાં જે મહત્તા લક્ષ્મીની સમૃદ્ધિમાં ઝળકે છે, એના અવગુણોને પણ ગુણોના સ્વરૂપમાં પંડિતો વખાણે છે; એ જ મનુષ્ય દરિદ્રતા પામે ત્યારે એની શી સ્થિતિ, પ્રભુ! લક્ષ્મીદેવી સ્વર્ગમાં રહ્યાં રહ્યાં પણ જગત ઉપર ખુબ સત્તા ચલાવે છે."

"અને જગત ઉપર સત્તા ચલાવવાને માટે એમણે સ્વર્ગ જેવું દૂર સ્થાન છોડી આપણી નજીક રહેવું પ્રસન્ન કર્યું છે એ તમે જાણો છો કે?"

"એ વળી કયું સ્થાનક સ્વામી!" શેઠાણીએ આતુરતાથી પૂછ્યું.

આ ભરતક્ષેત્રની ઉત્તરે ચુલ્લ હિમવંત પર્વત પૂર્વ-પશ્ચિમ લવણસમુદ્રમાં જેની બે બે દાઢાઓ ગયેલી છે, એવા સુવર્ણ સરખા એ પર્વત ઉપર વિશાળ પદ્મદ્રહની

મધ્યમાં એક રમણીય કમળ, કે જેની આજુબાજુએ નાનાંમોટાં અનેક કમળો શોભી રહ્યાં છે એવા કમળ ઉપર નિવાસ કરનારી તે લક્ષ્મીદેવી ? અનેક દેવતાઓ અને દેવાંગનાઓની મીઠાશભરી સેવાઓને ઝીલનારી ! જીનેશ્વરની સેવા કરવામાં ખુબ ભક્તિ બતાવનારી !"

"છતાં આપણી સન્મુખ નજર પણ નહિ કરનારી એવી એ !" પુરૂષ વાત કરતો હતો તેની વચમાં ધીરજ નહિ રહેવાથી સ્રીથી એટલું બોલી જવાયું.

"હશે, જવા દો એ વાત, કોઇ દિવસ અવશ્ય સામુ જોશે, જેમ સુખ ભોગવવાની આતુરતા હોય છે તેમ દુઃખ સહન કરવાની પણ શક્તિ મેળવવી જોઇએ."

"પણ એ માટે કાંઈ ઉપાય તો કરવો જોઇએ, શું કરીયે કે જેથી ગયેલી લક્ષ્મી પાછી આવે, શું કરીયે કે જેથી દારિદ્રય સૌભાગ્યના રૂપમાં પલટે, શું કરીયે કે જેથી મરી ગયેલી મહત્તા પુનર્જીવન પામે !"

ગુમ થયેલી સમૃદ્ધિ મેળવવાને અતિ આતુર થયેલી રમણીને જવાબ મળ્યો. "ધર્મ ?" એ ધિરજવંત પુરૂષે દુઃખી છતાં સ્મિત કરતાં જણાવ્યું.

એ પુરૂષ તે વિક્રમની પહેલી સદીની શરૂઆતમાં થનારો વિક્રમનો સમકાલીન ભાવડશાહ ! અને તેની પત્ની સૌભાગ્યવંતી અથવા ભાગ્યવતી !

# પ્રકરણ ૨ જું.

---

## હાય ? ગરીબી

" તમે રાજા મહારાજા, અરે ! તેમાં અમારે શું ?
ભલે હો શેઠ કે શાહુકાર, અરે ! એમાં અમારે શું ?
વૈભવ વિલાસોનાએ, તમારા રાહ ન્યારા છે.
ધન હીન દીન ગરીબોને, દુઃખીના રાહ ન્યારા છે. "

ગરીબાઈ એ પાપકર્મનું ફલ છે. સંસારમાં માનવ જીવન દ્રવ્ય વગર કેવું અપ્રિય અને શુષ્ક લાગે છે, એની ઝાંખી લક્ષ્મીનંદનોને ન હોય, અનેક પ્રકારનાં સંકટો, મુશ્કેલીઓ, ઉપાધિઓ ધનહીન જીવનને અનુભવવી પડે છે. શિયાળાની ખૂબ ઠંડી પડે, કે ગ્રીષ્મ ૠતુની ઉષ્ણતા પોતાનો પ્રભાવ બતાવે, અથવા તો વર્ષાૠતુનો મેઘ ઝડીબંધ વરસતો હોય છતાં જેનું જીવન મજુરી ઉપર અવલંબી રહ્યું હોય, એને ગમે તેવા સંજોગોમાં મજુરી કર્યેજ છુટકો. ભાવડ શ્રેષ્ઠીની પણ અત્યારે તો એવીજ હાલત હતી. વણીકવૃત્તિ–વ્યાપાર કરે એમાં જે બે ચાર આના મળે એ ઉપર જ નિભાવ ચલાવવો પડે. અને એમાં પણ કોઇ દિવસ લાભ ન મળે તો કદાચ એ દિવસ બન્નેએ ઉપવાસ કરીને પણ પસાર કરવો એ સત્ય વાત હતી અથવાતો ઓછુંવત્તું

ભોજન મળે તોપણ ચલાવી લેવું પડે. એ પેટનો અક્ષય ખાડો પૂરવાને કોથળો એ એમનું જીવન સર્વસ્વજ ગણાતું.

સૌરાષ્ટ્રદેશના કેંદ્ર સ્થાન સમું ગણાતું કાંપિલ્યપુરનગર ભાવડશેઠની નિવાસભૂમિ હતું કાંપિલ્યપુરના શેઠીઆઓની હરોલમાં ગણાતા એક વખતની ભાવડ શેઠની હવેલીઓ અત્યારે તો એમના લેણદારોને ત્યાં હવા ખાતી હતી. ધન જતું રહેવાથી પૂર્વની એ પ્રતિષ્ઠા પલાયંન કરી ગઇ હતી. મને કે કમને પોતાનાં હમેશનાં મકાન છોડી કેટલાક સમયથી એમણે એક જીર્ણ સામાન્ય મકાનમાં નિવાસ કર્યો હતો. લક્ષ્મી ગઇ તો ભલે ગઈ પણ એમની પ્રમાણિકતા ન ગઇ. ગરીબાઇ આવી તો ભલે આવી પણ અનીતિ નહોતી આવી, ભાગ્યદેવીની અવકૃપા થઈ તો થવા દો પણ પોતાનું સત્વ સ્ખલિત નજ થવા દીધું. દુનિયાના માનવીઓ કરતાં એ માનવ પ્રકૃતિ તો અજબ હતી. ગરીબાઇની અનેક મુશ્કેલીઓ છતાં ધર્મરૂપી ખજાનો એમની પાસે ભરપુર હતો. આવી સ્થિતિમાં પણ શું એમની એ ભાવના !

પ્રાતઃકાલે પાછલી રાતના જાગૃત થઇ આત્મ ચિંતવના કરી પ્રતિક્રમણની ક્રિયા કર્યા બાદ દેવગુરૂને વંદનનો વિધિ ચાલતો. વ્યાખ્યાનનો લાભ સાચવ્યા પછી જીન પૂજન કરીનેજ તે આજીવિકાનો વ્યવસાય કરતા હતા. બપોરનું જે કાંઇ અલ્પ ભોજન ભાણામાં આવતું તેને વધાવી લઇ

પોતાના વ્યવસાયમાં ગુંથાતા ને સાંજના પણ દિવસ છતાં જે કંઇ મળતું તે જમી લઇ સંતોષ માનતા બાકીનો વખત દેવદર્શન, પ્રતિક્રમણ, ધર્મ ચર્ચા વગેરેમાં પૂરો કરી આખા દિવસની ચિંતાથી વ્યગ્ર થયેલા નિદ્રાદેવીને આધિન થઈ માનસિક વ્યથાને એ રીતે થોડોક સમય દેશવટો આપતા, સામાન્ય રીતે દિવસ રાતની આ એમની પ્રવૃત્તિ હતી. એવી પ્રવૃત્તિમાં પણ દેવગુરૂની ભક્તિ અવશ્ય કરતા, સુપાત્રદાન દેવાનો અનંતો લાભ એ સારી રીતે સમજતા હતા જેથી પંચ મહાવ્રત ધારી મુનિરાજની ભક્તિ અવસર મળે ભૂલતા નહોતા.

આજે માહ માસ ચાલતો હોવાથી તેમજ અધુરામાં પુરૂં માવઠુ થવાથી અકાળે પૃથ્વી જળમય થઇ ગઇ હતી. પોતાની હમેશની વૃત્તિ પ્રમાણે ભાવડ શેઠ કોથળો લઇને નિકળ્યા, શહેરમાં તો એમના જેવા કોથળીયાનો ભાવ કોણ પૂછે. છતાંય હલકી વસ્તીમાં એ કોથળો લઇ ફરતા, અને આજે વર્ષાદ હોવાથી ગામડામાં જઇ શકાય તેમ ન હોવાથી એ હલકી વસ્તીમાંથી કાંઇપણ પ્રાપ્ત થાય તો તે ઉપર આધાર હતો એ ઉદ્દેશે સાંજ સુધી ફર્યા, મહા મુશ્કેલીએ થોડોક વકરો કરી સાંજના ઘર તરફ પાછા ફર્યા, વરસાદ ધીમો ધીમો વરસી રહ્યો હતો, પૃથ્વી ઉપર પાણી વહી રહ્યું હતું, કોઇ કોઇ સ્થળે જમીન ચીકાશવાળી થવાથી પગ લપસી જાય એવી સ્થીતિ થઇ રહી હતી.

વાદળમાં સૂર્ય છુપાએલ હોવાથી સમયની પણ અટકળ કરી શકાતી નહોતી. દિવસ અસ્ત થવાની ભ્રમણાએ ભાવંડ શેઠ ઊતાવળે પગે ચાલતા ઘેર પહોંચી જવાના વિચારમાં હતા. ઉતાવળે પગે ચાલતાં ચીકાશવાળી જમીન ઉપર પગ પડતાં એમનો પગ સરકી ગયો ને ચત્તાપાટ જમીન ઉપર પાણીવાળા કાદવમાં પડયા, કોથળો ઉછળી થોડેક દૂર પાણીમાં જઇ પડયો. અંદરની ચીજો વેરણછેરણ થઇ ગઇ. કંઇક વસ્તુ પાણી સાથે વહી ગઇ કંઇક પાણીમાં ભળી ગઇ કેટલીક કાદવમાં ભળી ગઇ પોતાનાં વસ્ત્ર પણ કાદવથી ખરડાઇ ગયાં, એ જીર્ણ જુની પાઘડી પણ પાણીથી પલળી લોચોવળી જઇ કાદવના રંગમાં રંગાઇ ગઇ. એક નિમેષ માત્રમાં આ બધું બની ગયુ. જોકે પડતાંની સાથેજ શેઠ પાછા સ્વસ્થ તો થઇ ગયા, પણ બનેલું તે તો અવશ્ય બની ગયેલું શેઠે જોયું. "વાહ ? શી ભાગ્ય દેવીની કૃપા !" મનમાં ગણગણતાં શેઠે વસ્ત્ર સમા કર્યાં, કોથળો સંભાળ્યો, બની ગયેલી ઘટના ફેરવવાને અશક્ત શેઠના હૃદયમાં નિરાશા છવાઇ ગઇ. કારણ કે જીવનનો આધાર હતો. એક માત્ર કોથળો તે તો આજે હતો નહતો થઇ ગયો !

આતુરતાથી રાહ જોતાં શેઠાણીએ દૂરથી શેઠને આવતા જોયાને ચમકયાં, મનમાં અનેક વિચારનાં મોજાં આવીને પસાર થઇ ગયાં, ને ભાવંડ શેઠ ઘેર આવી પહોંચ્યા.

"કેમ શું થયું !" વિચાર નહિ છતાં સહજ સ્વભાવે પૂછાઇ જવાયું.

"નશીબ દેવીની કૃપા !" શેઠે જે વસ્તુ બની તે ટુંકમાં સમજાવી દીધી.

એ ઘટના સાંભળી શેઠાણી નિરાશ થયાં "હશે ! જેવી દૈવ ઇચ્છા ! એક બે દિવસ કદાચ્યે ભોજન નહી મળે તો કાંઈ મરી જવાશે નહિ, આવતીકાલે વળી જોઇ લેવાશે, આડોશી પાડોશીને ત્યાંથી ઉછીનું લાવી જે મળશે તેમાંથી ચલાવી લેશું."

"તે સિવાય બીજો શું ઉપાય ! એતો પડતાને જ પાટુ હોય, ગમે તેવી સ્થીતિ નીભાવે જ છુટકો, માણસ સહે દુઃખ ને ઢોર સહે ભૂખ" પણ આપણે તો દુઃખ અને ભૂખ બન્ને સહન કરવાનું, એટલું વધારે !"

"આજે કેટલાક મોજ કરતાં ગાડીઘોડામાં ફરે છે કેટલાક પાલખીમાં બેસી મોજ કરે છે. કોઇ ભાવતાં ભોજન કરી મનમાં આનંદ માને છે ત્યારે આપણને અત્યારે રોટલાનો ટુકડો પણ ન મળે, આજીવિકાનું સાધન કોથળો પણ વિધિએ ઝુંટવી લીધો, સાકરનો શીરો જમનારને ભૂખ્યા માણસનું ભાન ન હોય, હા ! હત વિધિ !"

"દુઃખ એ પણ મનુષ્ય જીવનની અણમોલ કસોટી છે, પ્રિયે ! દુઃખ ભોગવ્યા સિવાય માણસને બીજાના દુઃખ-

ની ખબર ન પડે. 'આટલું બધું દુઃખ નાખવાની વિધિની શું મરજી હશે ? હશે ગમે તેમ આપણે તો પરીક્ષામાં પાસ થયેજ છુટકો ! "

" અને એથીજ મારૂં સૌભાગ્ય, અથવા તો ભાગ્યવતી નામ પાડવામાં મારી ફોઇએ ભૂલ કરી હશે, નામ તો રૂપાળું સૌભાગ્ય પણ આજે તો દૌર્ભાગ્યની મૂર્ત્તિ સમી આપને પણ ઉપાધિરૂપ થઇ પડી નાથ ! " એ રમણી લગભગ રડવા જેવી બની ગઇ.

" ઓછુ ન લાવશો. જોકે તમેતો નામ જેવાજ ગુણ-વાળાં, શીયળવંત, ઉચ્ચ સંસ્કારવંત છો તથાપિ જગતમાં જોઇએ તો નામ માત્ર શોભાના ગાંઠીયા રૂપજ હોય છે. નામ એવા ગુણ કોનામાં જોવાય છે નામ તો મજેનું દેવચંદ્ર હોય છે પણ એ દેવ નામને ધારણ કરનાર મનુષ્યના મનુષ્યત્વ તરફ જરી નજર કરી છે. એ પરસ્ત્રીઓનો વિલાસી હોય, પોતાનાથી અધિક પુરૂષોની ખુશામત કરનારો હોય, પોતાથી ન્યૂન જણાતા માણસોને ઠગવાની કળામાં કુશળતાવાળો હોય, એના ધંધા તો જગતને ઠગવાના, બોલીને ફરી જવાના, પોતાના સ્વાર્થ માટે વિશ્વાસઘાત જેવી લાયકાત ધરાવનારા, દુનિયાને બતાવવાની જ ખાતર ઉજ્વળ આચાર ધરનારા શું દેવ નામને યોગ્ય ગણાય, 'એવા પુરૂષો ભલે શરીરને દેવ અને ચંદ્ર તરીકે સાથે ઓળખાવતા હોય, પણ એમાં

પાણીનીના વ્યાકરણ પ્રમાણે નામનો ધાતુ શોધી કાઢી શબ્દસિદ્ધ કરવા જઇએ તો ખાલી માથાકુટી શબ્દસિદ્ધ કરીયે એટલુંજ ! ”

માારૂં નામ પણ એવુંજ થયુંને ! ” વચમાં ભાગ્યવતીએ કહ્યું. ભાગ્યવતી એ યથાનામા તથાગુણા વાળીજ અનુપમ રમણી હતી જગતની સ્ત્રીઓ કરતાં એ સ્ત્રી પણ અનેરીજ પ્રભા પાડતી હતી. જોકે અત્યારે એમની દરિદ્રતા ઉચ્ચમાં ઉચ્ચ કોટીની હતી છતાં શીયળરૂપી સત્વથી એ સુશોભિત હતી. ધર્મરૂપી ધનની તો એ નિધાન હતી. સમજુ, વિવેકી, ઠરેલ અને ડહાપણની ભરેલી હોવાથી સ્વામીના સુખદુઃખમાં ભાગીદાર હતી, આવી સ્થીતિમાં પણ સ્ત્રીજાત ઉપર ન જતાં કુદરત જે સ્થિતિ બતાવે એ ધિરજથી સહન કરી પતિને મીઠાશબ્દોથી વધાવી એમના દુઃખને દૂર કરવાનો પ્રયત્ન કરતી. ધર્મનિષ્ઠ આર્યઅબળાઓનું જીવન સર્વસ્વ તો પતિભક્તિ જ સંભવે !

“ જગતનો કાયદોજ એવો છે કે નામ તો ભલેને અમરચંદ હોય છતાં મૃત્યુને ભેટવા એમને પણ એક દિવસ તૈયાર થવું પડે. અરે દેવતાઓ અમર કહેવાય છે છતાં એ પણ મૃત્યુના શિકાર અવશ્ય બને, નામ તો શાંતિ હોય છતાં સાક્ષાત્ અગીયારમા રૂદ્રસમ અશાંતિની મૂર્ત્તિ હોય, ભીખારીદાસ કે ગરીબદાસ નામ હોય છતાં અખૂટ સમૃદ્ધિના ધણી હોય, કૃપાચંદ્ર કે દયાળભાઇ નામ પાડેલાં

હોય પણ દયાના અંશને તો તેમણે દેશવટોજ દીધો હોય, ભલેને નામ તો આણંદભાઇ કે આણંદનાસાગર પાડયું હોય પણ બિચારા સંસારની જંજાળથી હંમેશ ઉદાસજ રહેતા હોય. કટુ શબ્દોથી ભરેલાને નિરાનંદની મૂર્તિસમા હોય. આવાં દુનિયામાં અનેક નામોવાળા મનુષ્યો હોય છતાં એ નામ પ્રમાણેનો અર્થ તો કયાંય ન મળે, પણ નામથી ઉલટા ગુણો તો અવશ્ય જોવાય, એ મનુષ્ય જાતિનેજ વરદાન છે, જેમ ઉત્તમમાં ઉત્તમ મનુષ્ય ગણાય છે તેવી જ રીતે અધમમાં અધમ પણ મનુષ્ય સિવાય બીજો કોઇ નહી જડે. મોક્ષને પ્રાપ્ત કરવાના અધિકારવાળો માણસ જ્યારે ઉલટી દિશામાં ચાલ્યો જાય ત્યારે ઠેઠ સાતમી સુધી પણ જવાનું માન એનેજ મળે," ભાવડ શેઠે એક પછી એક નામના અર્થ કરી જોયા પણ સાર્થક નામ ભાગ્યેજ નજરે ચઢતું અને એ બધી સંસારની એક પ્રકારની વિચિત્ર ગુંચવણ નહિ તો બીજુ શું !

ભાવડ શેઠના મનમાં એક નવીન વિચાર ઉપજ્યો. "પ્રિયે ! જે ગામમાં આપણે ઐશ્વર્ય ભોગવ્યું તે ગામમાં હવે ધનહીનદશામાં રહી અપમાન સહન કરવું ને અનેક સગાં, સંબધીઓની આંખે ચડવા કરતાં મારો વિચાર છે કે આથી તો પરદેશ જવાય તો ઠીક !"

"અને પરદેશમાં હું પણ આપની સાથેજ રહીશ.

પણ મને વિચાર થાય છે કે દેશ જાઓ કે પરદેશ, છતાં નશીબ તો આગળજ ને ! કહ્યું છે કે—

"ભાગ્યહીન આત્મા ખેહોં રહેજે ભારમાં,
તું જઇશ ગાડીમાં તો હું આવીશ તારમાં."

ક્યાં નવાઇ છે ! આવા ઉપવાસ તો આપણે ઘણીય વખત કરવા પડે છે. ભોજન વગર ચલાવી લઇએ છીએ તો શું દૈવ કોઇ વખતે સામુ નહિ જુએ ?"

"દૈવ તો જ્યારે સામે જોશે ત્યારે વાત ! પણ હવે અત્યારે શું કરવું. કોથળો તો ગયો, પણ જેની દુકાનેથી આપણે થોડો ઘણોક માલ લેતા હતા એને એના પૈસાનો હવે શું જવાબ આપીશું ! હશે કાલ ઉપર વાત !"

એ રાત્રી બંનેએ ભુખે ભુખે નિર્ગમન કરી, એ સામાન્ય ઘરમાં પણ જોઇતી ઘરવકરીય નહોતી. અંગ ઉપરનાં વસ્ત્ર પણ જોકે સ્વચ્છ હતાં છતાં એ સસ્તા કાપડમાંથી જ ઉત્પન્ન થયેલાં હતાં. બહુજ કાળજીથી સાચવણ રાખી લાંબો સમય પર્યંત ચલાવી લેવાની એમની ઇચ્છાથી જ ટકી શકતાં હતાં. કારણ કે દૈવ રૂઠે ત્યારે બીજો શું ઉપાય ?

બીજે દિવસે ઘરમાં તો કાંઇ સાધન નહોતુ જેથી સૌભાગ્ય શેઠાણીને પાડોશીની સામે જોવાની ફરજ પડી. માગવું અને મરવું એમને મન સરખુ હતું પણ બીજો

ઉપાય શું ! ગરીબાઈમાં એવા ગુણ છે કે લક્ષ્મી, આબરૂ, માન સર્વે પલાયન કરી જાય છે. શેઠાણીએ ઉછીપાછીનું લાવીને થોડું ઘણું ખાવાનું તૈયાર કરવા માંડ્યું. કોઈ ચીજ ન મળી તો એથી ચલાવી લીધુ. જેમ તેમ રોટલો તૈયાર થઈ ગયો.

શેઠ કોથળો કરવાને જેની દુકાનેથી માલ લાવતા હતા તેને ત્યાં જઈ ગઈકાલની ઘટના કહીને ફરી ઉધારે માલની માગણી કરી. લેવડદેવડ એટલે શેઠને માથે વાણીયાનું રૂણ તો ખરૂજને ! જેનું રૂણ હોય એના દબાણમાં પણ રહેવું પડે. વાણીઆએ પૈસાનો તગાદો કર્યો. ઠપકો શીરપાવમાં આપી ફરી માલ આપવાની ના પાડી બાકી રહેલા પૈસા ઝટ આપી જવાનો એકદમ હુકમ થયો, જો પૈસા વસુલ નહિ થાય તો જમીથી વસુલ કરવાનો દમ ભરાવ્યો. વાહ વણિકભાઈ તમારી કળા ! બાવડ શેઠનો એટલો રહ્યો સહ્યો આધાર પણ હવે તો ખલાસ થયો. દૈવ ઉપર આધાર રાખી બાવડ શેઠ ઘર તરફ રવાને થયા, શી કરમની બલિહારી ! સર્વ કોઈ ઉદય પામતાને જ પૂજે છે. આથમતાની સામે મીંટ માંડવાની આ સ્વાર્થી સંસારને શી પડી હોય !

---

# પ્રકરણ ૩ જું.

## ઉપાય.

" જગતના યંત્રની ચાવી, રહી છે હાથ ભાવીને
બધી દુનિયા તણી બાજી, રહી છે હાથ ભાવીને
સારાં ખોટાં ભલાં ભુંડાં, રહ્યાં છે હાથ ભાવીને
સુખી કરવાં દુઃખી કરવાં, બધુંયે હાથ ભાવીને."

રાત્રી પછી દિવસ અને દિવસ પછી રાત્રી એવો સંસારનો ક્રમ છે. સુખદુઃખ એ મનુષ્યજીવનના કસોટીના પ્રસંગો છે. જગતમાં સર્વ કોઈની એક સ્થિતિ હોતી નથી. જીવનના અમુક અમુક પ્રસંગોમાં કારણ પામીને પરિવર્ત્તન થયા જ કરે છે. ધર્મધ્યાનમાં અસ્ખલિત ગતિવાળા, પ્રતિદિવસ જીનેશ્વર ભગવાનની ભક્તિ કરનારા, અને ગુરૂની યથાશક્તિ વૈયાવચ્ચ કરનારા ભાવડ શેઠ એવી સુરકેલીમાં પણ ધીરજથી સમય વ્યતિત કરતા હતા. કાંપિલ્યપુરના અનેક સ્ત્રીપુરૂષો ગાડી, વાડી અને લાડીના એશઆરામમાં ગયેલા સમયને પણ જાણતા નહોતા એવા સમયમાં અન્ન અને દાંતને વેરવાળા ભાવડ ભાવીને ભરોંસે દિવસો વ્યતિત કરતા હતા. અનેક શ્રાવકોનાં કુલ રૂદ્ધિસંપન્ન હતાં એમનાં અનેક મિત્રો હતા, સગાંસંબંધી પણ

ખૂબ હતાં છતાં આવી વિષમ સ્થિતિ ભાવડ શેઠ વ્યતિત કરે એ વિચિત્ર તો ખરૂ જ ! આવા ધર્મિષ્ઠ ગુણસંપન્ન તરફ શું કોઈની પણ નજર નહી હોય, તે સમય તો ઘણો સારો હતો. માણસોની ભાવના વિશાળ હતી. વિક્રમ જેવા પર-દુઃખભંજન રાજવીની શિતળ છાયા હતી. સાધર્મિક વાત્સલ્યની ભાવના શ્રાવકોના હૃદયમાં રમી રહી હતી. છતાં ભાવડ શ્રેષ્ઠીનું જીવન લક્ષ્મીદેવીની અવકૃપા પછી દારિદ્રયમય હતું એ નિઃસંદેહ વાત હતી. મહાવીર સ્વામી જેવા ચરમ તિર્થંકરના સમયમાં પૂણીયા શ્રાવકની શું સ્થિતિ હતી ? કર્મનો સિદ્ધાંત માનનાર તો એ વાતમાં સંદેહ ન જ કરી શકે ? શક્રેંદ્ર જેવા ભક્તિમાન અને સિદ્ધાર્થ વ્યંતર પાર્શ્વરક્ષક છતાં ભગવાને ઉપસર્ગ શું ન સહન કર્યા ?

આશા, ઉત્સાહ, ખંત, ઉદ્યમ અને ધિરજથી ભાવડ શેઠે બીજો આશ્રય શોધી કાઢ્યો. એમણે પોતાનો કોથળો ચાલુ રાખ્યો. બીજી તરફ ભાવડ શેઠ આદેય નામકર્મવાળા ને પ્રગટ પ્રભાવવાળા પાર્શ્વનાથ ભગવાનની એક ચિત્તે ભક્તિ કરવા લાગ્યા, સાધુ મુનિરાજની રોટલાના એક ટુકડામાંથી પણ અડધો આપીને ભક્તિ કરવા લાગ્યા. ગમે તેવી સ્થીતિમાં પણ સમય તો કોઈની ઓછી જ રાહ જુએ !

શ્રી પાર્શ્વનાથનું સ્મરણ કરતાં કરતાં એમને નિદ્રા આવે એવો હમેશનો કાર્યક્રમ હતો. “ આહા ! કલિકાલમાં કલ્પવૃક્ષ સમાન, પુરૂષોનાં મનોવાંચ્છિત પૂરવામાં ચિંતામણિ

સમા એ ભગવાન અધિક છે. જેમના પ્રભાવથી નાગ નાગેંદ્ર થયા, મહા મિથ્યાત્વી કમઠ શત્રુ રૂપે દર્શન કરતાં પણ સમકિત પામ્યા, અનન્ય શક્તના રોગ નાશ પામ્યા, કૃષ્ણ વાસુદેવનું સૈન્ય જરા રાક્ષસીથી મુક્ત થયું. આ કળીકાળમાં–પાંચમા આરામાં એ હાજરાહજુર છે. " પાર્શ્વ-નાથના ધ્યાનમાં ચિત્તની તન્મયતા થઈ ગઈ. એમાં જ ચિત્ત લયલીન થઈ ગયું એ વિચારમાં ને વિચારમાં હમે-શના નિયમ પ્રમાણે નિદ્રા આવી ગઈ. ત્રણ પ્રહર રાત્રી વહી ગયા પછી સ્વપ્નામાં એમણે એક અજાયબ વસ્તુ જોઈ.

અનિમેષ નયને શેઠ એ દિવ્ય મૂર્તિ તરફ જોઈ રહ્યા. " આપ કોણ છો ? "

" હું લક્ષ્મીદેવી ! શ્રેષ્ઠી હું તમારી ઉપર પ્રસન્ન છું "

" વાહ ! કૃપા આપની, આખરે આપે અમારી સામુ જોયું તો ખરૂં ? "

" શ્રેષ્ઠી ! તમે ભાગ્યવંત છો ! દેવ ગુરૂધર્મની ભક્તિ કરનારા; મહા સત્વવંત છો ? હું પણ જીનેશ્વરની ભક્તિ કરનારી છું સાહધર્મિકની ભક્તિ કરવી, એમને દુ:ખમાં સહાય કરવી એ મારી ફરજ છે. તેમાંય પાર્શ્વનાથની ભક્તિ કરનારા, એકાગ્ર ચિત્તે એમનું આરાધન કરનારા તો આ ભવમાં જ મનોવાંછિત મેળવે છે. "

"મારા પૂર્વના કોઈ પાપના ઉદયથી આટલો સમય મને દારિદ્રય ભોગવવું પડ્યું એને લઈને અનેક વિટંબનાઓ પણ સહન કરી. હવે એ પણ સ્વપ્નાની માફક આપના પ્રભાવથી અદૃશ્ય થઈ જશે. છવાયેલી નિરાશામાં પણ આજરે અમર આશા ઝળકી તો ખરી જ."

મારી અવકૃપાથી આટલો સમય તમારે સહન કરવું પડ્યું તે બધું ભૂલી જજો. તમારી ભક્તિથી હવે તમારી તરફ મારું લક્ષ ખેંચાયું છે. જેની તરફ મારી અમીમય નજર હોય એના ભાગ્યમાં તે શીઆની હોય."

"ન જ હોય દેવી ? આપને હું પ્રણામ કરું છું." એ શબ્દો નિકળતાંની સાથે દેવી તો અદૃશ થઇ ગઇ શેઠ પણ જાગૃત થયા.

એ શબ્દો નજીકમાં અર્ધજાગૃતપણે પોઢેલી ભાગ્યવતીએ સાંભળ્યા ને ચમકી "શું છે સ્વામી! કોને પ્રણામ કરો છો ?"

ભાવડ શેઠ પણ જાગૃત થયા. "લક્ષ્મીદેવીને!"

"વળી પાછાં લક્ષ્મીદેવી યાદ આવ્યાં એ શું?"

"દેવી ? લક્ષ્મીદેવીનાં સ્વપ્નામાં દર્શન થયાં, ને મને વરદાન આપ્યું." ભાવડશેઠે સ્વપ્નાની હકીકત કહી સંભળાવી.

એ ભાવડશેઠની સ્વપ્નની હકિકત સાંભળી ભાગ્યવતી પણ પ્રસન્ન થયાં.

"દેવી ! ખરેખર તું ભાગ્યવતી છે અને ભાગ્યવતી જ રહેવાની. મને લાગે છે કે અલ્પકાળમાં જ આપણી સ્થિતિમાં પાછું પરિવર્તન થવાનું જ !"

"એ બધોય આપની શક્તિનો પ્રભાવ ? ધર્મનો જ પ્રભાવ ? ધર્મના પ્રભાવથી જગતમાં શું નથી મળતું ?"

"ચાલો જે થાય તે સારાને જ માટે ?"

"આટલા સમયમાં પણ આપણે ઓછી મુશ્કેલી તો નથી જ ભોગવી. હા ? દુશ્મનનેય આવું દુઃખ પડશો નહિ ભૂડું કરનારનું પણ ભલું થજો !"

"એ બધીય ભાવીની મરજી, ભવિતવ્યતા જેવી હોય છે તેવું જ જગતમાં બને છે. ભાવીની મરજી વગર કશુંય થતું નથી."

વાતોમાં સમય થવાથી શેઠ પ્રતિક્રમણની તૈયારી કરવા લાગ્યા અને સૌભાગ્ય શેઠાણી પણ પ્રાતઃ કર્મમાં જોડાયાં. આજે શેઠ શેઠાણીનાં મન પ્રસન્ન હતાં. આજે તો એમને ત્યાં સોનાના સૂરજ ઉગ્યા હતા. વિધિ પણ વિચિત્રતો ખરીજને ! પ્રાણીઓને ઘડીમાં હર્ષ અને ઘડીમાં શોક તેના વગર કોણ બતાવે ?

## પ્રકરણ ૪ થું.

### શરૂઆત.

"માનવી ન જાણે કે, અમારૂં શું થવાનું છે."
"ન જાણ્યું જાનકીનાથે, સવારે શું થવાનું છે."

લક્ષ્મીદેવીએ સ્વપ્નામાં દર્શન આપ્યા પછી સૌભાગ્ય શેઠાણીનું મન પણ પ્રસન્ન રહેતું હતું આજે શેઠાણી પુણ ખુશ મિજાજમાં હતાં. માનવી જ્યારે નિરાશ થાય છે તે સમયે આખુ જગત અંધકારમય જણાય છે અનેક પ્રકારના આઘાત પ્રત્યાઘાતોથી ચિત્ત ખિન્ન રહે છે પોતાની ઈચ્છા પ્રમાણે થતું નહોવાથી આશા પણ નિરાશા રૂપમાં પલટાઇ જાય છે આજીવીકાનું પણ પુરૂં સાધન ન હોય, આખો દિવસ સખત મજુરી કરતાં પણ પેટનો ખાડો ન પુરાયે, તો એથી વધારે કમનશીબી બીજી કયી હોઈ શકે કોઈ દિવસ અન્ન-વગર કડાકા ભોગવવાં પડે, કોઇ દિવસ એકવાર ચલાવવું પડે, અથવા તો જે મળે તેથી સંતોષ માની દિવસ ગુજારવો પડે એવી સ્થીતિમાં મન ધિરજ શી રીતે ધરે વારૂ ?

એ નિરાશા પણ આજે તો આશાના રૂપમાં ફેરવાઈ ગઈ એ નિરાશામાં પણ અમર આશા છુપાઈ છે એ સત્ય ઘણે કાળે પણ આજે સમજાયું. ચાતરફ નિરાશા રૂપ

પાદળમાં ઘેરાયલ માનવીને જ્યારે આશાની અનેરી ઝાંખી થાય છે ત્યારે એના આનંદની જે સીમા થાય તે અમાપ અનુભવ વગર ન સમજાય.

સૌભાગ્ય શેઠાણી પ્રાતઃકાળની ધાર્મિક પ્રવૃત્તિથી પરવાર્યાં અને ગૃહકાર્યનો આરંભ કરવાની તૈયારી કરવા માટે ત્યાં તો ગાડીનો ખડખડાટ સાંભળી એમણે બહાર નજર કરી તો પોતાના આંગણામાં એક સુંદર ગાડી આવીને ઉભી રહી ગઈ.

પોતાને આંગણે ગાડી જોઈ સૌભાગ્ય શેઠાણી ચમક્યાં, કોઈ દિવસ નહિ ને આજે આ શું ? કોણ હશે એ ? કેમ આવ્યાં હશે ! હૃદય ધડકવા લાગ્યું ભાવડશેઠ પણ બહાર નિકળી કોણ આવ્યું છે તે જાણવાને આતુર થયા.

એ સુંદર ગાડીમાંથી એક પ્રૌઢ પુરૂષ નીચે ઉતરી પડ્યો. એ સુંદર અને સફાઇબંધ કપડામાં સજ્જ થયેલ પુરૂષ ગંભીર ચાલ ચાલતો ભાવડશેઠ તરફ આવ્યો ભાવડ-શેઠનાં વસ્ત્રો જીર્ણ હતાં જુનું ટુંકુ ધોતીયુ ગોઠણ સુધીનું પહેરેલું અને અર્ધી બાંયની બંડી, ક્યાં આપણા ભાવડશેઠ અને ક્યાં આ લક્ષ્મીવંત પુરૂષ ?

સામે આવતા પુરૂષને ભાવડશેઠે ઓળખી લીધા. “ ઓ ! હો ! હો ! પધારો ! પધારો ! નગરશેઠ ! પધારો ! આજે

આપ અચાનક ! આપનાં પગલાં અમારી રંકની ઝુંપડીમાં ! ભાવડશેઠની આંખમાં ઝળઝળીયાં આવ્યાં.

એ પુરૂષ કાંપિલ્યપુરના નગરશેઠ હતા. ભાવડશેઠના સહવ્યસ્ક ! મહાજનના પણ અગ્રેસર અને શ્રાવકોમાં પણ અગ્રગણ્ય તેના હતા. લક્ષ્મીદેવીની એમની ઉપર મીઠી નજર હતી. શ્રાવકના આચાર વિચારના જાણ, ધાર્મીક અને સાધર્મીકની ભક્તિ કરવામાં રસીક ઉદાર પુરૂષ હતા. એ ધર્મચંદ્ર સાક્ષાત ધર્મનીજ મુર્તિ હતા.

ભાવડશેઠના આવકાર સ્વીકારતા ધર્મચંદ શેઠ તેમની સામે આવી મીઠું હસ્યા અને બેહાથ જોડી આ ગરીબ પ્રણ સાધર્મીક બંધુનો વિનય સાચવ્યો.

અવિવેક થતો જોઇ ભાવડશેઠે એમના બેહાથ પકડી લીધા. " આ શું કરો છો શેઠ સાહેબ ? કયાં હું ને કયાં તમે ? કયાં અમીરને કયાં ફકીર ? કયાં રાજા ને કયાં રંક, અને આપને નમવા યોગ્ય તો ? "

ભાવડશેઠે ધર્મચંદ્રશેઠનો સત્કાર કર્યો ભાવડશેઠ ધર્મચંદ્રશેઠનો સત્કાર કર્યાં અધા અધા થઇને એક ગોદડુ પાથરી શેઠને બેસાર્યા ભાવડશેઠ મનમાં અનેક પ્રકારે વિચાર કરવા લાગ્યા.

" કોઇ પાપના ઉદયથી તમારા જેવા ધર્મી બંધુની યાદ મને વિસરાઇ ગઇ, અનેક પ્રકારના વ્યવસાયને લીધે

તમારી સ્થીતિ જાણવા છતાં અહીં આવવાનો પ્રસંગ નહોતો મળતો. કોઇ વખત આવવાનું નક્કી કરતો ત્યારે અચાનક એવું કાર્ય આવતું કે જેથી હું તમારી યાદ ભુલી જતો. કહો ભાઇ! હાલમાં શું વ્યવસાય ચાલે છે? " ધર્મચંદ્ર શેઠે પોતાનાં આગમનની હકીકત કહેતાં પોતાની ચકોર નજર ભાવડશેઠના એ જીર્ણ ઘરની ચારેકોર ફેરવીને ભાવડશેઠની સ્થિતિની કલ્પના પણ કરી.

" જોકે જગતમાં પુરૂષ બળવાન છે છતાં પુરૂષથી પણ વિધિ બળવાન છે, ક્યાં ભૂતકાળની તમારી જાહોજલાલી અને ક્યાં આ સ્થીતિ? તમારા જેવા ધર્મનિષ્ઠ, સજ્જન, અને સાધુ સમાન પુરૂષ શ્રેષ્ઠની જ્યારે આવી સ્થિતિ તો પછી સામાન્ય મનુષ્યની તે વાત જ ક્યાં? " પોતાની ચપળ દૃષ્ટિથી અવલોકન કરતાં ધર્મચંદ્રશેઠે કહ્યું.

" અમારા પૂર્વનાં એ ૠણાનુબંધ? આપ જેવાનાં પ્રતાપે ગાડુ જેમતેમ નભે જાય છે."

ભાવડ શેઠનું કથન સાંભળી ધર્મચંદ્ર શેઠ વિચારમાં પડ્યા. ભાવડ શેઠને કેવી રીતે મદદ કરવી. એ સત્વશાળી પુરૂષ કાંઈ પોતાની મદદનો સ્વીકાર કરે ખરો, " પ્રગટ—" ભાવડ શેઠ? કહે? હું તમને શી રીતે મદદગાર થાઉં?

મારી નજીવી માગણીનો તમે સ્વીકાર કરશો કે?" ધર્મચંદ્ર પ્રગટપણે બોલ્યા.

"શેઠ સાહેબ? આપની કૃપાજ અમારે બસ છે. અમારો કોથળો ચાલે છે એમ ચાલવા દ્યો? મઠ બાજરાનું ઢેબરું એનાથી મળી રહે છે મજુરી કરીને રોટલો કમાવાય, એમાંજ ઘણી મીઠાશ રહે છે.

"છતા મને પણ ધર્મી ભાઈની સેવાનો લાભ આપવાની ઉદારતા નહિ બતાવો? બંધુ! દરિદ્રતાથી કાંઈ મનુષ્યની કિંમત ઓછી ન થાય, ભલે બેકદર દુનિયાને એની કિંમત ન હોય, જે પૈસાના ગુલામો છે તેમનેજ પૈસાથી માણસની કિંમત આંકવા દ્યો, પૈસાથીજ માનવીની મોટાઈ ગણાતી હોત તો ચંડાળ અને ચમાર જાતિને પણ અઢળક ધન મળે છે. અર્થના દાસોને માટેજ એમની કિંમત હોય, પણ મનુષ્યમાં એવી એક ભાવના કે શક્તિ હોય છે કે જેની આગળ લક્ષ્મી ચીજ કંઈ હિસાબેય નથી; મનુષ્યમાં રહેલા ગુણોજ એની કિંમત આંકનારા કોઈ વિરલ પુરૂષ પણ નિકળે તો ખરાજ!"

"આપ અમારી રંકની મશ્કરી ન કરો? અમારામાં એવું તે શું છે કે જેની એવી કિંમત હોય, પોતાને માટે ચતા પ્રશંસાના ઉદ્‌ગાર સાંભળીને ભાવડશેઠે કહ્યું."

"ભાવડશેઠ ! હું કાંઇ તમારી પ્રશંસા કરતો નથી. પણ મારી એટલી જ ઇચ્છા છે કે ફુલ નહિ ને ફુલની પાંખડી, કંઈક મારી તરફથી ભેટ સ્વીકારો !"

"એવું તમારૂં લઇને હું શું કરૂં ? એથી તો મહેનત મજુરી કરતાં આળસ આવે, મફતનું ખાવાની વૃત્તિ થાય, એથી મનમાં અનેક ખોટા વિચાર આવે, બીજા પણ અનેક દોષો અમારામાં ઉત્પન્ન થાય, છતાં આપની આવી લાગણી છે તો કોઈ પ્રસંગે અમને ખપ આવશે."

ધર્મચંદ્રશેઠે વિચાર કર્યો કે 'આપણી માગણીનો આ સ્વીકાર કરે એમ નથી, એ સત્વવંત પુરૂષ લાંબો હાથ કરી આપણી પાસેથી નજીવી રકમ પણ લેશે નહિ. માથાકુટ કરવી નકામી હતી છતાં એને આપી જવું એ સત્યજ ! હવે કેવી રીતે આપવું એનોજ માત્ર વિચાર કરવાનો ?'

નગરશેઠ જેવા મોટા માણસની પધરામણી થતાં સૌભાગ્ય શેઠાણીતો એમનાથી દૂર થઇ ગયાં. એવા માણસ સાથે ઉભા રહેવું કે એ બન્નેની વાત ચિત પાસે ઉભાં રહી સાંભળવી એમાં અવિનય જણાયો, જેથી શેઠાણી ઘરમાં જઇ એમના ગૃહકાર્યમાં જોડાયાં.

છેલ્લે જવાનો નિશ્ચય કરી ધર્મચંદ્રશેઠે જણાવ્યું "જરા ગાડીવાનને બોલાવોતો !" નગરશેઠના શબ્દો સાંભળી ભાવડશાહ બહાર આવ્યા. એ સમયનો લાભ લઇ ધર્મચંદ્રશેઠે પાથરેલા

ગોદડા નીચે કાંઇક છૂપાવી દીધું. પાછળ એપણ બહાર નિકળ્યા. ભાવડશેઠ ગાડીવાનને બૂમ મારે તે પહેલાં ધર્મચંદ્રશેઠ બોલ્યા. " લ્યો ભાઈ ત્યારે હું પણ રજા લઇશ એને બોલાવવાની જરૂર નથી, મારી રાહ જોતો એ તૈયાર જ છે. આવજો હો! કામકાજે જરૂર મારે ત્યાં પધારજો, તમારા સરખા ધર્મીબાંધવના આગમનથી અમારા આંગણાં પાવન થશે."

શેઠને પણ તરત જ પાછળ આવેલા જોતાં ભાવડશેઠને સમજ ન પડી. તેમણે કહ્યું ".આપનું વચન હું જરૂર યાદ રાખીશ, અમને જરૂરી પ્રસંગે આપ કામ આવશો એ કાંઈ ઓછો એહેશાન ન કહેવાય, ભાવડશેઠે વિવેક કર્યો.

મીઠું સ્મિત કરતા ધર્મચંદ્ર પોતાની ગાડીમાં બેઠા, ને ગાડીવાને પોતાને સ્થળે જવાને ઘોડા મારી મુકયા, એ જાય એ જાય જોતાં જોતાં ગાડી ભાવડશેઠની નજર આગળથી પણ અદ્રશ્ય થઇ ગઇ.

ભાવડશેઠ ઘરમાં આવ્યા ને મેમાન માટે પાથરેલું ગાદલું ઉપાડયું, મેમાનને ગયેલા જાણી સૌભાગ્ય શેઠાણી પણ ત્યાં આવી પહોંચ્યા. ગોદડું ઉપાડતાં બન્નેની નજર સમકાલે એક પોટલી ઉપર પડી. " એ શું એ!"

ધડકતે હૈયે ભાવડશેઠે પોટલી ઉચકી, ભારે લાગી તો

ખરી, છોડતાંજ સુવર્ણ મહોરોનો ઢગ થયો, સાથે એક કાગળની કાપલી નજરે પડી તે શેઠે વાંચી જોઇ.

" ધર્મી બંધુ ! આટલી નજીવી ભેટ સ્વીકારી આભારી કરશો તો મોટો ઉપકાર ? પાછી આપવા આવશો ના ? આવશો તો કોઇ લેશે નહિ. જરૂર પડે ત્યારે યાદ કરશો તો વિશેષ ઉપકાર ! "

લી. ધર્મચંદ્ર.

પતી પત્ની બન્ને અજાયબ થયાં, શેઠે બન્ને વચ્ચે થયેલી વાતચિત ટુંકમાં શેઠાણીને કહી, એ સુવર્ણ મહોરો ગણતાં પચ્ચાસ પુરી થઇ.

---

# પ્રકરણ ૫ મું.

---

## સુપાત્ર દાન

' ગમે તેવી મુશીબતમાં, સજ્જન ના ત્યાગતા નીતિ
ભલે હો રંક કે રાજન, કદિના છોડતા નીતિ
સજ્જનને દુર્જનના, જગતમાં માર્ગ જુદા છે
બતાવવાને ચાવવાના, હાથીના દાંત જુદા છે. "

" શેઠ સાહેબે તો આપણને આવી રીતે ગુપ્ત સહાય કરી પોતાના દીલની દીલેરતા બતાવી સાધર્મિ બંધુને સુખી

કરવાની ઇચ્છા કરી, પણ આપણાથી આ મદદનો સ્વિકાર થાયજ કેમ ? આ ધન ઉપર આપણો હક્કજ શું ? આ કાંઈ જાત કમાઇનો પૈસો ઓછોજ કહેવાય, વગર પસીનાએ અને અનાયાસે પ્રાપ્ત થયેલા આ દ્રવ્યનું હવે શું કરવું ?" ભાવડ શેઠ મુંઝાયા, આ દ્રવ્ય પાછું આપવા જવું એ પણ હવે નકામુંજ, ત્યારે એને પોતાના ઉપયોગમાં લેવું કે શું કરવું ?

"એ તો લક્ષ્મીદેવીની કૃપાની શુભ શરૂઆત થઈ આ રીતે, આપેજ સ્વપ્ના સંબંધી વાત કરી હતીને, લક્ષ્મી દેવી કાંઈ સાક્ષાત્ ધનનો વરસાદ ઓછોજ વરસાવવાનાં હતાં ત્યારે એમની મહેર થાય છે ત્યારે કોઈ ને કોઈ રીતે એમનાં પગલાં થાય છે મને લાગે છે કે આ પણ એવીજ રીતીનો એક નમુનો હશે બીજુ શું ? "

" ત્યારે શું આ દ્રવ્ય આપણેજ ઉપયોગમાં લેવું ! મફતના મળેલા માલ મલીદા ઉપરજ તાંગડધિન્ના કરવા, શ્રાવક અરે શુદ્ધ શ્રાવકને આ રીતિએ અનાયાસે મળેલા દ્રવ્યનો ઉપયોગ કરવો ઉચિત છે કે ? શ્રાવક અરે જીનેશ્વરનો ભક્ત તો એનુંજ નામ કે જે નીતિથી મેળવે, જાતકમાઇથી મેળવે. "

" આપણે કયાં કોઇની પાસેથી બળજબરાઇએ કે વિશ્વાસઘાતથી અરે ચોરી ચપાટીથી મેળવ્યું છે, દેવીની મહે-

રણાનીથી મળ્યું છે. નાથ ! આ દ્રવ્યનો ઉપયોગ કરવામાં શ્રાવક ધર્મને શી હાની છે એ સમજાવશો જરી. ”

“ હશે, તમારૂં કથન સત્ય હો ! હું તો એટલું જ ઇચ્છું છું કે અનીતિથી કે બીજાને છેતરીને દ્રવ્ય મેળવવું એના કરતાં ગરીબીમાં પ્રમાણિકપણે રહેવું સારૂં ! ગરીબોના રક્તથી પૈસો મેળવવો એના કરતાં મરી જવું બહેતર. નાના મોટાં અનેક જનોનાં અંતર કકળાવી, બે વચની બની ગરીબોને ભોગે માલદાર બનવું એના કરતાં નિર્ધનપણું સારૂં. અનેક દીન, ગરીબોના પ્રાણરૂપ અલ્પ થાપણો વિશ્વાસથી સોંપાયેલી, તેનો દુરૂપયોગ કરી એમને રડાવી એ થાપણો સ્વાહા કરી જવી બલ્કે અતિ કુશળતા વાપરી ચતુરાઇથી એ ભયંકર ગુન્હા ઉપર પડદો નાખી સમાજમાં સારા ગણાવા બુદ્ધિનો ઉપયોગ કરવો, એ પૈસાથી હરામી મોજશોખ કરવા, માનવ જીવનની અધમમાં અધમ પરાકાષ્ટા એથી બીજી તો ન જ હોય, આજના પંચમકાલમાં એકાંત સ્વાર્થમાં અંધ થએલા મનુષ્યો પોતાનાથી અલ્પ શક્તિવાળા તરફ ઠગાઈ વિદ્યાની કુશળતા ચલાવી તેમજ પોતાથી અધીક પ્રત્યે ખુશામતનાં જળહળતા મધુરા તીરોનો ઉપયોગ કરી કૈટિલ્યતામાં અજબ નિપુણતા મેળવે છે કે એવા માનવ શયતાનથી તોબાહ ! તોબાહ ! ”

“ આપે કહેલા પુરૂષો જગતમાં ઘણાય હશે, અથવા તો થશે. પણ ધર્મચંદ્ર શેઠનો આશય તો આપણને ઠગવાનો

શું હોય, ધર્મચંદ્ર શેઠ વિવેકી અને સજ્જન છે. એમને માટે કાંઇ વિચાર કરવો એ દૂધમાંથી પોરા કાઢવા જેવું ને ચંદ્રમાને કલંક લગાડવા જેવું નહિ તો બીજું શું ?"

"ખચિત, આમ કરવાનો ધર્મચંદ્રશેઠનો શું આશય હશે. કોઇ દિવસ નહિ ને આજે એમના આ વર્ત્તન માટે શું ધારવું ?"

"ધારવું શું વળી, આપે મનુષ્યસ્વભાવની અધમતાનું વર્ણન કર્યું. પણ મને લાગે છે કે અત્યારનો સમય ઘણો જ સારો છે માણસોની અધમતા આપે વર્ણવી એવી હજી જણાતી નથી કદાચ આપે કહ્યો તેવો સમય હજી હજાર વર્ષ પછી આવે તો આવે, લોકોમાં ધર્મ, નીતિ, પ્રમાણિકપણું હજી જોવાય છે, સુખી, સંતોષી, ભલમનસાઈ, પરોપકારીપણું, દયા, નિર્લોભતા આદિ ગુણો પુરૂષોમાંથી નષ્ટ તો નથી જ થયા."

"અરે! અત્યારથી જ જનસ્વભાવમાં એ ભવિષ્યકાળના ભણકારા વાગી રહ્યા છે. મેં તો હજી એ વર્ણન સામાન્ય રીતે કરેલું, બાકી હજાર વર્ષ પછીના મનુષ્યની વાત જ ન કરજે. તોબાહ! તોબાહ! વિતરાગને પણ છેતરનારાં, ગુરૂઓને પણ ઠગનારા, લોકોને ઠગવાને માટે જ શ્રાવકપણું ધારણ કરનારા, પોતાના સ્વાર્થ માટે ધર્મસંસ્થાનો વહીવટ કરનારા, ધર્મને પણ વેચનારા, ધર્મકલહમાં રસ ધરાવનારા,

મહાન્ ધૂર્ત્ત લોકો થશે, શ્રાવકોમાં પણ આવો ચેપ વિશે-ષથી જોવામાં આવશે. ભગવાનના વચનો સત્ય કરનારા મહાન્ દંભી વણીકપુત્રો થશે, હશે કરશે તે ભરશે આપણે શું ? ”

“ ભગવાને ભાળ્યું હશે તેવું તો બનશે જ. પણ હવે મારો વિચાર છે કે આ દ્રવ્યમાંથી આપ વ્યાપાર કરો તો ઠીક ? વ્યાપારમાં જો આપણે કમાશું, ને વિધિ અનૂ-કુળ થશે તો શેઠનાં નાણાં આપણે પાછાં ભરી દેશું. અત્યારે તો મળેલી તકનો સદુપયોગ કરીયે એ ઠીક ? ”

“ એ વિચાર મને પણ ઠીક જણાય છે. કયા વ્યાપારમાં એ દ્રવ્ય રોકવું એનો હું એક બે દિવસમાં નિર્ણય કરીશ. ”

એક નિશ્ચય કરી એ વાત ત્યાંથી જ સમેટી લેવાણી, બન્ને પોતપોતાની પ્રવૃત્તિમાં જોડાયાં. શેઠ કાંઇક નિશ્ચય કરી બન્દરમાં ગયા અને ખાવાપીવા માટે કેટલીક જરૂરી વસ્તુઓ ખરીદ કરી લાવ્યા ને પાછા બજારમાં દુકાનની વ્યવસ્થા કરવાને ચાલ્યા ગયા, સૌભાગ્ય શેઠાણીએ આજે ઘણે સમયે સ્વાદિષ્ટ રસોઈ તૈયાર કરી. શેઠે પણ તે દિવ-સથી દુકાનની શરૂઆત કરી દીધી ને વેપાર ચાલુ કર્યો.

એક દિવસે મધ્યાહ્ન સમય થવા આવ્યો તોય શેઠ જમવા આવ્યા નહિ પણ એમને કોઈ બે જ્ઞાની

મુનિયો ફરતા ફરતા એમને ત્યાં ગોચરીએ આવી ચડ્યા મુનિઓને જોઈ શેઠાણીની ભાવના વૃદ્ધિગંત થઈ ને વહોરવા વિનંતિ કરી, મુનિઓ પણ એ જીર્ણ ઘરના આંગણામાં પ્રવેશ કરી ઉભા રહ્યા. શેઠાણીએ ભાવથી ઉત્તમ રસવતી મુનિપાત્રમાં વહોરાવી બદલામાં ધર્મ રૂપી લાભ મેળવ્યો. એ જ્ઞાની મુનિએ શેઠાણીના ભાગ્યનું અને વર્ત્તમાન સ્થિતિનું અવલોકન કરી આશ્ચર્યથી સંસારની વિચિત્ર ઘટના ઉપર મસ્તક ધૂણાવ્યું. જ્ઞાનદૃષ્ટિથી એમણે એમનું ઉજ્વળ ભવિષ્ય નિહાળ્યું–જોયું.

મુનિની એ ચેષ્ટા શેઠાણીની નજર બહાર ન રહી. " આપે કેમ મસ્તક ધૂણાવ્યું. "

" કંઇ નહિ એ તો સહેજ ! " જ્ઞાનીએ વાત સંકેલી લેવા માંડી.

" પ્રભુ એક વાત પૂછું. મને લાગે છે કે આપ જ્ઞાની છો, મારા ભાગ્યયોગે આપનાં પૂનીત પગલાં મુજ રંકને આંગણે થયાં છે તો એક બે વાત પૂછી લઉ ? "

" તમારે શું પૂછવું છે ? તમે તો ભાગ્યશાળી છો, તમને રંક કોણ કહે, તમારૂં નામ શું ? શ્રાવિકે ! "

" મારૂં નામ ? મારૂં નામતો મારી ફોઇએ ભૂલથી સૌભાગ્ય અથવા ભાગ્યવતી પાડયું છે પણ ભગવાન્ ! અમે

તો સાક્ષાત્ દૌર્ભાગ્ય અને દરિદ્રનારાયણના અવતાર જેવા જ છીએ."

" ભાગ્યવતી ! ખરેખર તમે ભાગ્યવતી જ છો તમારૂં નામ પાડવામાં જરાય ભૂલ થઇ નથી મનમાં જરાય ખેદ ન કરશો શ્રાવિકે ! "

" ત્યારે પ્રભુ કહેશો અમને જરી, આવી દરિદ્રતા છતાં હું કેવીરીતે ભાગ્યવતી થઇશ. અમારા ભાગ્યનો ઉદય ક્યારે થશે ? કેવી રીતે થશે ? "

શેઠાણીના વચન સાંભળી જ્ઞાની મૌન રહ્યા એ પ્રશ્નનો ઉત્તર કેવી રીતે આપવો તે માટે વિચારમાં પડ્યા એવી સાવદ્યભાષા બોલવી એ મુનિને દુષણ રૂપ કહેવાય.

" અમારા ભાગ્યમાં આપને શું કાંઇ અનિષ્ટ જણાય છે વારૂ, કેમ આપ મૌન રહ્યા ? "

" અનિષ્ટ નહિ, પણ ગ્રહસ્થનું ભાગ્ય જોવું એ સાવદ્યભાષા મુનિને અકલ્પનીય હોવાથી મારે મૌન રહેવું પડ્યું. "

" હશે કાંઇ નહિ, આપના સંયમને બાધા થાય એમ કરશો નહિ. " શેઠાણીએ મન વાળ્યું.

" પણ વિચાર કરતાં જણાય છે કે જો કે આ સાવદ્ય

વચન છે છતાં પરિણામે લાભનું કારણ થાય એમ છે માટે હે ગુણવતી ! હું કહું તે એક ચિત્તે સાંભળ ! ”

જ્ઞાનીની વાણી સાંભળવા શેઠાણી અતિશય આતુર થયાં, ભાગ્યમાં શું લખાયું હશે એ જાણવા હૃદય ધબકવા લાગ્યું

“ તમારા ભાગ્યનો ઉદય નજીકમાં જ થાય એવો વિધિયોગ છે. ”

“ કેવી રીતે ભાગ્યનો ઉદય થશે. ” શેઠાણીએ પૂછ્યું.

“ આજે ચોથે પ્રહરે એક ઘોડી બજારમાં વેચાવા આવશે, તે ઘોડી તમે ખરીદ કરજો, એનાથી પરંપરાએ તમને પુષ્કળ ધનની પ્રાપ્તિ થશે, ભાગ્યનો ઉદય થશે. ”

“ જ્ઞાની ગુરૂનું વચન શ્રવણ કરી શેઠાણી અતિ પ્રસન્ન થયાં, ગુરૂના વચનની તેમણે શુકન ગાંઠ વાળી ” આપનું વચન અમોઘ થાઓ !

“ એથીયે વધીને વિશેષ કહું છું કે એ ધનથી ભવીષ્યમાં તમારો પુત્ર શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરશે ” ગુરૂના વચન સાંભળી શેઠાણીને ઘણો હર્ષ થયો.

ગુરૂ તરત જ આહાર લઇને ત્યાંથી રવાને થઈ ગયા. થોડી જ વારમાં શેઠ દુકાનેથી આવી પહોંચ્યા.

શેઠાણીએ ગુરૂનું કહેલું વચન શેઠને સંભળાવ્યું: શેઠ

પણ એ વચન સાંભળી ખૂબ ખુશી થયા. વહેલા વહેલા ભોજન કાર્ય સમેટી દુકાને ચાલ્યા ગયા.

" साधुनां दर्शनं पुण्यं, तीर्थभूताहि साधवः ।
तीर्थं फलति कालेन, साधवस्तु पदे पदे ॥ १ ॥

**ભાવાર્થ:**—"સાધુઓના દર્શનથી મહાન પુણ્ય થાય છે કેમકે સાધુઓ જંગમ તીર્થ સ્વરૂપ ગણાય છે. સ્થાવર તીર્થ, તો કાલે કરીને ફળ આપનારાં નિવડે છે ત્યારે સાધુઓનું દર્શન તાત્કાલિક ફળને આપનારૂ છે. "

---

# પ્રકરણ ૬ ઠું.

---

## લક્ષણવંતી ઘોડી.

ધર્મચંદ્રશેઠના સમાગમ પછી ભાવડશાહે એક દુકાન ભાડે રાખી નાના પાયેથી પોતાનો વ્યાંપાર શરૂ કર્યો હતો. કોથળો એમણે હવે મુકી દીધો હતો આખો દિવસ દુકાન ઉપર બેસી પ્રમાણિકપણે અને એકજ ભાવે ગ્રાહકો સાથે લેવડ દેવડ કરતા હતા. એમાંથી પોતાને વિશેષ તો નહિ

પણ સારી રીતે ગુજરાન ચાલે તેવું મળે જતું હતું દિવસ પછી રાત્રી ને રાત્રી પછી દીવસની જેમ એમની મધ્ય રાત્રી પસાર થઇ ગઇ હતી પ્રાતઃકાલની આછી સોનેરી ઝાંખીનો રમણીય સ્વાદ બહુ દૂર તો નહોતો જ.

આજે જ્ઞાની મુનિઓનો લાભ એ કોઇ મહદ્ ભાગ્યનો પ્રસંગ હતો. જગતમાં એવો એક સામાન્ય નિયમ છે કે પ્રાણીઓને અચાનક જેમ દુઃખો આવે છે. એ એક દુઃખમાં બીજાં અનેક દુઃખો જેમ ડોકીયાં કરી મીટ માંડી રહેલા હોય છે, સુખો પણ તેવી જ રીતે અનુકૂળ ભાગ્યયોગે અકસ્માતના આવે છે. બધા દિવસ કાંઇ સરખાતો કોઇના ગોઠાજ જાય છે.

ભાવડશેઠ જમી પરવારીને દુકાનમાં બેઠેલા ત્યાં એમનું ચિત્ત આજે પ્રસન્ન હતું. વિચારનાં અનેક મોજાં હૃદયમાં ઉત્પન્ન થતાં ને ચાલ્યાં જતાં ઘોડી ખરીદવાની વાત શેઠાણીએ તેમને કહી હોવાથી તત્સંબંધી અનેક વિચારો મનમાં ચાલ્યા જ કરતા હતા.

ત્રણ પ્રહર દિવસના વહી ગયા ને ચોથા પ્રહરની શરૂઆત પણ થઇ ચુકી. એમની નાની હાટડી બજારના મધ્ય ભાગના ચોકમાં હતી. ચોક એ કાંપિલ્યપુરની બજારોમાં અગ્રેસર બજાર હતી. ત્યાં અનેક વ્યપારોની ઉથલપાથલ થયાંજ કરતી ને આખો દિવસ માણસોની ગર્દી રહ્યાં કરતી હતી લોકો વાતો કરતા કે ત્યાં તો સોનાની નીકો વહ્યાં કરતી.

છતાં જેનું ભાગ્ય બુલંદ હોય તેના જ ઘરમાં એ નીક પ્રવેશ કરતી હતી, બાકીતો હજારો કાચાં વકાસેલા એ વહી જતી નીકને જોયા કરતા ને નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ નાખતા, અલ્પ શકિતવાળો મનુષ્ય એ સિવાય બીજુ કરે પણ શું ?

ચોકમાં અનેક પ્રકારની ચીજો બજાર ભાવે વેચાતી. કંઈક ચીજો લીલાસથી વેચાઇ જતી. જાનવરો પણ ચોક બજારમાંજ વેચાવા માટે આવતાં હતાં.

શેઠની ચપળદૃષ્ટિએ ચોક બજારમાં ચારે કોર ફરતી હતી. આજે ઘોડીની ખરીદી કરવાની હોવાથી શેઠની આપેલી સુવર્ણમહોરો શેઠે દુકાનમાં તૈયાર રાખેલી હતી કારણ કે દેવતાના વચનની જેમ જ્ઞાનીનું વચન કદિ અન્યથા નજ હોય, અરે કદાપિ પ્રમાદવશે પણ દેવવચન અન્યથા હોય પણ પ્રમાદ રહીત એવા પૂર્ણ જ્ઞાનીનું વચન એ તો અમોઘજ હોય.

દૂર માણસોનું ટોળુ કાંઈક ગરબડાટ કરતું શેઠની ચકોર આંખોએ જોયું. એ શું હશે તે જાણવાને શેઠનું હૈયું ધબકવા લાગ્યું. શેઠ ત્યાં જઇ પહોંચ્યા. ટોળાની એક બાજુએ સુંદર લક્ષણવંતી ઘોડી લઇને એક માણસ પરદેશી સાર્થવાહ જેવા જણાતા પોષાકમાં ઉભેલો જણાયો. સર્વકોઇ એ ઘોડીની કિંમત પૂછી રહ્યા હતા. એ સુંદર ઘોડી ખરીદવાની કોને તાલાવેલી ન હોય, પણ એની કિંમત સાંભળી બધા ચોંકી જતા આખા શહેરમાં ફરી ફરીને સોદાગર થાકી ગયેલો

હતો; પણ એની ઘોડીને કોઈ ગ્રાહક હજી સુધી થયેલો જણાયો નહિ. હવે દિવસ અલ્પ બાકી હતો છતાં એની ઘોડીનો કોઈ ગ્રાહક થાય એમ એને લાગ્યું નહિ, એની કિંમત સાંભળી લોકો ઉલટા એની મશ્કરી કરતા હતા. વગર કામના માણસો એકઠા મળી એ સોદાગરનું નાહક મગજ ખાઈ રહ્યા હતા. સોદાગર પણ બિચારો શું કરે ઘોડી વેચાય તો આ પીડામાંથી ઝટ છુટો થઈ શકે તેમ હતું.

ભાવડશેઠ પણ માણસોની ભીડમાંથી જગ્યા કરી જેમ તેમ આગળ આવ્યા, એ સુંદર ઘોડીને નખશીખ પર્યંત સુક્ષ્મદૃષ્ટિએ નિહાળી. ઘણાઘણા વિચારપૂર્વક એનાં અંગ અને અંગોપાંગનું ઝીણવટથી અવલોકન કર્યું. અશ્વપરિક્ષામાં પોતે જાણકાર હોવાથી ઘોડીનાં વિશેષ વિશેષ લક્ષણોની તેમણે ખાતરી કરી. એમની આવી ચેષ્ટા જોઈ ત્યાં ભેગા થયેલા ટીખળી લોકો મજાક કરવા લાગ્યા. "કેમ શેઠ ? ખરીદ કરવા વિચાર છે કે શું ?"

બીજાએ તરતજ કહ્યું. "આજે સોદાગર સાહેબનું ભાગ્ય ઉઘડી ગયું હવે, ઘોડીનો આવો ગ્રાહક એમને બીજે કયાંય પણ નહિ મળે."

"અરે એવી એવી તો પાંચ ઘોડીઓ એકી સાથે ખરીદ કરે એવા આપણા ભાવડશેઠ કેમ કાંઈ કમ છે કે ?" ત્રીજાએ ઉમેર્યું.

" લે ભાઈ સોદાગર ! આગળા દિવસની તારી મહેનત હવે સફલ થઈ આજે કોઈ સારા માણસનું તેં મોહું જોયું હશે. તને હવે મોં માગ્યા પૈસા મળ્યા જ સમજ ? " ચોથો બોલ્યો.

બધા હસી પડયા. એક બીજા જુદાજુદા રૂપમાં મશ્કરી કરવા લાગ્યા. બધાય મનમાં હસવા લાગ્યા. ' આતે ગાંડો થયો હશે કે શું ? ખાવાના તો કડાકા છે ને ઘોડી ખરીદવા આવ્યા છે એના મનમાં શું સમજતો હશે. કાતરીયું જ ગેપ ! આતે કાંઈ શાકભાજી છે કે બેચાર પૈસામાં મળી જશે, આ શું મામુલી ચીજ છે કે બેપાંચ રૂપીયામાં પતી જશે, એણે હજી કીંમત સાંભળી નથી ત્યાં સુધીજ, જ્યાં કિંમત સાંભળી કે તરતજ ઠંડોગાર ? '

" કેમ શેઠ ! ઘોડી ખરીદવી છે કે શું ? " ભાવડશેઠ એ લાક્ષણીક ઘોડીનાં લક્ષણ નિહાળી સોદાગરને પૂછવા જાય છે એટલામાં એકજણે કહ્યું.

એ મશ્કરીનાં વચન સાંભળી બધાય હસી પડયા. ભાવડશાહ પણ એમની સાથે સાથે હસી પડયા, હજારો મુર્ખાઓમાં રહેલા એક ડાહ્યાને પણ મુર્ખાનોજ પાઠ ભજવવો પડે. ત્યાં ગુસ્સો કર્યો શું કામનો !

લોકોની આવી ચેષ્ટા જોઈ સોદાગર પણ ક્ષોભ પામ્યો. લોકોની વર્તણુકથી સોદાગરે કંઈક કલ્પના કરી. આની

ગરીબાઈ જોઈને લોકો એની મશ્કરી કરે છે એવું સત્ય સોદાગરને સમજાયું. એણે મનમાં કાંઈક નક્કી કર્યું. "આ ઘોડી ખરીદવા તમારો વિચાર છે કે શું!"

"પણ એની કિંમત શું છે!" ભાવડશેઠે સોદાગરને પૂછ્યું.

"સો સુવર્ણ મહોર!"

"એ કિંમત કાંઈક વધારે પડતી છે."

"વધારે પડતી છે!"

"હા!"

"ના! ખરી વાત તો એજ છે કે અશ્વપરિક્ષા કરતાં કોઈને આવડતી જ નથી, ઝવેરી વગર ઝવેરાતની પરીક્ષા કોણ કરે?"

"એમ?"

"હા! આ એક નમુનેદાર ઘોડી છે; લક્ષણવંતી છે, એના ખરીદનારને ભવિષ્યમાં એના પ્રતાપે કંઈકંઈ લાભ છે! મેં તો વ્યાજબીજ કિંમત આંકી છે."

"શેઠ સાહેબ! ખરીદો ત્યારે?" લોકોમાંથી કોઈક ગણગણ્યું.

"સોદાગર! એ કિંમતમાં કાંઈ ફારફેર છે કે?"

"નહિ ! રાતી પાઈ પણ નહિ !"

"તો સોદો કબુલ ત્યારે ?"

લોકોની અજાયબી વચ્ચે ભાવડશેઠ સોદાગરને ઘોડી સહિત પોતાની દુકાને તેડી લાવ્યા ત્યાં જેટલી હતી તેટલી સુવર્ણમહોરો ગણી આપી. બાકી સુવર્ણ મહોરો ધર્મચંદ્ર શેઠને ત્યાંથી લાવીને આપી દીધી. ઘોડી ઘરમાં આંગણામાં બાંધી, એ સુંદર ઘોડીને લાયક ઘરનું આંગણું નહોતું. રાજદરબારે શોભા આપે એવી ઘોડીયે આ જીર્ણ ઘરનાં આંગણાને આખરે શોભાવ્યું.

મશ્કરીને સત્યના સ્વરૂપમાં જોઇ લોકો તો આભાજ થઈ ગયા, આપણે તો મશ્કરીમાં શેઠને બનાવતા હતા પણ આતો સત્ય ઘટના બની ગઈ. ભલભલા ઘોડી ખરીદવાને શક્તિવાન ન થયા, મોટા મોટાઓએ હિમત ન કરી એ ભાવડશાહે સત્ય કરી બતાવ્યું.

સોદાગર પોતાનાં નાણાં લઈ રસ્તે પડયો, નગરના મફતીયા લોકોને હવે પોતાનો ધંધો પૂરો થયેલો હોવાથી તે ધીરેધીરે વીખરાયા, લોકો જ્યાંત્યાં ઘોડીની તારીફ કરવા લાગ્યા. વાયુવેગે વાત તો પ્રસરી ગઈ. અન્ન અને દાંતને વેર ધરાવનાર ભાવડશાહે અતિ કિંમતી ઘોડી ખરીદી એથી બધાને અજાયબી તો થઈ.

ધર્મચંદ્ર શેઠે પણ તરતજ ભાવડશાહને દ્રવ્યની મદદ કરી. ધર્મી માણસોને જ્યારે પોતાની ઉદારતાનો પરિચય આપવો હોય છે દિલેર દીલથી ભક્તિ કરવાની હોય છે. શુદ્ધ સાધર્મીક બંધુને જ્યારે મદદ કરે છે ત્યારે એમને દલીલની જરૂર નથી હોતી, કે તમારે શું કામ છે ? શા માટે જોઇએ છે; ઓછા હશે તો નહિ ચાલે, વગેરે વાણીવિલાસની વાચાળતા એવાઓને ન હોય, એવી વાચાળતા ખોટો ડોળ કરી જમાનાને ઠગનારા, આડંબરી અને ધૂર્ત્ત પુરૂષો માટે રહેવા દઇએ તો ઠીક !

---

# પ્રકરણ ૭ મું.

## અશ્વ કિશોરને માટે.

" ભલાઈ કરી લે, જગતમાં શું લઈ જવાનું છે,
ધન દોલત પરિવાર, બધું અહીં રહેવાનું છે;
વાવીશ તેવું લણીશ, એ જગતની નીતિ છે.
કરીશ તેવું પામીશ, જગતની એ રીતિ છે. "

પોતાના સામાન્ય ઘરને શોભાવનારી એ જાતવંતી ઘોડીને જોઈ શેઠાણી પણ ખુશી થયાં. જાણે પૂર્વના એકબીજાના રૂણાનુબંધ હોય એવી રીતે એકબીજા તરફ મમ-

તાથી જોવા લાગ્યાં, શેઠશેઠાણી એ ઘોડીની સંપૂર્ણ રીતે સેવા કરવા લાગ્યાં, ઘોડી ગર્ભવંતી હોવાથી લક્ષણશાસ્ત્રના જાણ ભાવડશાહને લાગ્યું કે આ ઘોડીનો વછેરો જરૂર જાતિવંત, લક્ષણવંત, કોઇ રાજવીજને યોગ્ય આપણી આશા પૂરી કરનાર થશે, એથી દુકાન કરતાં પણ ઘોડીની સેવા તરફ એમનું ધ્યાન ખુબ ખેંચાયું.

જગતમાં ધર્મીના મનોરથો પ્રાય: પૂર્ણ થાય છે. જો તે ખરેખર ધર્મી હોય તો, નહીતર તો જગતમાં પોતાને કોણ ધર્મી નથી માનતું ને કોણ આશા પણ નથી કરતું. માનવી માત્ર આશાના પાશથી બંધાયેલ હોય છે. અનેક પ્રકારનાં સંસાર તરફથી જુત્તાંના માર સહન કરવા છતાં માનવી એ અનેરી આશાપાશથી છુટી શકતો નથી. અનેક વાર નિરાશા મળવા છતાં એ આશાના અવલંબેજ જીવે છે. વારંવાર નિષ્ફળ થવા છતાં હજી એને આશા છે.

છતાં જગતમાં કોઈની આશા પૂરી થઇ છે ! આશા તો આખરેય અધુરી જ છે. ગરીબને ધનવાન થવાની આશા, પછી સુંદર સ્ત્રીના ભોગવિલાસની આશા, નામનાથી અમરતા મેળવવાની આશા, પુત્રની આશા, પુત્રને સારો જોવાની આશા, એને પરણાવવાની આશા, પૌત્રનું નાનકડું કોમળ મુખ જોવાની આશા, જગતમાં વાહવાહ કહેવરાવવાની આશા, એ નાનકડા પૌત્રના કાલાવાલા મધુરા

શબ્દો સાંભળવાની આશા, ઉમર થવા છતાં સ્ત્રીઓ તરફથી સેવાચાકરી મેળવવાની આશા, તંદુરસ્ત રહેવાની આશા, એ બધીય આશાઓ પૂરી થાય એ માટે મોટામાં મોટી જીવિતની આશા, એમ આશાઓનો કાંઇ અંત છે જગતની માયામાં મુંઝાયેલ ક્યા માનવીને આશાએ ઘેર્યો નથી. માનવી ભલેને મરે આશા ઓછીજ કાંઇ મૃત્યુ પામવાની છે !

ગમે તેમ ભાવડશાહની આશાઓ પણ હવે એક પછી એક વિકાસ પામવા લાગી. એને વિકાસ થવા માટે જગતમાંથી વ્યાજબી કારણ મળ્યું હતું. અત્યારે તો એક પછી એક મનોરથ થવા લાગ્યા. ઇચ્છા કરવી એ માનવીના અધિકારની વાત છે એ આશા પૂર્ણ કરવા માટે પ્રયત્ન કરવો પણ મનુષ્યને આધિન છે છતાં ઇચ્છાઓની પરિપૂર્ણતા તો બળવાનમાં બળવાન ગણાતા વિધિનેજ હાથ છે ત્યાં માનવીનો ઉપાય ન ચાલે, પ્રયત્નના ફળ તરીકે ત્યાંથી તો લાતો પણ પડે.

પૂર્ણ સમયે એ ઘોડીએ મનોહર સુંદર બાલુડાનો તો જન્મ આપ્યો એ સુંદર બાલુડો-( વછેરો ) જોત જોતામાં ત્રણ વર્ષનો થયો, એ મનોહર અશ્વકિશોર સર્વની આંખમાં અમી વરસાવી રહ્યો હતો, જાણે એ પોતાને શિખવાની કળા પૂર્વભવમાંથી શીખીનેજ આવ્યો હોય ને શું ! એની જાતિમાં એનાથી અધિક સુંદરના બીજેથી ન મળે, એની

આંખ, એનો હેહારવ, અદ્‌ભૂત હતાં. વાહ! શું એની મનોહર ચાલવાની છટા!

ભાવડશેઠ અને ભાગ્યવતી તો તેને બાળક કરતાં પણ અધિક ચાહતાં, એને જોઈ અર્ધાંઅર્ધાં થઈ જતાં એમની આશાઓના સ્વપ્ન હાથ વેંતમાં જણાયાં, ખચીત આ ભાગ્યશાળી અશ્વ કોઈ રાજા મહારાજાનાં આંગણાં શોભાવશે એમની દરિદ્રતાનો નાશ થવાની હવે ઘડીઓ ગણાતી હતી. એમની પ્રમાણિકતા, ધર્મભાવના, નિઃસ્વાર્થ વૃત્તિનાં ફળ નજર આગળ જણાયાં, હાડેહાડ પ્રસરેલી એ શુદ્ધ ભાવના એક નિષ્ઠા આગળ દુષ્કર્મનો ઉદય ક્યાં સુધી ટકી શકે વારૂ ત્રણેકાળ જીનપૂજન, ત્રણેકાળ ગુરૂવંદન, બન્ને સમય પ્રતિક્રમણ, દાન, શિયલ, તપ અને ભાવનામય ધાર્મિક શુદ્ધ પ્રવૃત્તિ એવા સુંદર યોગોમાં મલીનતા કેટલો વખત રહે વારૂ. એવી ક્રિયા તો બીજા પણ ઘણાય કરનારા હોય છતાં ભાવનામાં અવશ્ય તફાવત હોય તેથીજ જેવી ભાવના તેવુંજ ફળ.

શત્રુ અને મિત્ર તારીફ કરે એવી કિશોર અશ્વની નમણાઈ હતી, જનસમુહના ટોળેટોળાં એને જોવાને આવતાં, જે જે જોતાં તે જીવનમાં અમુલ્ય વસ્તુ જોવાની સાર્થકતા સમજતાં, ન જોનારાં જોવા માટે વલખાં મારતાં ને પહેલી જ તકે એ જોવાની વસ્તુ જોઈ લેતાં, એ તિર્યંચ પણ જાણે મનમાં સમજતું હોય કે આ બધાંય મને જોવાને

આવે છે કે શું ! એવી એનામાં સમજવાની શક્તિ આવી હતી, પોતાનાં વખાણ જાણે એ સમજતો હોય તેમ હર્ષથી એનું કોમલ શરીર થનથની ઉઠતું હતું.

એ બાલ અશ્વના જન્મ પછી વ્યાપાર પણ વધતો ચાલ્યો ને પૈસેટકે પણ આબાદી થતી ગઈ. એનાં સારાં પગલાંથી વ્યવહારમાં, ન્યાતિજાતિમાં, સગાંવ્હાલામાં પણ શેઠ પૂછાવા લાગ્યા. નાનકડા હાટમાંથી મોટા વ્યાપારીમાં તે ગણાવા લાગ્યા. ભાગ્ય અનુકૂળ હોય ત્યારે શૂળીનું પણ સિંહાસન થાય છે ને રાઈનો પર્વત પણ ત્યારે જ થાય.

ભાવડશાહને જો કે કોઈની સાથે શત્રુતા નહોતી, તેમજ કોઈના હૃદયમાં જરાપણ માઠો ભાવ થાય એવું એમનું વર્ત્તન પણ નહોતું. છતાં આ વિશાળ જગતમાં કોઈવાતે ખોટ ન હોય, જેમ સારા મનુષ્યો હોય છે તેવીજ રીતે ઝેરીલા, વગર કારણે પણ બીજાનું બગાડી મનમાં ખુશી થનારા મનુષ્યો પણ હોય છે. આ બાળ અશ્વને જોઇ કેટલાક મનમાં ખુશી થતા, વખાણ કરી ધન્યવાદ આપતા તો કોઈ એવા પણ હતા કે આ અશ્વને ભાવડશેઠથી વિખુટો પાડવા માટે શું યુક્તિ કરવી, એવું શું કરીયે કે જેથી આ કિશોર ને બળજબરીથી કોઈ તફડાવી જાય, ને પાછો હતો તેવો ભાવડ કોથળીયો થઇ જાય, લોકો માનતા કે

ભાવડશાહની સારી સ્થિતિ આ બાલકિશોરના સુપગલાંનેજ આભારી હતી.

સજ્જન અને દુર્જનના સંસ્કારજ કોઈ વિચિત્ર હોય છે કે ગમે તે સ્થિતિમાં ચાહે શ્રીમંત હોય કે રાજા અગર મહારાજા હોય પણ દુર્જન તે દુર્જન જ રહેવાનો બલ્કે એવી સારી સ્થિતિમાં એની દુર્જતાનો વિકાસ સારી રીતે થવાનો, અનેક પ્રકારનાં સાધનો મળવાનાં, મૃત્યુના મુખમાં જવાની તૈયારી કરે ત્યાં સુધી એ સ્વભાવ એવાજ રહેવાના, મુર્ખાઓને અથવા તો દુર્જનોને સુધારવાને વિદ્વાનો, કવિઓ, અને દાકતરોએ પણ હાથ ધોઈ નાંખેલા ત્યાં બીજાનો તે શું ઉપાય !

આ બાળકિશોર દુર્જનોની આંખમાં કણાની માફક ખુંચી રહેલો, એટલે વાત વધતાં રાજદ્વારી માણસોમાં ચર્ચાણી, એક માણસે એ વાત ધ્યાનમાં લીધી. એણે નક્કી કર્યું કે રાજાને એ સંબંધી વાત કરશું આવો સુંદર અશ્વ-કિશોર તો રાજદરબારે જ શોભે !

---

# પ્રકરણ ૮ મું.

## કુટિલતા.

ઘડો જે ફુટેલ તે ફરી સંધાશે શું ?
દિવસના ઉજાસથી ઘુવડને દેખાશે શું ?
ખેરના અંગારમાં જલની ધારા દેવાથી શું ?
દુર્જનને ધર્મના શ્લોકો કહેવાથી શું ? ”

પ્રભાતના સમયે કાંપિલ્યનગરના રાજમહાલયના વિશાળ સુંદર દિવાનખાનામાં રાજા તપન પોતાના હજુરીઆઓ સાથ ચોપાટ ખેલી રહ્યો હતો. શાંતિનો સમય હોવાથી રાજાઓ મોજશોખને એશઆરામમાં પોતાનો સમય પસાર કરી રહ્યા હતા. લોકો પણ ઉદ્યોગી, મહેનતુ હતા, સર્વ કોઈ પોતપોતાના ઉદ્યોગમાં સારી રીતે આગળ વધી રહેલા, ખેડુતોની ખેતીવાડીમાં પણ રસકસ જણાતો, રાજ્ય પણ નીતિથી ચલાવવામાં આવતું હોવાથી રાજા પ્રજા ઉભયને શાંતિ હતી. રાજા પ્રજા સર્વે કોઈ પોતાની શક્તિ પ્રમાણે નિવૃત્તિનો સમય મોજશોખને વિનોદમાં વ્યતિત કરતા, એક બીજાની ઈચ્છા થાય ત્યાં એકજ ચીજ જુદીજુદી જાતિમાં, અનેક સ્વરૂપે હાજર થાય ત્યાં રાજાઓને તે શી ચિંતા હોય !

નિશ્ચિત મને ચોપાટના દાવ ખેલાઈ રહ્યા હતા. રમતમાંજ એક ધ્યાન હોવાથી બીજા વિચારોને હમણાં દેશ-વટો અપાયેલો, ખુશમિજાજથી તપનરાજ દાવ ઉપર દાવ ચલાવી રહ્યો હતો. નહોતી ત્યાં સહેજ પણ ચિંતા કે નહોતી ગ્લાનિ, આંખોમાં ચપળતા અને મુખ ઉપર આનંદ અને રમતમાં અજબ પ્રકારનો ઉત્સાહ હતો.

" જો જે હો માધું ? હમણાંજ આ તારી સોગઠી ઘેર બેસાડુ છું. ઉડાવી દઉં છું. " તપનરાજ બોલ્યા.

" બાપુ ! આપ તો રમતમાં એક્કા છો, એટલે જીત આપનીજ થવાની " વચમાં કાલુસિંહે જણાવ્યું.

" તારામાં આવડત હોય તો તું જીત મેળવ, કાલું ! " રાજાએ કાલુને કહ્યું. " બાજી પૂરી થયે આજે તો શિકારનો જરી શોખ કરી આવીએ. "

" બાપુને ઘણી ખમ્મા ! એ તો મજાની વાત કહી ! પણ " કાલુસિંહ બોલતો અટકી પડયો.

" કાલુ ? કેમ બોલતાં અટકી ગયો. " તપનરાજની જીજ્ઞાસા ઉશ્કેરાઇ.

" કંઇ નહિ બાપુ ? એતો ચામડાની જીભને તે કાંઈ ભાન છે ? "

કાલુસિંહ મનમાં પસ્તાયો. વાત ઉડાવવા પ્રયત્ન કર્યો.

" એમ નહિ ચાલે કાલુ ? તું વળી વાત ચોળી નાખે છે. એ સ્પષ્ટ સમજાય છે. ભય રાખીશ નહિ. તારા મનમાં જે જીજ્ઞાસા હોય તે સંકોચ રાખ્યા વિના કહે ! "

" અન્નદાતા ! ક્ષમા કરજો. હું જરા ઉતાવળીયો છું. હું એમ કહેવા જતો હતો કે ચોપાટ રમી આપ શિકાર ખેલવા તો પધારશો પણ આપને બેસવા યોગ્ય અશ્વજ ક્યાં છે ? "

કાલુસિંહની વાત સાંભળી તપનરાજ ચમક્યો. " આટલા બધા મારે ચઢવા યોગ્ય કિંમતી અશ્વો છતાં તું એ શું બકે છે કાલીયા ? "

" નામવર ! હું તો ઠીક કહું છું. આટલા બધા અશ્વ છે પણ એ કાંઈ નહિ. " કાલુએ દાવ જોઇને ટાણો માર્યો. તપનરાજના મનમાં અધિરાઇ વધી.

" આવા કિમતી અશ્વરત્નોને તું કાંઈ નહિ કહી ક્દખોડી મારૂં અપમાન કરે છે કાલીયા, યાદ રાખજે તે બદલ તને યોગ્ય શીક્ષા કરવામાં આવશે. "

" રાજા સહેવા તૈયાર છું મહારાજ ! પણ હું તો જે સત્ય છે તેજ આપ નામદારને બતાવું છું " કાલુએ નિર્ભય થઇ કહ્યું. વાત શરૂ કરી તો હવે એને રંગ પર લાવી મુદ્દાની વાત કહેવા એની વૃત્તિ ઉશ્કેરાઇ.

" તું સત્ય વાત કરતો હોય તો મારા અશ્વોથી ઉત્તમ જાતિનો અને લક્ષણવંત એક અશ્વ બતાવ તો વારૂ. "

" ગરીબ નિવાજ ? એજ વાત હું કહેવા માગું છું કે આપના અશ્વોથી પણ એક અશ્વ મેં જોયો છે તે ઘણોજ ઉત્તમ, લક્ષણવંત, અને સુંદર છે. "

" એ....મ ! કહે જોઈએ ક્યાં છે ? કયે સ્થળે છે ? "

" આપનાજ શહેરમાં, આ કાંપિલ્યપુરમાં, પેલા રંક ભાવડને ઘેર. "

" એ ગરીબને ઘેર ઉત્તમજાતિનો લક્ષણવંત અશ્વ ? તું શું બકે છે ? એને ત્યાં હોય એવું બનેજ કેમ ? "

" ત્યાં ન હોય તો આ માથુ ડુલ. આપને બેસવા યોગ્ય, સુંદર અને કિશોર અશ્વ, આપ જુઓ ને આપનું મન ન માને તો આપ કેહો તે હારી જાઉં. "

સુંદર અશ્વની વાત સાંભળી રમત ઉપરથી તપનરાજનું ચિત્ત નિવૃત્ત પામ્યું. શું " એવો વખાણવા યોગ્ય અશ્વ છે એ ? "

" અરે ! બાપુ ! હું શું વર્ણન કરૂ. હું વર્ણવું એના કરતાંય એનામાં યોગ્યતા વધારે છે રાજવી ! એતો આપના રાજદરબારને જ યોગ્ય છે. આપને લાયક એ

અશ્વને એના જેવા રંકને ત્યાં આપી ભગવાને પણ શું ભૂલ કરી નાખી હશે ? ”

“ તું જેમ જેમ વખાણે છે તેમ તેમ મારા મનમાં અધિરાઇ વધતીજ જાય છે. એને જોવાની હવે તો તાલાવેલી જાગી. ”

“ બરાબર છે. આપના રાજ્યમાં ગમે ત્યાં કોઈ ઉત્તમ વસ્તુ હોય તો પ્રથમ એની ઉપર આપનો જ હક્ક કહેવાય, પછી આપનીજ વસ્તુ આપને ત્યાં લાવતાં શી વાર ? એના જેવા રંકને ત્યાં તે એ વસ્તુ શોભે. આપે ભાવડને બોલાવી એ વસ્તુ સોંપી દેવા કહી દેવું એટલે પત્યુ. ” કાલુસિંહે રાજામાં લોભવૃત્તિ જગાડી. પોતે જેવો હતો તેવે માર્ગે રાજાને ખેંચ્યો.

“ ઠીક છે ત્યારે હમણાંજ હું એની વ્યવસ્થા કરૂં છું. ” તપનરાજે એમ કહીને હાંક મારી. ” અરે કોણ છે ચોકી ઉપર ? ”

“ જી હજુર ! શું હુકમ છે ? ” એ હાથ જોડી પગે લાગતો એક પ્રતિહારી રાજન્ સન્મુખ ઉભો રહ્યો.

“ જા, ભાવડ શેઠને એમના સુંદર અશ્વ સહિત હાજર કર ? જા જલદીથી એકદમ હાજર કર ? ” રાજાએ ફરમાન છોડી દીધું.

પ્રતિહારીએ ભાવડ શેઠને ઘેર આવી રાજાનો હુકમ સંભળાવ્યો. રાજાનો હુકમ સાંભળી શેઠ શેઠાણી વિચારમાં પડ્યાં. " રાજાની શી ઇચ્છા હશે. ? "

વિચાર કરવાનો અવકાશજ ક્યાં હતો. એ બાલકિશોરને લઇને નવકારમંત્રનું સ્મરણ કરતા શુભ શુકને ઘેરથી નિકળી ભાવડશાહ રાજદ્વારે આવી પહોંચ્યા.

પ્રતિહારીએ ભાવડશેઠનું આગમન રાજાને જણાવી દીધું. રાજા નરરાજ બાજી બંધ કરી ગેલેરીમાં આવ્યો એની પછવાડે હજુરીયાઓ પણ આવ્યા. કાલુસિંહે વિચાર્યું કે " ભાવડ હવે હતો તેવો થઈ જવાનો, એનો જીવન પ્રાણ અશ્વ હવેથી રાજદ્વારેજ શોભવાનો. આજ સુધી એ બાલકિશોરની સેવા ચાકરી કરી એજ એનો નફો. "

રાજાએ એ કિશોરને નિહાળ્યો. ધારી ધારીને નિહાળ્યો. એ પણ અશ્વનો પરિક્ષક હતો. કાલીયાના વચન કરતાં પણ અશ્વની ઉત્તમતા જણાઈ. રાજા ઘણો જ ખુશી થયો. ભાવડશેઠને પોતાની પાસે બોલાવ્યા.

તપનરાજ દિવાનખાનામાં આવી એક સુંદર સિંહાસન ઉપર બેઠો, જમીન ઉપર પાથરેલા ગલીચા ઉપર હજુરીઆઓ બેઠા. ભાવડ રાજા સામે બે હાથ જોડી ઉભો રહ્યો. " આ સેવકને અન્નદાતાએ કેમ યાદ કર્યો. "

" આ અશ્વ માટે, આ અશ્વ તારે ત્યાં કેટલા વખતથી છે ? મારે લાયક આ ઉત્તમ અશ્વ તેં તારે ઘેર રાખી રાજદ્રોહ કર્યો છે સમજ્યો. "

રાજાની વાણી સાંભળી ભાવડ ચમક્યો. એને લાગ્યું કે રાજાના કાનમાં કોઇએ વિષની ફુંક મારી છે. " અન્નદાતા ! હું એક મુફલીશ આપની રૈયત છું, આ અશ્વ આપને લાયક છે એ પણ હું કબુલ કરૂં છું. આપ જેવા મોટા માણસની ખાતર આને મેં જતનથી ઉછેર્યો છે. ઘણી કિંમતે એની માતાની મેં ખરીદી કરી હતી. જે રકમ હજી ધર્મચંદ્ર શેઠની બાકી છે. આ અશ્વની ઓછામાં ઓછી કિંમત ત્રણ લાખ સુવર્ણમહોર છે. આપ એના ગ્રાહક થાઓ. આ મારો કિશોર આપનેજ યોગ્ય છે. અશ્વના પ્રમાણમાં આ કિંમત નજીવી છે. "

" પણ એ કિંમત માગવાનો તમને હક્ક શું છે. બાપુના રાજ્યમાં જે ઉત્તમ ચીજ હોય એના કાયદેસર હક્કદાર ગામધણીજ પહેલાં હોય, ઘર ધણી તો પછીજ. " કાલુસિંહે વચમાં ટાપસી પુરી.

" શેઠ ! તમારે એ અશ્વ મને ભેટ કરવો જોઇએ, રાજ્યમાં એમની કિંમત થશે, તમારા કરતાં એની સેવા ચાકરી સારી થશે. " તપનરાજાએ કહ્યું.

" અન્નદાતા ! હું પણ સામાન્ય સ્થિતિવાળો છું.

વ્યાપાર કરી આજીવિકા ચલાવું છું. ભલે આપ માલેક છો, રાજા છો. પણ આપ ન્યાય અન્યાય તો સમજશોજ. આપ રાજા થઈને પ્રત્યક્ષ અનીતિ કરશો. બળજબરીથી પ્રજાના જાનમાલ ઉપર ત્રાપ મારશો, તો આપના હજુરીયાઓ, આપના અમલદારો પણ એવુંજ શીખશે. જ્યારે આપના તાબાના નોકરો પણ પ્રજાના જાન માલ ઉપર ત્રાપ મારતાં આપનાથીય આગળ વધી જશે ત્યારે પ્રજા કેટલું સહન કરશે. આવું શાંતિનું રાજ્ય અશાંતિમય થઇ જશે, ઠેઠ માલવપતિ પાસે રાવ જશે ત્યાં તો અન્યાયીના પાયા ઉખડી જશે ને છેવટે તમને નુકશાનજ થવાનું, માટે રાજાએ તો ન્યાય નીતિથી જ વર્ત્તવાનું, જુલમગારોથી પ્રજાને સહિસલામત રાખી રક્ષણ કરવાનું, ચુગલી કરનારાઓને સજા કરવાનું અને દુર્જનોથી સજ્જનોનું રક્ષણ કરવાનું વર્ત્તન રાખવું જોઇએ. જ્યારે આપ ઉઠીને અમારી ઉપર ત્રાપ મારશો પછી આપની એમાં શોભા શી ? વાડજ જ્યારે ચીભડાં ચોરે ત્યાં બીજો શું ઉપાય. એ વાડને મૂળમાંથીજ છેદવી પડે ? ”

ભાવડશાહનું કથન રાજાના હૃદયમાં હાડેહાડ પ્રણમી ગયું. અન્યાય કરવો રાજાને ઠીક ન લાગ્યો. રાજા એટલો બધો દુર્જન અને મુર્ખ ન હતો, મનમાં સમજ્યો એથી ભાવડશાહના વચનની અસર થઇ. એ સમય સારો હોવાથી મનુષ્યો પણ બધા સરલ સ્વભાવી હતાં. દુર્જનો પણ પોતાની

કળામાં પૂરેપૂરા નહિ બલ્કે અધુરા હતા. એ કળાનો સંપૂર્ણ વિકાસ થવાને હજી ઘણા સમયની વાર હતી.

તપનરાજનું મન કાલુસિંહના કથનથી જરા ચલિત થયું હતું, પણ ચારિત્રશાળી, પ્રતાપી ભાવડશાહના કથનથી પાછું ઠેકાણે આવી ગયું. જગતમાં પ્રાય: ચારિત્રવંત, દ્દઢ પ્રતિજ્ઞાધારી, અને સત્યવંતનાં વચનથી સામા માણસ ઉપર તાત્કાલિક અસર થાય છે તેવું ભાવડશાહને માટે થયું.

રાજાનું મન પ્રસન્ન થયું ભાવડશાહના કથન મુજબ ત્રણ લાખ સુવર્ણમહોર ભાવડશાહને ઘેર પહોંચતી કરી. રાજાએ સિવાય બીજી પણ કેટલીક ભેટ–સોગાદ ભાવડશાહને. આપી રાજી કર્યો. ભાવડશાહનું બહુ સન્માન કર્યું.

" કાલુસિંહ તો આભોજ બની ગયો પોતે શું ધાર્યું હતું ને આ શું બની ગયુ. એ તો ઠીક પણ રાજા પોતાને શિક્ષા કેમ ન કરે એવી ભીતિ લાગી.

રાજાએ ભાવડશેઠને સત્કારથી વિદાય કર્યા. ભાવડશેઠ પણ અન્નદાતાનો ઉપકાર માની ઘર તરફ સિધાવી ગયા ઘેરથી શુકન જોઈ આવેલા, જેથી બગડેલી બાજી સુધરી ગઇ. કાલુસિંહની કુટિલતા હવામાં ઉડી ગઈ.

રાજા સમજ્યો કે રાજાને બગાડનાર હલકા ખવાસના હજુરીયાઓજ હોય છે રાજાને જેવા પાશવાન હોય છે. તેવીજ મનોવૃત્તિ પણ સમજવી.

# પ્રકરણ ૯ મું.

## વ્યવસાય.

" આદમીકો જમાનેમેં, નેકીકા રસ્તા ઠીક હય,
મહેનત કર ધન કમાના વોહી રસ્તા ઠીક હય;
નેકી યા બદી જગતમેં, દોનો રસ્તા મોજુદ ઠીક હય,
રસ્તે વોહી ચલો જો, નેક ઔર સાફ હય. "

તપનરાજના દર્શન પછી ભાવડશાહની સ્થિતિમાં પરિવર્ત્તન થઇ ગયું. દેવદર્શનની જેમ મોટા માણસનું દર્શન, એની કૃપા પુરૂષને તાત્કાલિક ફળદાયક થાય છે જ્યારે ભાગ્યદેવી અનુકૂલ હોય છે ત્યારેજ મોટાઓની કૃપા થાય અને એવીજ કૃપા તપનરાજની ભાવડશાહ ઉપર ઉતરેલી. ભાવડશાહની રંક અવસ્થામાં પણ નીતિ, રીતિ, સત્યતા, પ્રમાણિકપણું, દયાપણું, ધર્મીપણું, એ સર્વે ગુણો રાજાના હૃદયમાં માન ઉત્પન્ન કરવાને અતિ ઉપયોગી થઇ પડ્યા. એના સત્વથીજ રાજાની એના ઉપર કૃપા ઉતરેલી હતી.

રંક અવસ્થા છતાં રાજા આગળ સ્પષ્ટવક્તાપણું ને નીડરપણું એ અદ્‌ભૂત પ્રસંગ હતો છતાં ભાગ્યયોગે બધું સાનુકૂલ થઇ ગયું ને રાજાએ આદરસત્કાર પણ સારો કરેલો.

રાજાએ ભાવડશાહને તે સિવાય બીજી પણ અનુકુલતા કરી આપી જેથી ભાવડશાહે પણ હવે એ જીર્ણ મકાનને દેશવટો આપી સારૂં સગવડતાવાળું મકાન રાખી રંગ રોગાનથી એ મકાન રીપેર કરાવ્યું, ને કેટલુંક નવીન કરાવી અનેક સગવડતા વધારી ભવ્ય મહાલય જેવું બનાવી દીધું. શુભ મુહુર્ત્તે એમાં નિવાસ સ્થાન પણ કર્યો.

સૌભાગ્ય શેઠાણી પણ હવે ' યથાનામા તથા ગુણા ' વાળાં થયાં, આજ સુધી એમના નામમાં એને શંકા થતી. એમનું નામ અને ભાગ્ય જુદું હોવાથી પોતાના નામથી એમને દુઃખ થતું પણ હવે તો એ દૌર્ભાગ્યનો જમાનો વહી ગયો ને લક્ષ્મીદેવીની કૃપાથી સારા દિવસો આવ્યા. ખોટામાંથી પણ સારૂં થતું જણાયું.

સુખ, સગવડતા, ઋદ્ધિ; સિદ્ધિનાં દર્શન થતાં નોકર, ચાકરો, દાસીઓ, હવે તો ઘરમાં ફરવા હરવા લાગ્યાં. વ્યાપાર રોજગાર પણ વધાર્યો, એ વ્યાપાર માટે શેઠે મુનિમો, મેતાઓ, ગુમાસ્તાઓ વગેરે રાખી લીધા. એ બધુંય છતાં આજે એમને ત્યાં એક વસ્તુ ન હોતી. અને તે એમનો પ્રિય વ્હાલો કિશોર !

કિશોર તો હવે રાજદરબારમાં શોભી રહ્યો હતો. કિશોરની તહેનાતમાં આજે અનેક માણસો હતાં. કિશોરને રહેવાને માટે ભવ્ય મકાન હતું, ખાન પાન માટે મન ગમતી

વ્યવસ્થા હતી. ખુદ તપનરાજ સિવાય એના ઉપર અશ્વારી કરી શકે એવી યોગ્યતા કોઇનામાં નહોતી. એ વ્હાલા કિશોર વિના આજે ભાવડશાહનું વિશાળ મહાલય પણ શૂન્ય હતું. જેને પ્રતાપે આવી વિશાળ સમૃદ્ધિ પ્રાપ્ત થઈ હતી એવા એ અશ્વકિશોરને કોણ નગુણો ભૂલી શકે ?

એ કિશોર પૂર્વભવનો કોઇ કરજદાર હશે, એ કરજનાં વ્યાજનાં વ્યાજ વધી ગયેલાં, વ્યાજ સાથે એ કરજ ભરપાયે કરવાને અશ્વ રૂપે એ ભાવડશાહને ત્યાં ઉત્પન્ન થયો. એ કરજ એમનું ચુકતે કરી રાજમહાલયનાં સુખો ભોગવવા ચાલ્યો ગયો. જગતમાં એવી નીતિ જ છે કે એકબીજાનો રૂણાનુબંધ પૂરો થતાં ગમે તેવી સ્થિતિ છતાં કોઇ રહેતું નથી. સર્વ કોઈ એકબીજાનું કરજ ચુકતે થતાં પોતપોતાના માર્ગે રવાને થાય છે એનું જ નામ સંસાર કહેવાય.

સંસારની ઘટમાળનાં જાણકાર હોવાથી ભાવડશાહ અને ભાગ્યવતી શેઠાણીએ મનને મનાવ્યું. જ્યારે જ્યારે એમને કિશોરને જેવાની ઉત્સુકતા થતી તે વારે રાજદરબારમાં જઇ જોઈ આવતાં. વ્યાપાર રોજગારનો અનેક પ્રકારનો વ્યવસાય ભાવડશાહે વધારેલો છતાં ભાવડશાહના મનમાં કંઈક જુદી જ વાત રમ્યા કરતી હતી.

રાજાના ધનથી એમણે અનેક પ્રકારની ઘોડીઓ ખરીદ કરવા માંડી. પોતે અશ્વલક્ષણના જાણકાર હતા.

લક્ષણશાસ્ત્રના નિયમ પ્રમાણે એમને જે જે ઘોડીઓ મળતી ગઇ તે સર્વે ખરીદવી શરૂ કરી. રાજા પાસેથી ગામ બહાર જમીન ખરીદ કરી એક વિશાળ અશ્વશાળા બંધાવી, ઘોડીઓની વ્યવસ્થા માટે માણસોની નિમણુક કરી. પોતે દેખરેખ રાખતા તેમ જ પોતાનો ઘણો સમય અશ્વસેવામાંજ વ્યતિત કરવા લાગ્યા.

જેને જેવી લેણા દેણી. ભાવડશાહને સમજાયું કે આ ધંધામાંજ કદાચ પોતાને મોટો લાભ થશે, અથવા તો જેવી ભવિતવ્યતા હોય તેવીજ મતિ થાય, જે વસ્તુમાંથી ધન પ્રાપ્તિ થવાની નિર્માણ હોય છે તેનોજ વ્યવસાય કરવાની તેની વૃત્તિ થાય છે. ભાવડશાહને ભાવીયોગે ઘોડીઓ ઉછેરવાનોજ શોખ લાગ્યો.

માણસ ધંધો ગમે તે કરે, ધંધો કરવામાં માણસની માણસાઈ કાંઈ નષ્ટ થતી નથી એને સંભાળવાનું એનું મનુષ્યત્વ, પ્રમાણિકપણું સત્ય અને વ્યવહારિક નીતિ. બાકી ધંધો તો સારામાં સારો જેવો કે સમાજ સેવાનો, સાહિત્ય સેવાનો, લોકોને સારે માર્ગે કેળવવાનો–દોરવાનો, રૂડો ઉપદેશ આપવાનો, એવા સારા ધંધામાંય નર્યો દંભ ભર્યો હોય, પ્રમાણિકતાને નામે મીડું હોય. બીજાઓને ઉત્તેજન આપવાને બદલે, અન્યનાં લોહી ચુસી એમની મહેનતથી પોતાનો સ્વાર્થ

સાધવાનો ધંધો હોય, એવા આડંબરથી જગતને ધુતવાની ઘેલછા હોય, હરકોઇ બાને પૈસો મેળવવા પુરતોજ સ્વાર્થ હોય પણ જનતાને જો લાભ ન થાય, તેમજ એ પૈસો નીતિનો છે કે અનીતિનો એ પણ સમજવાની જરૂર ન હોય. જ્યાં મનસાં એવી અધમજ આકાંક્ષા રહેલી હોય ત્યાં સારામાં સારો ધંધો કરવાથીય શું ?

ભાવડશાહને એ ઘોડીઓથી કાળે કરીને અનેક વચ્છેરા ઉત્પન્ન થયા, સુર્યના સત્યાશ્વને પણ ઝાંખા પાડે એવા ઉત્તમ કિશોર અશ્વ જેવા તો હવે ભાગ્યયોગે અનેક અશ્વો ભાવડશાહને ત્યાં જન્મ્યા, એક એક વર્ણના અનેક અશ્વો ભેગા થયા. એક કિશોર અશ્વે જ્યારે કાંપિલ્યપુર ઘેલું કરેલું, હવે તો કિશોર જેવા એક વર્ણવાળા અનેક અશ્વો, એવા અનેક વર્ણવાળા અશ્વોના હેહારવથી કાંપિલ્યપુર શોભી રહ્યું. એની કીર્ત્તિ દેશ વિદેશ પ્રસરી ગઈ.

દિવસ ઉપર દિવસો પસાર થવા લાગ્યા. જોત જોતામાં એ અશ્વો તૈયાર થયા, તે રાજદરબારનાં આંગણાં શોભાવે તેવા થયા, આવા અનેક ચિત્ર વિચિત્ર અશ્વોને જોઈ ભાવડ-શાહ વિચારમાં પડ્યા. " આ અશ્વોને માટે શું કરવું, એ બધાય અશ્વો લક્ષણવંતા છે. કોઇ પરીક્ષક હોય તોજ એની કિંમત આંકી શકે. બાકી તો અંધા આગળ આરસી ધર-વાથી કે બહેરા આગળ ગીત ગાવાથી શું ? ઝવેરી વગર હીરાની

પરીક્ષા કોણ કરી શકે. તપનરાજ અશ્વપરીક્ષક તો છેજ પણ વારંવાર એની પાસે જવાથીય શું. એ કાચા કાનનો હોવાથી વળી કોઇનો ભમાવ્યો ભમીને અવળું વેતરી નાખે માટે સવેળાએ કાંઇક રસ્તો કરવો ઠીક. ”

શેઠાણી ભાગ્યવતીને પણ લાગ્યુ કે આ અશ્વોનો કોઈ પરીક્ષક મળે તો ઠીક, અશ્વો ઠેકાણે પડે અને પોતાને દ્રવ્યની પ્રાપ્તિ થાય.

“ અશ્વોને પરદેશ લઈ જવામાં આવે તોજ ઠીક. પરદેશ જવાથી માણસને અનેક પ્રકારનો અનુભવ થાય, બુદ્ધિનો વધારો થાય, સારા ખોટા ભાગ્યની પણ કસોટી થાય, ને અશ્વોનો ખરીદનાર પણ કોઇ મળે. ” શેઠાણીએ એક દિવસ ભાવડશાહની આગળ વાત કાઢી.

“ મારો પણ વિચાર થાય છે કે કાંઇક રસ્તો કાઢવો જોઇએ, ઘેર બેઠાં કાંઈ દિવસ વળવાનો નથી, ઉદ્યમ કર્યા વગર ઓછુંજ ફળ મળે, એ તો ફરે તે ચરે ને બાંધ્યુ ભૂખે મરે, ” ભાવડશાહે કહ્યું.

“ જોકે દૈવ કૃપાએ આપણે ત્યાં ધનની કાંઈ કમી નથી છતાં પણ આ અશ્વોને માટે કાંઇક કરવું તો જોઇએ. ”

“ અને તે માટે મને પણ વિચાર થાય છે કે, પરદેશ

રખડવા કરતાં આ અશ્વો કોઇ મોટા રાજાને ભેટ કર્યા હોય તો ઠીક, આવા ઉત્તમ અશ્વરત્નોની એ કિંમત પણ કરી શકે ને આપણી મહેનત પણ સફળ થાય. "

" એવો મોટો રાજા કોણ છે. મોટા સાથે હૃદયનો પણ મોટો હોય તોજ કામ થાય. "

" બરાબર. આ આર્યાવર્ત્ત ઉપર,–સારાય ભારતવર્ષ ઉપર આજે વિક્રમાદિત્યની આણ ફરે છે. તારાઓમાં ચંદ્રમાની જેમ, નદીઓમાં રત્નાકરની જેમ ભારતના સર્વ રાજાઓનો તે સર્વેશ્વર છે, એના આધિપત્ય નીચે સર્વે રાજાઓ રાજ્ય કારભાર ચલાવી રહ્યા છે. પોતાની સ્વશક્તિથી ભારતમાં જ્યાં ત્યાં જામી ગયેલા શકલોકોને મારી–હઠાવી–જીતી લઈ ઉજ્જયનીમાં રાજ્ય સ્થાપી સમસ્ત ભારત વર્ષ ઉપર તેણે પોતાની સત્તા સ્થાપી છે. ઉપરાંત સાંભળ્યું છે કે પરદુઃખ ભંજન, દાનેશ્વરી, દીન, દુઃખી, ગરીબ અને અનાથનો તે બેલી છે. કદરદાન છે. "

" જો એ રાજા આવી રીતે મહાન હોય તો પછી ત્યાંજ જવું ને આ અશ્વ એમને વેચવા, આપણા અશ્વોની એ જરૂર પરીક્ષા કરશે. "

" અવશ્ય, પણ એવા દિલેર રાજવંશીને આ એક વર્ણવાળા અનેક અશ્વો કિંમતથી નહી પણ ભેટ આપવા,

જે ગરીબોનો આધાર છે, અનાથોનો નાથ છે અને જે દુ:ખીયાઓનો તારણહાર છે તે જરૂર આપણી ભેટ હજમ નહિં જ કરે, આપણી કિંમત કરતાં મને લાગે છે કે ઘણોજ સારો બદલો આપશે.”

“ભેટ કરો એ પણ સારી વાત કહેવાય, ત્યાં ગયા પછી સમય જોઈ આપને જેમ ઠીક પડે તેમ કરવું. પણ હવે એ વાત ખોરંભે ન જવા દેતાં એ માટે જરૂર ઉદ્યમ કરવો.”

ઠીક છે, એ ઉપર હવે જરૂર ધ્યાન આપીશું જેમ બને તેમ જલદીથી એનો પ્રબંધ કરશું, એ તો શુભસ્ય શીઘ્રમ્.

---

## પ્રકરણ ૧૦ મું.

### અવંતિમાં.

“જનની જણે તો ભક્ત જન, કાં દાતા કાં શૂર;
નહી તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.”

અવંતિનું બીજું નામ ઉજ્જયિની, આ ઇતિહાસ પ્રસિદ્ધ શહેર ભારતમાં તેજ, ગૌરવ સમું દુનિયામાં અદ્વિતીય હતું. ઘણા લાખ માળવાની રાજધાની તે આ અવંતી. મોટા મોટા

જગત પ્રસિદ્ધ પુરૂષોનાં ચરણ કમલથી પાવન થયેલી ભગવાન મહાવીરસ્વામીના સમયમાં એમના ભક્ત શ્રાવક રાજા ચંદ્રપ્રદ્યોતે ઘણાં વર્ષ પર્યંત શાસન ચલાવેલું. એ રાજા જીવંત સ્વામીની પ્રતિમા વિત્તભયનગરથી અહીંયાં લાવેલા. એમની પછી એના પૌત્ર પાલકનો રાજ્ય અમલ ચાલ્યો, ને વીર સંવત ૬૦ માં નંદ રાજા થયો એમ નવનંદોના અધિકાર પછી ચંદ્રગુપ્તનો રાજ્ય અમલ ચાલ્યો. એમના મૌર્ય વંશના રાજ્ય અમલ દરમીયાન એ રાજાઓના પુત્રો અહીંયાં રહી માળવાની સુબાગીરી ભોગવતા, એ મુજબ અશોક, કુણાલ અને મહાન સંપ્રતિ એ સર્વેએ અહીંયાં હકુમત ભોગવેલી હતી. વળી આર્યસુહસ્તી સ્વામી મહાગિરિ સાથે જીવંતસ્વામીની પ્રભાવિક પ્રતિમાને વંદન કરવા આવેલા, આવા મહાપુરૂષોના પાદપદ્મથી આ નગરી પાવન થયેલી હતી.

મહાન સંપ્રતિ પછી પણ કઇક ઉથલપાથલ આ નગરીમાં થઇ ગઇ, કઇક રાજાઓ આવ્યા અને ગયા. કેટલેક સમયે અને વિક્રમ સંવત પહેલાં ગર્દભિલ નામે રાજા અવંતીના સિંહાસને આવ્યો. રાજા ગર્દભિલ કામી અને વિષયલંપટી હતો. પ્રજાની બેન બેટી ઉપર કુનજર કરનારા જુલમગાર રાજાઓ અતિ વિશાળ શકિતવાળા ભલેને હોય, ભલે તેઓ પાસે દૈવિક શક્તિ હોય અથવા તો દેવતાના સાનિધ્યવાળા હોય પણ અનીતિ કરનારા દુરાચારી રાજાઓનાં રાજ્યપાટ આખરે હતાં ન હતાં થઈ ગયાં, એ લોખંડમય મજબુત

દિવાલો પણ એમની હયાતીમાંજ ડગમગી ગઇ. એમની અપાર સમૃદ્ધિ અખુટ સાહ્યબી અને અનંત સત્તા પણ એમની આંખો આગળ નાશ પામતી રંકની માફક તે જોઈ રહ્યા, એક વખતના મહાન ગણાતા માંધાતાને રોટલાના બટકા માટે પણ ટળવળાવવા જેટલી હદની એમની દશા કુદરતે જોત જોતામાં કરી નાખી હતી.

ભારતવર્ષની ધનાઢ્યતાની, જાહોજલાલીની, અને રમણીયતાની કીર્તિ દેશ પરદેશોમાં બહુ ગવાતી, હોવાથી એ કીર્તિને લઇને ભારતવર્ષને બહુ સહન કરવું પડતું. ઇરાન, અફગાનિસ્તાન, મધ્યએશીયા અને ગ્રીસ વિગેરે દેશોના લાલચુ રાજાઓએ પોતાના સરદારોને અપાર સૈન્ય સામગ્રી આપીને ભારતની રમણીયતાને, એના સૌંદર્યને છિન્નભિન્ન કરવા મોકલેલા, જેથી ભારતને કોઇ કોઈ વાર ઘણું સહન કરવું પડેલું.

ગર્દભિલ્લ રાજા અનાચારી હોવાથી પ્રજા ત્રાહી ત્રાહી પોકારી રહેલી, એવા સમયમાં શક લોકોનાં ટોળે ટોળાં ભારતવર્ષ ઉપર ઉતરી પડ્યાં, મોટા શાખી સામંતોને આગળ કરી એમણે ભારતની સૌંદર્યતા નષ્ટ કરવામાં મણા ન રાખી. તેઓ ગુજરાત–લાટદેશમાં આવ્યા ત્યાંથી જીતતા જીતતા માળવા તરફ ધસ્યા.

ગર્દભિલ્લ રાજા રાસભી વિદ્યા સાધીને મદોન્મત્ત બની

ગયો હતો. શક લોકો પોતાની ઉપર ચઢી આવે છે એ જાણવા છતાં પોતાની વિદ્યાને જોરે તે ગાફીલ રહ્યો. એ રાસભી વિદ્યાનો પ્રભાવ અદ્‌ભુત હતો. આઠમ ચૌદશના દિવસે નાહી પવિત્ર વસ્ત્ર ધારણ કરી રાજા ૧૦૦૮ વાર ગર્દભી વિદ્યાનો મંત્ર જાપ કરતો, એ જાપ પૂરો થતાં રાસભીવિદ્યા રાસભી સ્વરૂપે નગર બહાર પ્રગટ થઈ. ફુંત્કાર શબ્દ કરતી, જેની ગર્જના સાડા ત્રણકોશ પર્યંત સંભળાતી, એ હદ દરમીયાન એ અવાજ શત્રુનાં કાને પડતાં ત્યાંજ તે મરણ પામતો. શત્રુ કે શત્રુનો માણસ એવો મનુષ્ય કે પશુ ગમે તે હોય પણ તેને મૃત્યુ સિવાય બીજો છુટકોજ નહોતો.

રાસભી વિદ્યાથી ગર્વિત થએલા ગર્દભીલ્લની ગુહ્ય હકીકત શાખી સરદારોએ ભેદુ માર્ફતે જાણી એનો ઉપાય શોધી કાઢ્યો. જે સમયે રાસભી વિદ્યા ગર્દભી સ્વરૂપે ફુત્કાર કરે તે સમયે શબ્દવેધી ૧૦૮ પુરૂષોને તૈયાર કરવામાં આવ્યા તેમણે સમકાલે ૧૦૮ બાણોથી રાસભીનું મોં ભરી દીધું, એ યુક્તિથી રાસભી વિદ્યા નષ્ટ થઈ ગઈ. રાસભી વિદ્યા નષ્ટ થવાથી ગર્દભિલ્લ ગર્દભ જેવોજ સાક્ષાત્ બની ગયો. શક લોકોએ અલ્પ પ્રયાસમાં એને જીતીને પકડી લીધો, માળવા દેશની રમણીયતાથી લોભાઈ શકલોકોએ ઉજ્જયિનીમાં રાજ્ય સ્થાપ્યું, બીજા સરદારોએ બીજા દેશો ઉપર આણ વર્તાવી એમ માળવા, લાટ, સોરાષ્ટ્રમંડલ વીગેરેમાં સિથિયન લોકોનાં રાજ્ય ચાલ્યાં.

પૂરો એક દાયકો પણ થયો નહી ત્યાં તો એક પરાક્રમી નર ઉત્પન્ન થયો, હજુ તો મૂછનો દોરો પણ દેખાતો નહોતો એવો એ યુવક સાહસિક, પરાક્રમી, દેવના વરદાનવાળો, અને મોટા ભાગ્યવાળો, ભારતવર્ષનું સામ્રાજ્ય ભોગવવા જાણે વિધિએજ ઉત્પન્ન કર્યો ન હોય, એમ એ પુરૂષે સ્વ શક્તિથી યુદ્ધ સામગ્રીની તૈયારી કરી. સૈન્ય સહિત માળવા ઉપર ચઢયો. એ ભારતના સામ્રાજ્યની મીઠી સુખ નિદ્રામાં પડેલા સિથિયનો વિલાસોમાંથી માંડ માંડ જાગ્યા, એ ધન અને રમણીના ઉપભોગમાં રક્ત સિથિયનોને યુદ્ધ કરવું ક્યાંથી ગમે. રમણીય રમણીનાં સુખો એમ સહેજે કોઇને છોડવાં ગમે કે ?

ગમે કે ન ગમે પણ પેલા વીરપુરૂષે એમને બળાત્કારે ભોગોમાંથી જગાડ્યા પડકાર્યા. ન જાગે તો કરે પણ શું ? એમને માટે એમાંથી એક વસ્તુ હવે નિર્માણ હતી. કાંતો મૃત્યુ કે પછી નાશી છુટવું. એ અલ્પ પ્રયાસે મેળવેલી લક્ષ્મીનો ભોગ–વનાર હવે કોઇ ત્રીજોજ નર જગતમાં વિધિએ ઉત્પન્ન કર્યો હતો.

યુદ્ધનો અગ્નિ ફાટી નિકળ્યો. સિથિયનો પોતાના સુખમાં વિઘ્ન કરનારને સહી લેઈ નાસી છુટવા તૈયાર ન હતા. એને ભયંકર શિકસ્ત આપવા રણમેદાનમાં પડ્યા. એ મહાન યુદ્ધમાં પરદેશીયો રણમાં હમેશને માટે પોઢી ગયા. ભારતવર્ષના કંઈક ભાગો ઉપર સ્થાપેલી એમની સત્તા, એમનાં સુખ, એ વિલાસો હવે તો સ્વપ્નવત્ થઇ ગયાં, જડમૂળથી ઉખડી ગયા.

જીવવાની આશાએ જે રહ્યા તે પોતાના વતન તરફ પલાયન કરી ગયા. આ અનિત્ય સંસારનાં એમજ ચાલ્યા કરે છે. એકનાં અસ્તમાંજ બીજાનો ઉદય થાય.

એ પુરૂષે માળવાની રાજ્યધાની અવંતિમાં ધામધુમથી પ્રવેશ કર્યો ને શુભ મહુર્તે તખ્તનશીન થઈ માળવામાં પોતાની આણ પ્રવર્ત્તાવી. પોતાનું રાજસિંહાસન મજબુત કર્યા પછી લશ્કર સહિત દિગ્વિજય કરવા નિકળી પડ્યો, ગુજરાત–લાટ, સૌરાષ્ટ્ર, કચ્છ, ઉત્તર હિંદુસ્થાન તથા દક્ષિણ હિંદુસ્થાન તેમજ પૂર્વ, પશ્ચિમ સારા ભારતવર્ષમાંથી શકલોકોને હાંકી કાઢી પોતાની સત્તા સ્થાપન કરી. સર્વે રાજાઓએ એ નરવરનું સ્વામિત્વપણું સ્વીકાર્યું. એક વાર ફરી પાછુ આર્યાવર્ત્ત ઉપર રામરાજ્ય સ્થપાયું.

એ પુરૂષ તે બીજો કોણ હોય પણ એ સર્વશ્રેષ્ઠ પુરૂષજ વીર વિક્રમ. એના સંબંધમાં લોકવાયકા હતી કે અવંતિપતિ ગર્દભિલ્લ રાજા શક લોકોની સાથેના યુદ્ધમાં હારીને નાશી ગયો, ત્યારે એની રાણી પણ સમય મળતાં પુત્રની સાથે નાસીછુટી ગમે તે ઠેકાણે આશરો મેળવ્યો હોવાથી ઉમરમાં આવતાં એ પુત્રે પિતાનું રાજ્ય પાછુ મેળવ્યું, ન ધણીયાતા થયેલા અવંતીએ ફરી પાછો યોગ્ય ધણી મેળવી પોતાનું ગૌરવ વધાર્યું.

માલવપતિ વીર વિક્રમ જગત્ પ્રસિદ્ધ હતા. આબાલવૃદ્ધ

સર્વે કોઇ એમનાં નામ તથાં કામને જાણે છે. પરદુઃખ–ભંજનપણાથી, ગરીબના બેલી થવાથી, અનાથોના આધાર થવાથી તેમજ પૃથ્વીને અનૃણી કરવાથી પોતાનો સંવત્સર ચલાવી એમણે ખુબજ નામના મેળવી હતી. મહા–કાલેશ્વર મહાદેવનો એ પરમભક્ત, પણ સિદ્ધસેનદિવાકર-સૂરિના સમાગમમાં આવતાં જૈન ધર્મનો રંગ લાગેલો, મહાદેવના લિંગમાંથી અવંતી પાર્શ્વનાથની અદ્‌ભૂત પ્રતિમા ચમત્કારિક રીતે પ્રગટ થયેલા સાક્ષાત્ પોતાની સગી ચક્ષુએ જોયેલી પછી શું કહે? એ સૂરિનો જાગતો પ્રભાવ નજરે નિહાળેલો એટલે ત્યારથીજ એ મહાકાલેશ્વરમહાદેવને બદલે મહાકાલ મંદિરમાં સ્થાપન કરેલા અવંતી પાર્શ્વનાથનો ભક્ત થયેલો હતો.

એના સામ્રાજ્યમાં પ્રજાને સ્વપ્નામાં પણ દુઃખ ન હતું. ત્રાસ, જુલમ, અનીતિ યતકિંચિતે નહોતા. પરદેશી લોકોની ચડાઈથી ઉત્પન્ન થયેલાં દુઃખો સમય જતાં ભૂલાયાં હતાં, લોકો પોતાનો એ કારમો સમય હવે ભૂલી ગયા હતા.

પરાક્રમી વીર વિક્રમમાં કયો ગુણ નહોતો, રાજાને યોગ્ય સર્વે ગુણો એનામાં નિવાસ કરી રહેલા હતા. જેવો એ અવંતી પાર્શ્વનાથનો ભક્ત હતો તેવોજ દાતાર હતો, ગરીબો માટે, દુઃખીયાઓ માટે, નિરાધારો માટે, એની લક્ષ્મી, સાહયબી, રાજ્યઋદ્ધિ હતાં, વિશેષે કરીને એનું છવિત પણ

પરોપકારને માટે હતું. જેવો એ દીન, દુઃખી તરફ દયાવંત હતો તેવીજ રીતે શત્રુઓ માટે એ નરસિંહ હતો સાક્ષાત પરાક્રમનો અવતાર હતો. એવા સર્વગુણસંપન્ન, પ્રજાને પ્રાણપ્રિય સમા પુરૂષશ્રેષ્ઠ રાજાઓ જગતને મોટા ભાગ્યેજ મળે, મોટા પુણ્યથીજ એવાની શિતળ છાયામાં રહેવાનું બને.

પોતાના પરદુઃખભંજનપણાથી સારા ભારતવર્ષના નવે ખંડમાં એ નરવરની નામના થયેલી હતી. બાળકથી વૃદ્ધપર્યંત સર્વે કોઈ એ નામથી જાણીતાં થયાં હતાં. પ્રાતઃકાળના સમયમાં પણ એ પુરૂષવરનું નામ લોકો સ્મરણ કરવા લાગ્યા. એથી વિશેષ યોગ્યતા બીજી શી હોઈ શકે!

એ પુરૂષની કીર્તિ સૌરાષ્ટ્ર મંડલમાં પણ ફરતી ફરતી આવી. એવા ગુણોથી આકર્ષાયેલા ભાવડશાહ પણ એ નર-પુંગવના નગરમાં જવાને આતુર થયેલા હતા. તે યથા સમયે અવંતીમાં આવી પહોચ્યા ને અવંતી પાર્શ્વનાથનાં દર્શન કરી જીવનની સાર્થકતા કરી. માલવપતિ સમીપ જવા માટે સમય પણ નક્કી કરી લીધો.

માલવપતિ જેવા સર્વ શ્રેષ્ઠ પુરૂષને મળવું એ ભલે બીજા રાજાઓ માટે અશક્ય હોય, પણ ગમે ત્યારે ને ગમે તે સમયે માલવપતિની મુલાકાત લઇ શકાતી હતી. રંકથી અમીર પર્યંત દરેકને માટે એ મુલાકાતનો સામાન્ય ક્રમ

હતો, રંક કે ગરીબ માણસને એ સર્વને શ્રેષ્ઠ પુરૂષની મુલાકાત ન થાય અથવા તો ઘણીજ મુશ્કેલીએ થાય એવો એ સમય નહોતો, તેમજ પ્રતિહારીથી તે મોટા અમલદાર પર્યંત સર્વે કોઇ અનીતિ કરતાં નીતિનાજ પક્ષપાતી હતા. પ્રાયઃ કરીને રાજાનેજ પગલે ચાલનાર પ્રજાજન પણ હોય છે. જેવો રાજા એવીજ એની પ્રજા, એવીજ નોકરશાહી. વિક્રમરાજાને મળવા માટે ચોપદાર કે પ્રતિહારીને લાંચ રૂશવત આપવું પડે તેમ નહોતુ. રાજા ઉપર જેમ સાક્ષાત્ દૈવની પ્રસન્નતા હતી ને તેઓ પણ બીજાઓ ઉપર એવીજ પ્રસન્નતાથી જોનારા હતા. એ સમય, અને વાતાવરણ મજેનાં હતાં.

યથા સમયે ભાવડશાહે માલવરાજની મુલાકાત લીધી. ચોગ્ય નજરાણું ભેટ કર્યું, માલવરાજ એમની મીઠી વાણીથી, એમનું પ્રતિભાભર્યું વક્તવ્ય જોઈ ખુશી થયા. કુશલ સમાચાર પૂછી' શા માટે આવ્યા છો? શું વ્યવસાય કરો છો?' વગેરે પૂછયું.

માલવપતિના જવાબમાં ભાવડશાહે ટુંકમાં પોતાની મુસાફરીની હકીકત કહી સંભળાવતાં કહ્યું કે " મારી પાસે કેટલાક ઉત્તમ જાતિના, લક્ષણવંત, એક વર્ણના અશ્વો છે જે આપને ભેટ આપવા માટે મેં ઘણી મહેનતે કેળવીને તૈયાર કરેલા છે. એ અશ્વો આપ જેવા ચક્રવર્તી બિરૂદધારી મહાન પુરૂષનેજ ચોગ્ય છે".

ગુણમાં સર્વોપરી જણાયા, આવા ઉત્તમ જાતિવંત અશ્વોથી માલવપતિ પ્રસન્ન થયા.

પોતાના મંત્રીઓને બોલાવી મહારાજે ખાનગી મંત્રણા કરી, આ અશ્વોની કિંમત સંબંધી ચર્ચા ચલાવી. 'શેઠ પોતે જો કે એની કિંમત લેવાની ના પાડે છે. આ અશ્વો ભેટમાં આપવા માગે છે પણ આપણાથી એવી રીતે લેવાયજ કેમ ?

છેવટે આપણે પણ એમને ભેટના રૂપમાં કંઇક આપવું તો જોઇએ જ એવો પોતાનો અભિપ્રાય જણાવ્યો. મંત્રીઓએ પણ સલાહ આપી કે બદલામાં એમને સારી જેવી નવાજેશ કરવી. માલવપતિએ પણ એ વચનને અનુમોદન આપ્યું અને અમુક વાત નક્કી પણ કરી નાખી.

જગતમાં ભાગ્યજ જ્યારે મનુષ્યને અનુકૂળ થાય છે, પોતાનો પુણ્યોદય જે સમયે જાગૃત થાય છે ત્યારે મનુષ્યને મળવામાં શું બાકી રહે છે. એની ઇચ્છા કરતાં એને અધિક પ્રાપ્ત થાય છે. સુખ, દુઃખ એ બધુંય ભાગ્ય અથવા તો દૈવની કૃપાથી જ મનુષ્યને મળે છે, એ દૈવ જો પ્રતિકુળ હોય તો રોટલાના ટુકડાના પણ વાખા હોય છે. મનુષ્ય મહેનતથી તો રોટલોજ મેળવી શકે, આખો દિવસ સખત મજુરી કરનાર મજુર કે કારીગર દિવસનો ટાઢ કે તડકો જુએ ત્યારે રૂપૈયો કે બે રૂપૈયા કમાઈ શકે, પણ જ્યારે

ભાગ્યદેવીજ કૃપા કરે છે ત્યારે હજારો કે લાખો રૂપૈયા મળી જાય છે. ભાવડશાહ તો પોતાના ઉતારામાં રાજાના આતિથ્યનો સ્વાદ અનુભવી રહ્યા હતા તે સમયે રાજા અને મંત્રીઓ વચ્ચે એમનું ભાગ્ય ઘડાઈ રહ્યું હતું. મનુષ્ય માગી માગીને તે કેટલું માગે, પણ જ્યારે વિધિ આપવા ઇચ્છે છે ત્યારે એ માગતાં પણ થાકી જાય છે, એને જોઇએ એ કરતાં પણ વિશેષજ મળી રહે છે.

રાજા, મહારાજા કે શ્રીમંત અગર અમીર કે મોટી સત્તાના માલેક હોય, એવી અતુલનીય સમૃદ્ધિ–સાહ્યબી હોવા છતાં " અમે દુઃખી છીએ " એવી બૂમો પાડતા જોવાય છે એનું કારણ શું ? ધન વૈભવ છતાં શાંતિ નથી. પૈસા છતાં સુખ નથી. સત્તા છતાં આનંદ નથી. જ્યાં ત્યાં અશાંતિ અશાંતિ જોવાય છે. ખરૂં વાસ્તવિક સુખ નહિ છતાં સુખાભાસને સુખ માની અશાંતિથી મુંઆયા કરે છે તો એમાં વાસ્તવિક કારણ પણ હોવું જોઇએ. પૈસાદારને સુખ ન હોય તો સમજવું કે એ પૈસો અનિતીનો હોવો જોઇએ, લોકોને ઠગી–છેતરીને પૈસા મેળવેલા, વિશ્વાસઘાતથી મેળવેલા અનેક જુઠ વચનોથી પોતાનાથી અલ્પશક્તિવાળાઓને છેતર્યા હોય આવા છળભેદથી પ્રાપ્ત કરેલા પૈસાથી ભાગ્યવાન થવાતું હોય તો સર્પો પણ ધન ઉપર ચોકીદાર તરીકે હોય છે એને શા સારૂં ભાગ્યવાન ન સમજવો, ચંદનના ભારને

" ક્યાં છે તે અશ્વો ? "

" અહીંજ હું અત્યારે હાજર કરૂં છું. "

પોતાના માણસો માર્ફતે એક વર્ણના સેંકડો અશ્વો ત્યાં હાજર કરવામાં આવ્યા, વિક્રમરાજાએ એ સર્વ અશ્વોનું અવલોકન કર્યું. આ ઉત્તમજાતિવંત અશ્વો એમને પણ પસંદ પડ્યા, " વાહ ! શેઠ તમે અશ્વોના પરીક્ષક તો બરાબર છો ? "

" એ અશ્વો લક્ષણશાસ્ત્ર પ્રમાણે માલેકના ગૌરવમાં વધારો કરનારા, યશ, આબરૂ, અને સામ્રાજ્યમાં વૃદ્ધિ કરનારા ઉત્તમજાતિના રત્ન સ્વરૂપ છે. ઝવેરીજ એની પરિક્ષા કરી શકે. " ભાવડશાહે કહ્યું.

" તમારા તમામ અશ્વો હું પુરતી કિંમત આપીને ખરીદી લઈશ. હાલ તો તમે સુખેથી અમારા રાજ્યના મેમાન થાઓ. " રાજાએ કહ્યું.

" દેવ ! એ સર્વે અશ્વો આપને ભેટ તરીકે આપવાનો મારો સંકલ્પ છે. આપ તો મહાન છો, ભલે કિંમત આપવાની આપની ઈચ્છા હોય, પણ કિંમત લેવાની મારી સુદ્દલે ઈચ્છા નથી. મુજ ગરીબ ઉપર કૃપા કરી આટલી નજીવી ભેટ સ્વીકારો એજ મારી અભિલાષા. તોજ અહીં સુધી આવ્યાનો મારો પરિશ્રમ સફળ થાય. "

શેઠની ભક્તિ જોઈ માલવપતિ હસ્યા, ઠીક તમારી મરજી પ્રમાણે થશે, ત્યારે તો હાલમાં તમે થોડો વખત અમારા મેમાન થાઓ."

માલવપતિએ રાજદરબારમાં ભાવડશેઠને ઉતારો આપ્યો, એમની ખીજમતમાં નોકરો સોંપી દીધા, ને તમામ અશ્વોને રાજાએ ઘોડારમાં મોકલી આપ્યા. એ તો રાજાની મેમાનગતી, એમાં તે શું ખામી હોય, ભલે હમણાં એમને રાજ્યની મેમાનગતીનો લાભ લેવા દ્યો. મુસાફરીનો પરિશ્રમ ઉતર્યા પછી જોઈ લેવાશે.

## પ્રકરણ ૧૧ મું.

### પ્રસન્નતા.

"રે! સમજ મન માનવી, પુરૂષ નહી બલવાન;
રાઈનો પર્વત કરે, જગમાં એ બલવાન."

મેમાનગતીમાં પંદર દિવસ નિકળી ગયા. તે દરમીયાન માલવરાજે એ એક વર્ણીય અશ્વોને અનેક રીતે ખેલાવી જોયા. વળી યુદ્ધના સમયમાં એ કેવા ઉપયોગી છે તે માટે પણ અશ્વોની પરીક્ષા કરી. સર્વ રીતે એ અશ્વો અશ્વના

વહન કરનાર ગધેડો પણ ભાગ્યવંત ગણાશે, પછી ભલેને લાકડીના માર ખાતો હોય. વસ્તુતઃ એવા અનીતિના ધનથી એ ધનવાનને સુખ ન હોય, જેવી રીતે એણે બીજાને દુઃખી કર્યાં છે તેવીજ રીતે એ ધનથી પણ એને કોઇ ને કોઈ રીતે દુઃખ જ થવાનું.

જમીનદાર થવા છતાં સુખ આરામ ન મળે તો સમજવું કે એના તરફથી ખેડુતોને ત્રાસ હોવો જોઇએ, ખેડુતોનાં માલ મિલકત કોઈ પણ રીતે હજમ કરતો હોવો જોઇએ, બીજાને દુઃખી કરી પોતે ભલે સુખી થવા માંગતો હોય પણ એ ત્રાસના સિક્કાથી મુદ્રિત થયેલી જમીનદારીથી એને ત્રાસ થવો જોઇએ એ જગતનું સનાતન સત્ય છે. રાજા મહારાજા થવા છતાં એમને પણ શાંતિ ન વરી હોય તો સમજવું કે એમની પ્રજા ઉપર એમનો જુલમ હોવો જોઈએ. કર, વેરા, વેઠ, અનેક પ્રકારના આકરા દંડ, તેમજ પ્રજા પાસેથી દ્રવ્ય પડાવવાની અનેક કુયુક્તિઓ, વગેરે અનેક આક્રમણોથી પોતાની રાંકડી રૈયતને જે રાજા ચુસી રહ્યો હોય, એના લોહીનાં ટીપાંથી જે રાજા ધન મેળવતો હોય, અનીતિ, અનાચારનો સાથી હોય એ ઘણો સત્તાવાળો અને પ્રબળ હોવા છતાં એને પણ સુખ ન જ હોય, અંતે એનું પણ લોહી ચુસાવાનું, એ પ્રજાને ગુલામ બનાવવા માગતો હોય તો એને પણ બીજાના ગુલામ અવશ્ય બનવાનું છે એ પ્રજા

ઉપર હુકમ કાઢશે તો એના ઉપર ઉપરી સત્તાનાં ફરમાન છુટશે, એની સત્તાના પાયાતો ડગમગેલા જ રહેવાના એ લોહીનાં ટીપાં વડે મેળવેલા પૈસાથી એ રાજાને લેશ પણ શાંતિ મળે ખરી કે ?

જે વસ્તુબળ જબરાઇથી મેળવાય છે એમાં સુખ તો હોયજ નહિ. ભલે સુખાભાસ જણાતો હોય તોય અલ્પ સમયને માટેજ, સુખ તો ત્યાંરેજ હોય કે જે વસ્તુઓ ભાગ્યના યોગે મળી હોય, કમનની શીખંડ પૂરી કરતાં ભાવનો રોટલો સારો, સુયોધનની વિધવિધ સામગ્રીવાળી રસવતી કરતાં કૃષ્ણ વિદુરની સુકી ભાજીથી પ્રસન્ન થયેલા, પુણ્યથી મળેલા અલ્પ ધનથી પણ જે લાભ–સુખ અનુભવાય છે તેવું અનીતિથી તફડાવેલા વિશાલ ધનથી પણ સુખ ન થાય, કાંતો તબીયત બગડે, કે બઇરી, છોકરો મરી જાય કે ચોર લુંટી જાય, અથવા તો કોઇને ત્યાં મુકેલું તેજ હજમ કરી જાય, નહિ તો છોકરો કપુત નિવડે કે તે એનો થોડાજ સમયમાં સાફ સાફ રસ્તો કરી નાખે, કે વૈરી નામાંકિત હોય તો પોતાના મિત્રને પણ ન્યાલ કરી દે, અનીતિથી મળેલા ધનના ઉપયોગ માટે પણ દુઃખ અને મેલવતાંય દુઃખ. ?

ભાવડશાહતો ઘેરથી શકુન જોઇનેજ નિકળેલા; વિક્રમે શેઠનો આદર સત્કાર કરી બધાય ઘોડા ખરીદી લેવા વિચાર

કર્યો, પણ ભાવડશાહે તો માળવપતિને ભેટ તરીકે ધરી દીધા. માલવપતિ પણ વિચારમાં પડ્યા કે હવે તો કંઈક સારો બદલો આપવો પડશે. એ વણીકશાહે ઘોડા ભેટમાં ધરી દીધા તો હું ય માળવાનો ધણી, એટલુંજ નહિ પણ ભારતનો મુકટ-મણિ મારે પણ મારી શક્તિ હુવે બતાવવીજ રહી. જગતમાંય એવી નીતિ છે કે બેન, કે ભાણેજનું કાંઇપણ રખાતું નથી કાંઇ કોઇ પ્રસંગે મલ્યુ હોય તો બમણું કરીને પાછુ આપવું પડે.

ભાવડશાહે વતનમાં જવાની તૈયારી કરવા માંડી, ને મહારાજની અનુમતિ પણ માગી. તેથી માલવપતિએ દરબાર ભરી ભાવડશાહની કદર કરવાનો વિચાર કર્યો.

એ દિવસ એવો પણ આવી પહોંચ્યો. અવંતીની રાજકચેરી રાજકર્મ ચારીઓ, તેમજ નાગરીકોથી ઉભરાઇ રહી. મોટા અમલદારો, સરદારો સામંતો પોત પોતાની જગ્યા પ્રમાણે ગોઠવાયા, મંત્રીઓની પણ લાઇનદોરી બરાબર થઈ. ભાવ-ડશાહ પણ પોતાના આપ્ત માણસો સાથે આવી પહોંચ્યા. એક બાકી રહેલા માલવપતી પણ સમય થવાથી પધાર્યા. સર્વેએ મહારાજને યથાયોગ્ય માન આપ્યું. શત્રુઓ ઉપર રોષ અને મિત્રો ઉપરનો તોષ એમનો કદીય ખાલી ન જતો. જેવું નામ તેવાજ એ નરવીરના ગુણ હતા. બહુ રત્ના વસુંધરા નામ તેવા ગુણવાળા કોઈક પુરૂષ તો વિધિ ઉત્પન્ન કરેજ કેમકે જગત મહાન વિશાળ છે. દરેક કાંઇ પોતાના નામને લજવનારા તો નજ હોય.

મહારાજે પોતાની ચપળ દ્રષ્ટિથી સભાનું નિરીક્ષણ કર્યું. એક મંત્રીએ ઉભા થઈ મહારાજને વિનંતિ કરી કે " કૃપાનાથ ! સૌરાષ્ટ તરફથી પધારેલા ભાવડશેઠના અનેક અશ્વો ભેટમાં આવેલા છે એ અશ્વોની અનેક રીતે પરીક્ષા કરવામાં આવતાં તે અશ્વો રાજમાન્ય થયા છે. માળવાના આભૂષણ સ્વરૂપ એમની કીર્તિ બધે પ્રસરી રહી છે જોકે એમણે તો ભેટ આપેલા છે છતાં મહારાજની ઈચ્છા એમને કીંમત આપવાની છે.

કિંમતની વાત સાંભળી ભાવડશાહ મહારાજના ચરણ સમીપે આવી ઉભા રહ્યા, પ્રણામ કરતાં બોલ્યા. " અન્નદાતા ! મેં તો એ આપને ભેટ તરીકે જ આપી દીધા, હવે એની કિંમતની વાતજ ન કરો. આપે અમારી મેમાનગતી કરી અમારી ઈજ્જત વધારી હવે આપની રજા હોય તો અમે વતન તરફ જઈએ. "

" ભલે જેવી તમારી ઇચ્છા, અમે તમને હવે વિશેષ આગ્રહ કરશું નહિ. " મહારાજે વાતને ટુંકી કરી મંત્રી તરફ નજર કરી કહ્યું, " મંત્રીશ્વર ! આપણે પણ એમની કદર કરવી જોઇએ, એ સોરઠની ભૂમિના નિવાસી છે ને આપણે પણ સોરઠની કેટલીક ભૂમિ એમને આપીએ તો ઠીક. "

" આપ નામદારની જેવી ઈચ્છા ! " મંત્રીએ કહ્યું.

" ઠીક ત્યારે તાંબાનું એક પતરૂં મંગાવો, શીલ્પીને બોલાવી એની ઉપરે લેખ કોતરાવો. "

મહારાજના હુકમ મુજબ તાંબાનું પતરૂં અને શિલ્પી આવી ગયા, સર્વે રાજદરબારીઓનાં મન જાણવાને આતુર થયાં, ભાવડશાહનું હૈયું ધબકવા લાગ્યું " મહારાજ શું લેખ કરી આપશે. શું કોઈ ગામ આપશે, જમીન આપશે કે શું આપશે?"

શીલ્પી પાસે પતરામાં લેખ કોતરાવી તૈયાર કરાવ્યો એને સોનાની ડબીમાં જરીયનથી વીંટી ભાવડશાહને અર્પણ કર્યો. શેઠ ? સૌરાષ્ટમંડળ ઉપર મારી હકુમત છે, સમુદ્રને કાંઠે આવેલું, વ્યાપાર કરવાની સગવડતાવાળું મધુમતી ( મહુવા ) અંદર આજુબાજુના બીજા બાર ગામ સહીત તમને ભેટ આપું છું. બાર ગામ સહીત મધુમતી ઉપર તમે રૂડી રીતે શાસન ચલાવો, પ્રજાને ન્યાયથી પાળો, અને એ આવકથી તમારો જીવન નિર્વાહ ચલાવો સ્વતંત્રપણે હકુમત કરતાં તમને કોઈપણ રાજા હરકત કરી શકે નહિ. " એમ કહી મહારાજે એ વંશપરંપરાનો લેખ અર્પણ કરી દીધો. તે સિવાય ઉત્તમ વસ્ત્ર શાલ દુશાલા વગેરે અર્પણ કર્યા. એમની તહેનાતમાં સૈન્યની એક ટુકડી પણ આપી. ભાગ્યદેવીની આવી અપૂર્વ પ્રસન્નતાથી ભાવડશાહનો આનંદ એના હૃદય-નેજ અનુભવવા દ્યો. ભાવડશાહના લેખની વિધિ પૂર્ણ થયા પછી સભામાં બીજું પણ કેટલુંક કામકાજ થયું ને સભા વિસર્જન થઈ. સૌરાષ્ટમંડળના બીજા રાજાઓને પણ મધુમતી સંબંધી સૂચના કરવાને ખેપીયા રવાને કરવા મહારાજે મંત્રીને આજ્ઞા આપી દીધી.

તે પછી બે ત્રણ દિવસમાં ભાવડશાહ પોતાના માણસો સાથે મહારાજની રજા લઈ પોતાના વતન તરફ જવાને રવાને થયા. મહારાજે આપેલી લશ્કરી ટુકડી સાથેજ હતી. ભાવડશાહ હવે તો સૌરાષ્ટમંડળમાં તપનરાજ જેવા મધુમતીના અધિપતિ થયા, એ ભાગ્યની પ્રસન્નતાથી મળેલા સુખનો અનુભવ કોઈ ન્યારોજ કહેવાય છે. વિધિએજ પ્રસન્ન થઈને આપેલા સુખમાં કાંઈ ખામી હોય ખરી !

---

# પ્રકરણ ૧૨ મું.

---

## પ્રવેશ મહોત્સવ.

" કરે જન કોટી પ્રયત્નો, નફામાં મેળવે છે શું.
ભલે આભ જમીન એક કરે, નફામાં મેળવે છે શું.
ધર્મી જનને જગતમાં, ખરીતો કમાણી છે.
ભલુ કરતાં ભલુ થાયે, એ ખરીતો કમાણી છે. "

માળવપતિની રજા લઇ ભાવડશાહ મુસાફરી કરતા કરતા કાંપિલ્યપુર તરફ આવતા હતા, એ મુસાફરી પણ આનંદજનક, શાંતિમય અને સુખકારી હતી. એક તો ભાવડશાહ શ્રાવક ધર્મીઓમાં અગ્રગણ્ય ગણાતા હતા. તેમાંય

માળવપતિનું સન્માન પામીને મધુમતીનાં મહાપુરૂષ થયેલા, હજીતો મધુમતીના મહેલે તોરણ બાંધવાને માટે દિવસો અવશેષ રહેલા છે. છતાં પણ એ ઉદય પામતી કીર્તિ કાંઈ ઓછીજ એટલા સમયનીય રાહ જુએ, કીર્તિતો એમનાય આગળને આગળ ચાલવા લાગી. ઉદય પામેલા ને કોણ નથી નમતુ. શત્રુઓને પણ એ ઉદય પામેલા મહાન નર આગળ મસ્તક નીચે નમાવવાં પડે. મને કે કમને તાબેદારી પણ સ્વીકારવી પડે.

સાથે લશ્કરની ટુકડી છતાં માર્ગમાં કોઇ સ્થાનકે તેમના તરફથી લોકોને અડચણ ન થાય એવી વ્યવસ્થા હતી. વગર મુલ્યે કોઇ પણ ચીજ લેવાનો લશ્કરને અધિકાર નહોતો. જો કે એ લશ્કરી ટુકડીથી માર્ગમાં ગામલોકો ગભરાટના માર્યાં આકુલ વ્યાકુલ થતા હતા પણ એમની રીતભાત જાણવામાં આવતાં એમનાં મન પ્રસન્ન થતાં, માર્ગમાં જ્યાં ત્યાં ભાવડશાહનો આદરસત્કાર થવા લાગ્યો. એવીરીતે આતિથ્ય સત્કારનો અનુભવ કરતા ભાવડશાહ અનુક્રમે કાંપીલ્યપુર સમીપ આવી પહોચ્યા.

તપનરાજની હદમાં ભાવડશાહના પગલાં થયાં. તપનરાજના ચર પુરૂષો આ લશ્કરી ટુકડી જોઈ ગભરાયા. આવા શાંતિના સમયમાં આ લશ્કરી ટુકડી ક્યાંથી આવે છે ? એક ઘોડેસ્વાર કાંપિલ્યપુર દોડયો, તપનરાજ પાસે આવી એ ચર–

પુરૂષે કાંપિલ્યપુર તરફ આવી રહેલી લશ્કરી ટુકડીના ખબર અધર શ્વાસે આપ્યા.

તપનરાજ આ સમાચાર સાંભળી વિચારમાં પડ્યા. " વળી પાછી શકલોકોની ધાડ આવી પહોંચી કે શું ? કે કોઈ પરદેશીઓ આવી પહોંચ્યા. પણ અત્યારે એવો સમય નથી મહાન્ વિક્રમાદિત્યને માર ખાઈ નાસતાં પણ ભોંય ભારે પડેલી તે શું એટલી વારમાંજ ભૂલી ગયા હશે. ત્યારે શું હશે, વળી આ લોકોતો લાટ દેશના રસ્તેથી આવે છે તો શું માર્ગમાં એમનો સામનો કરનાર કોઇ વીર પુરૂષ ન મળ્યો. શું વિક્રમાદિત્યથી પણ આ વાત અજાણી હશે. હશે ગમે તે હોય તેઓ ચાલી ચલાવી કાંપિલ્યપુરના રસ્તે આવે છે તો પછી મારે તો એમની મેમાની કરવી જ પડે. પણ એ મિત્ર છે કે શત્રુ એ જાણવાની પહેલી જરૂર છે. "

એ લશ્કરની હીલચાલ જાણવાને તપનરાજના ચરપુરૂષો ભિન્ન ભિન્ન પોશાકમાં તીરની માફક છુટયા. તપનરાજે પણ લશ્કરની તૈયારી કરવા માંડી. એ દરમીયાન ભાવડશાહે કાંપિલ્યપુરની હદમાં આવીને એક ઘોડેસ્વારને પોતાને ઘેર સમાચાર આપવા રવાને કર્યો તે સિવાય પોતાના આપ્ત માણસોને પણ પોતાના ઘર તરફ વિદાય કરી દીધા હતા

એ માણસોએ કાંપિલ્યપુરમાં આવીને ભાવડશાહના આગમનના સમાચાર જણાવી દીધા ને પેલા ચરપુરૂષોએ

પણ આવીને તપનરાજને ખરી હકીકત જણાવી દીધી, " કે એતો ભાવડશાહ અહીંથી અશ્વો વેચવા ગયેલા, તે માળવરાજની કૃપા મેળવી પાછા પોતાને વતન આવે છે. સાથે એપણ જાણી લીધું કે મધુમતી આદિ બારગામની ઠકુરાઈ મેળવીને આવ્યા છે ને આ લશ્કરની ટુકડી વિક્રમરાજાએ એમને અર્પણ કરેલી છે. તપનરાજ દુતના મુખે આ વચન સાંભળી આશ્ચર્ય પામ્યા, શું વિધિનું વિધાન. ? "

તપનરાજને હવે એક પ્રકારની નિરાંત થઇ, લડાઈની તૈયારી કરતા હતા તે તો હવે પલટાઇ ગયું. પણ એક નવીન વિચાર સ્ફુર્યો. ભાવડશાહ હવે પોતાની બરોબરીયા થયા, મધુમતી આદિ બારગામનોએ માલેક, કાંપિલ્યપુરમાં એમનો પ્રવેશ મહોત્સવ કરવો કે કેમ ! મહાન્ વિક્રમ નરેશે જેમનું આટલું બધું સન્માન કર્યું. માર્ગમાં પણ જે અનેક લોકોથી સત્કારાતા અહીં સુધી આવી પહોંચ્યા, એવા પુરૂષ તરફ નગુણાઇ બતાવવી એ ઉચિત તો નજ કહેવાય.

રાજાએ ભાવડશાહના પ્રવેશ મહોત્સવની તૈયારી કરી ભાવડશાહને ઘરે પણ સમાચાર પહોંચી ગયા, તેમણે પણ પ્રવેશ મહોત્સવની તૈયારી કરવા માંડેલી, પણ રાજા પ્રવેશ મહોત્સવ કરે છે જાણી એમની સાથે ભળી ગયા.

તપનરાજ આડંબર પૂર્વક સામૈયું કરી, ભાવડશાહને શહેરમાં લાવ્યા, વાજીંત્રના નાદથી, અશ્વોના હણહણાટથી

અને સૈનિકોના હથીયારોના ખડખડાટથી કાંપિલ્યપુર ધમધમી રહ્યું. આખુય નગર એ પ્રવેશ મહોત્સવનું દ્રશ્ય જોવાને ગાંડુ ગાંડુ થઈ ગયું. ભાવડશાહ એના એ હતા, ગરીબ-ચીથરે હાલ ભાવડશાહ અને અત્યારના ભાવડશાહ એ એકજ વ્યક્તિ હતી, પણ સમય આજે બદલાયો હતો. એના એ ભાવડશાહ છતાં અત્યારે એમાં પ્રતાપ, પ્રભાવ, તેજ, ગૌરવ; બુદ્ધિમત્તા સર્વ કંઇ અનેરાં તરવરી રહ્યાં હતાં. એ સાહ્યબી અને ઠકુરાઈનો ઝગમગતો પ્રતાપ નરો તરી રહ્યો હતો. એ આદમીનું નૂર અત્યારે કાંઇક જુદુ જ હતું, એપણ સમયની બલીહારીજને !

તપનરાજે પોતાના રાજગઢમાં ભાવડશાહને ઉતારો આપ્યો. બીજા માણસો વગેરેની પણ વ્યવસ્થા કરી દીધી. સૌભાગ્ય શેઠાણીને પણ ભાવડશાહે ત્યાં રાજગઢમાં જ બોલાવી લીધાં, ઘણે દિવસે પતિ પત્ની મળ્યાં.

" ભાવડશાહ ! તમે કોઇ પ્રારબ્ધવંત પુરૂષ છો. આજના જમાનામાં વણિક જાતિમાં તમારા જેવું ભાગ્ય કોઇનુંય જાણ્યું નથી. મહારાજે તમારો આદર સત્કાર સારી રીતે કર્યો, " તપનરાજે ભાવડશાહને વિવેકથી એ શબ્દો કહ્યા.

ધર્મચંદ્રશેઠ પણ ભાવડશાહને મળવા આવ્યા, રાજાના શબ્દો એમણે સાંભળેલા તેથી તેમણે કહ્યું. " બીજાનું ભાગ્ય તે કયાંથી હોય, એમના જેવું સત્વ, ધર્મીપણુ, સત્યતા,

અહિંસામય સિદ્ધાંતમાં દઢતા પણ બીજા કોનામાં જોવાય છે ગરીબી કે અમીરીમાં પણ જેમની એકજ ધર્મ વૃત્તિ છે, એવી મહત્તા કાંઇ જગતમાં વ્યર્થ જતીજ નથી. સારા ખોટાનું ફળ મનુષ્યને પ્રત્યક્ષ જ છે."

ધર્મચંદ્ર શેઠનાં વખાણ સાંભળી ભાવડશાહ જરા કોચવાયા," શેઠ? તમે નાહક મારાં વખાણ કરોછો. મારામાં શું અધિક છે! મારા કરતાં પણ મહાન્ નરો જગતમાં ક્યાં નથી? બહુ રત્ના વસુંધરા, પૃથ્વી રત્નગર્ભા કહેવાયછે એક એકથી અધિક પુરૂષો ઉત્પન્ન થાયજ."

"ધર્મચંદ્રશેઠ! તમારૂં કથન વ્યાજબીછે. મનુષ્યને મોટાઈ કાંઇ સહેજે મળી શકતી નથી. અનેક પ્રકારના પ્રયત્ન કરવા છતાં પણ મનની ઇચ્છા પ્રમાણે મળતું નથી. માટે તમે કહો છો એવું આંતરીક કારણ તો ખરૂંજ," રાજાએ કહ્યું.

"હશે, જવા દ્યો એ વાત, અમારો વિચાર હવે જેમ બને તેમ મધુમતી તરફ જવાનો છે. ત્યાં જઇ મધુમતીની વ્યવસ્થા નવેસરથી કરી સુધારા વધારા કરી શકાય, કેમકે સર્વને અનુકુળ આવે તેવું બંધારણ ઘડાય તોજ રાજા પ્રજા ઉભયને લાભ થાય," ભાવડશાહે વાતની દિશા ફેરવી.

"થોડા દિવસ અમારી પણ મેમાનગતી સ્વીકારો. પછી મધુમતી તરફ સીધાવો." રાજાએ આગ્રહ કર્યો.

"આપ હવે અમારાથી પણ મોટા અને જગત માનનીય થયા, આપ સમજુ અને વિવેકી છો, આપ જેવા પૂર્વ અવસ્થામાં હતા, સમૃદ્ધિમાં પણ એવીજ રીતે ધર્મમાં સ્થિર થઈ અનેક દીન હીન ગરીબ જનોના બેલી થજો. અનેક નિરાધારોના આધાર બનજો, તમે તો દુઃખ જોયેલુંછે જેથી એવા દુઃખીયાઓની કદર કરજો. અન્ન માટે ટળવળતા ગરીબોની દાઝ જાણી એમને મદદ કરજો, જેમ તમારી ઉપર મહારાજની મીઠી નજર થઈ છે તેવીજ રીતે તમે પણ સર્વેની ઉપર મીઠી નજર રાખશો, એ વૈભવ, એ ઐશ્વર્ય, એ ઠકુરાઈ, એ સત્તાના મદમાં તમારા સરખા પુરૂષો નજ અંજાય, અગ્નિમાં જેમ સુવર્ણ કસાયછે તેવીજ રીતે ઐશ્વર્ય અને સત્તા રૂપી અગ્નિથી તમારી કસોટી કાંઈ જેવી તેવી નથી થવાની ને ધર્મમાં તમારા જેવા ઘણી શક્તિવાળા પુરૂષો હોય એ ધર્મના ગૌરવ, મહત્તામાં શી ખામી હોય," ધર્મચંદ્ર શેઠે એક પછી એક શિખામણના શબ્દો કહેવા શરૂ કર્યા.

ધર્મચંદ્રશેઠનો ઉપદેશ વ્યાજબી છે ભાવડશાહ! મધુમતીના ધણી! તમારા ધર્મનો વિજય કરજો, તમારાં દેવસ્થાનોને જગત પ્રસિદ્ધ કરી હજારો જન આકર્ષાય એવાં કરજો. ગુરૂઓનું માહાત્મ્ય વધારજો. શ્રાવક ધર્મીઓથીજ દેવ ગુરૂ અને ધર્મની મહત્તા છે તમારા જેવા તો ધર્મના સ્થંભરૂપ ગણાય, તન મન અને ધનથી દેવ ગુરૂ અને

ધર્મની સેવા કરવી એજ જીવનની સફલતા છે એમાંજ ધનનો વ્યય, એ ધનની સાર્થકયતા કહેવાય, તપનરાજે પણ ધર્મચંદ્રશેઠના વચનને અનુમોદન આપ્યું.

" બંધુ! તમે અથવા તો આપણા જેવા પુરૂષો મોટી મહેલાતોમાં નિવાસ કરી ગાડી વાડી ને લાડીના અયશઆરામમાં જતા વખતને પણ ન જાણે ત્યારે આપણાજ સ્વધર્મીઓ ભોજન વગર ટળવળે, રોટલા માટે રખડતા હોય, આજીવિકા માટે બીજા ધર્મમાં ભ્રષ્ટ થતાં હોય તો પછી એ આપણી મોટાઇની કિંમત શી! જગતમાં પોતાને માટે તો કોણ નથી કરતું. આપે પોતાને માટે તો કરી લીધું છે. દૈવની આપની ઉપર અપાર કૃપા છે. હવે આપને ફક્ત એજ કરવાનું કે આપણા ગરીબ સ્વામિભાઇઓ માટે, તેમના હિતને માટે કાંઇક કરવું, જે રીતે એ ધર્મમાં સ્થિર થાય એવા ઉપાયો યોજવા ધર્મથી કોઇપણ કારણે ભ્રષ્ટ થતા હોય તો તેમને સહાય કરી ધર્મમાં સ્થિર કરવા. શ્રાવકો જો શકિતશાળી, જાહોજલાલી વાળા હશે તો દેવમંદિરોની રક્ષા થશે, ને સાધુઓનું પણ સન્માન પૂજન થશે, શ્રાવકો જો ઋદ્ધિવંત હશે તો સાધુઓની પણ શોભા રહેશે, માટે શ્રાવક ધર્મને ઉત્તેજન આપવું, કારણકે સાધુઓ પણ શ્રાવકમાંથી નિકળશે, બધાય કાંઇ એકદમ સાધુમાર્ગનો અંગીકાર કરતા નથી. જેનામાં સાધુધર્મની યોગ્યતા હોય તે તો પૂજન કરવા યોગ્ય છે, પણ સાધુધર્મ ગ્રહણ કરવાની

અશક્તિવાળાને શ્રાવકધર્મમાં જોડી દીધાં હોય, એમાં સ્થીર કર્યાં હોય; તોપણ એ આત્માનું કલ્યાણ સાધી શકે. ગરીબ શ્રાવકોને ધર્મમાં સ્થીર કરવા, એને સહાય આપી ધર્મમાં જોડવા, ધર્મથી ભ્રષ્ટ થતાને બચાવી લેવા; એ શ્રીમંત અથવા તો આપ જેવા મહાન શ્રદ્ધાળુનું ખાસ કર્ત્તવ્ય છે. એ સ્વામીભાઈની ભક્તિ કદાપિ વાંઝણી નથી હોતી છતાં પણ આપ જેવા મહાન્ નિઃસ્વાર્થ પણે સ્વામીભાઈનો ઉદ્ધાર કરે તો એથી વિશેષ લાભ બીજો કયો હોઈ શકે ? જે શ્રીમાને પોતાના ગરીબ બાંધવને સહાય આપી મદદ ન કરી, તેની લક્ષ્મીથી શું ? સ્વાર્થને માટે તો સર્વે કોઈ ધમપછાડ કરે છે. એ સ્વામીભાઈની ભક્તિથી તો સંભવનાથના જીવે ત્રીજા ભવમાં તિર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. વીશ સ્થાનકમાં સાધર્મિકની ભક્તિને પણ મુદ્રિત કરેલું છે, અંતમાં મારો આપને એટલો જ કહેવાનો ઉદ્દેશ છે કે આપ ગરીબ બંધુઓની સામે જોશો, જરા દયાની નજરે જોશો, પણ તુચ્છ નજરથી નિહાળશોના ? જે ભાગ્યવંત હોય છે તેજ સાધર્મિની ભક્તિ તો કરી શકે. "

" શેઠ સાહેબ ! હું આપનો આભાર માનું છું કે આવા શિખામણના બે શબ્દો મને કહ્યા, હું પ્રાર્થું છું કે શાસનદેવ મને એવી સદ્‌બુદ્ધિ આપે, સાધર્મીની ભક્તિ કરવાનું મને સામર્થ્ય સમર્પે. હું પણ તમારા જ વિચારનો છું. જોકે આપણા ગુરૂઓ તો ત્યાગની મૂર્ત્તિ રૂપ છે, એટલે

આપણે ધનથીતો એમની શું સેવા કરી શકીયે, એતો સાવદ્ય ઉપદેશ પણ ન આપે, પણ આપણેય વિચારતો કરવોજ આપણી સમૃદ્ધિનો અંશ પણ સ્વામીભાઇના ઉપયોગમાં ન આવે તો એ સમૃદ્ધિ શું કામની ?"

ધર્મસંબંધી વાતો કરી ધર્મચંદ્રશેઠ રજા લઇ ઘેર ગયા, તે પછી થોડા એક દિવસ બાદ તપનરાજની રજા લઇ ભાવડશાહ પોતાના પરિવાર સાથે મધુમતી તરફ પ્રયાણ કરી ગયા.

---

# પ્રકરણ ૧૩ મું.

---

## મધુમતીમાં

આજે મધુમતી આનંદના હિલોળે ચઢયુ જણાય છે. તે સમયમાં મધુમતીની જાહોજલાલી અપૂર્વ હતી, સૌરાષ્ટ્ર મંડલનું એ અપૂર્વ ગણાતું શહેર સોળેકળાએ ખીલેલું હતું સારાય સૌરાષ્ટ્રમાં એ સુપ્રસિદ્ધ એનો વ્યાપાર પણ સુપ્રસિદ્ધ, જળ અને સ્થળ બન્ને તરફથી વ્યાપારીઓને વ્યાપાર કરવાની સંગવડતા, પડખેજ સાગરનાં નીર ખળભળી રહેલાં ઘુંઘવાટા મારતા કાનના પડલ પણ ચમકાવી નાખતા, વહાણોની આવ-જાવ અવાર નવાર થયાજ કરતી. ઠેઠ દૂરને દૂર ઘોઘા બંદર

કરતાં મધુમતીની જાહોજલાલી અવર્ણનીય હતી, સાગરના તટ ઉપર આવેલા એ શહેરની આજે અપૂર્વ શોભા હતી, શહેરમાં અનેક ઠેકાણે નવીનતા જોવાતી હતી. જાણે એને વસ્યાને બહુ દિવસ ન વીત્યા હોય એવી નવીનતાને ધારણ કરનારી એ નગરીએ હાલમાં નવીન સાજ સજેલા હતા.

મહારાજ વિક્રમાદિત્ય તરફથી સૌરાષ્ટ્રમંડલનાં મધુમતીમાં પણ એક સુબો એ જીલ્લાનો કારોબાર ચલાવતો, એ સુબાને મહારાજના સહી સિક્કાનો પેગામ મંત્રી તરફથી મળી ગયેલો, એના નવા માલેક ભાવડશાહનો વહીવટ હવેથી ચાલવાનો, જેથી ભાવડશાહના આગમનની આતુરતાથી રાહ જોવાતી હતી, એ દરમીયાન ભાવડશાહનો પેગામ પણ આવી પહોંચ્યો. નગરીને અપૂર્વ રીતે શણગારવા તથા એની શોભામાં વધારો કરવા સૂચવાયેલું તે મુજબ સુબાના પેગામ છુટ્યા, ભાવડશાહ માટે એક નવીન રાજગઢ તૈયાર કરવામાં આવ્યો, સરકારી મકાનોનો જીર્ણોદ્ધાર કરી રંગરોગાનથી રીપેર કરવાનાં ફરમાનો છુટ્યાં, તેમજ ગામલોકોને પણ પોતપોતાના મકાનો રંગ રોગાનથી સુધારવાનાં ફરમાન કાઢવામાં આવ્યાં, ગરીબ લોકોનાં મકાન રાજને ખર્ચે સુધારવામાં આવ્યાં, રસ્તાઓ, ગલી કુચીઓના માર્ગો પણ પાકા બાંધી સાફ સુફ રાખવામાં આવ્યા, જાહેર રસ્તા, રાજમાર્ગના રસ્તાઓ પાકા પત્થરોથી બાંધી ધજા તોરણોથી શણગારવા શરૂ કર્યા. રાજનાં મકાનો ઉપર, ધજાઓ ફરકવા લાગી. બધે તોરણ

બાંધવામાં આવ્યાં, દરેક ઘરે ઘર એ ફરમાન છુટ્યા. પોતાને ત્યાં લગ્ન પ્રસંગ હોય તેવી રીતે દરેકને પોતપોતાનાં મકાનો શણગારવાનાં ફરમાન છુટ્યા સારાય શહેરમાં એ ફરમાનનો અમલ થયો.

મધુમતી એતો જાણે આજે અલકાપુરીની નાની બેન હોય તેવા સાજ એણે સજ્યા, જે રસ્તે ભાવડશાહ આવનાર હતા. અને શહેરના મુખ્ય દરવાજામાં પ્રવેશ કરીને જે રાજમાર્ગમાં ફરી રાજમંદિર તરફ જવાના હતા તે સર્વે રસ્તા અપૂર્વ રીતે સુશોભિત કરવામાં આવ્યા હતા. માર્ગમાં પુષ્પો વેરવામાં આવ્યાં હતાં સિવાય સુગંધિત દ્રવ્યોથી રસ્તો સુગંધિત બનાવવામાં આવ્યો હતો. આજે વિજ્યા દશમી હતી અને આજ દિવસે ભાવડશાહને નગર પ્રવેશનું પ્રાતઃકાળે પ્રહર દિવસે શુભ મુહુર્ત હોવાથી પ્રભાતમાંથી નગરી હલમલી રહી હતી, નગરનો સુબો, નાનામોટા દરેક અધિકારીઓ, સૈનિકો પોતપોતાના દરજ્જા પ્રમાણે તૈયાર થઈ પ્રવેશ મહોત્સવમાં ભાગ લેવાને આતુર થઈ રહયા હતા, નગરની નાની મોટી આબાલવૃદ્ધ પ્રજા પણ પોતાના નવા માલેકને જોવાને અતિ આતુર બની રહેલી ને પોતપોતાને યોગ્ય સુંદર વસ્ત્ર સજી આનંદમાં ભાગ લેવાને હર્ષઘેલી જણાતી હતી. હજી તો દિવસ ઉગવાને વાર હતી એવા પ્રભાતના સમયમાંજ જબરી ધામધુમ થઈ રહેલી હતી. એ સ્વારી જોવાને માટે આસપાસના ગામેગામથી લોકો મોટી સંખ્યામાં અહીં આવી

પહોંચ્યા હતા. ગામેગામ અને સારાય શહેરમાં આજની ધામધુમનીજ વાત ચર્ચાતી હતી. સર્વેના મોંમાં આજે ભાવડશાહનું નામ રમી રહ્યું હતું.

અપૂર્વ મહોત્સવ, અને અનેક માણસોની મોટી સંખ્યા મધુમતીમાં ઉતરી પડેલી હોવાથી વ્યાપારીઓએ માર્ગમાં નાનીશી દુકાનો લગાવી દીધી હતી. દૂરદૂરથી હિંદની કારીગરીની ઉત્તમ વસ્તુઓ લાવીને વ્યાપારીઓએ લોકોને આંજી નાખ્યા હતા, કોઈ ઠેકાણે નહી જોવાયલી એવી કેટલીક નવીન વસ્તુઓ ખરી રીતે જોનારને તાજુબી પમાડી રહી હતી. આજે તો પ્રભાતમાંજ દુકાનો ઉઘાડી વ્યાપારીઓ પોતપોતાની દુકાનમાં ગોઠવાઈ ગયા હતા.

રાજમાર્ગની બન્ને બાજુએ એવી રીતે દુકાનોની હાર ગોઠવાઈ ગઈ હતી, ભિન્ન ભિન્ન પ્રકારની વસ્તુઓની એ બજારો જોવાતી હતી, સુખડીયાઓએ ગોઠવેલાં ભાતભાતના મેવા મીઠાઈ અને પકવાન્નો જોઈને લોકોના મ્હોંમાંથી પાણી છુટતું અને એનો સ્વાદ ચાખવાની લાલચ ન અટકાવી શકવાથી એમના ગજવાનો ભાર પણ હળવો થતો હતો. બાળકોને પ્રસન્ન કરવા સારૂ જુદી જુદી જાતના માટીનાં, લાકડાનાં, લાખનાં, અને મીણ તથા કાચનાં રમકડાં પણ ઠેર ઠેર નજરે પડતાં હતાં.

ભારતવર્ષ કળાકૌશલ્યમાં કેટલું બધું સર્વોપરી હતું એની આ વખતે અનેરી સુંદર ઝાંખી થતી હતી. સારાય જગતભરમાં જે ચીજો નહી બનતી કે મલતી હોય એવી નવીનવી ચીજો ભારતવર્ષના ખુણેખુણામાંથી નિકળી આ બજારમાં પ્રગટ થયેલી હતી. માણુસોની મેદનીથી પણ શહેર એવી રીતે હલમલી રહ્યું હતું. હવે યથા સમયે શહેરથી થોડેક દૂર તંબુ નાખીને પરીવાર સહિત રહેલા ભાવડશાહ પણ તૈયાર થયા, લશ્કરી ટુકડી તો શહેરમાં આવી પહોંચી હતી. સુબા, અમલદારો, મોટામોટા નાગરીકો, અને રાજ-માન્ય પુરૂષો વગેરે દીવસ ઉદય થતાંજ ભાવડશાહના તંબુમાં આવી પહોંચ્યા હતા. સૈન્યના અમલદારો, નાનામોટા નાયકો, સર નાયકોની ઘોડેસ્વારી લોકોનું ધ્યાન ખેંચી રહી હતી ઘોડેસ્વાર પલટન પણ તૈયાર થઈ સલામ આપવાને હાજર હતી. લશ્કરી વાજીંત્રના મધુરા સૂરથી ધરામાં પણ ચૈતન્યતા પ્રગટ થતી જણાતી હતી. સિવાય બીજાં પણ અનેક પ્રકા-રનાં વાજીંત્ર પ્રેક્ષકોના આનંદમાં વૃદ્ધિ કરી રહ્યા હતાં.

એ સ્વારી જોવાનાં લોકોનાં મન અધીરાં થયેલાં, એ લોકોના ધૈર્યની પૂરેપૂરી કસોટીને અંતે સ્વારી નીકળી, ઠેઠ નગરના મુખ્ય દરવાજા આગળ આવી પહોંચી. એ પ્રવેશ-દ્વારની શોભામાંય શું ખામી હોય, બધો જરીના ચંદુવાથી મઢી લેવામાં આવેલો, ધ્વજા તોરણથી સુશોભિત, અનેક મધુરી ઘુઘરીયોના મંદમંદ વાયુના યોગે થતા રણકાર સર્વેને

આનંદ ઉત્પન્ન કરતા, એ અપૂર્વ ઠાઠમાઠથી; દર્શનીય ચોગ્ય જોવાથી લોકો હર્ષ ઘેલા થઈ ગયા, બધુંય વાતાવરણ હર્ષનાદથી ગાજી ઉઠયું. " વાહ ! શો દબદબા ભર્યો દેખાવ ! "

એ પ્રવેશદ્વારમાં શુભ મુહુર્તે પ્રવેશ કર્યો ને ભાવડશાહની સ્વારી શહેરમાં ચાલી શહેરની અપૂર્વ રચના નિહાળતાં, ધીરેધીરે આગળ વધી. લોકોનાં ટોળેટાળાં જોવાને ગાંડાઘેલા થઈ રહ્યાં હતાં. સ્ત્રીઓએ સૌરાષ્ટ્રની સુંદર સુંદરીઓ પોતપોતાની અટારીઓમાં આવી ઉભી હતી કેટલાક રાજમાર્ગમાં ઉભા ઉભા સ્વારી નિહાળી રહ્યા હતા. ઘરધણીઓએ તો પોતાના ઘરના મોખરે બેઠક જમાવી હતી: કેટલાક રસીયા તો સ્વારી જોવાય તેટલા માટે ઝાડ ઉપર કે છાપરા ઉપર ચડીને તેમણે બેઠક જમાવી હતી. અસંખ્ય આતુર નયનોએ પોતાના નવા માલેક ભાવડશાહને જોવાને તલસી રહ્યાં હતાં.

બાજીગરની મોરલીના જેવા કર્ણપ્રિય શબ્દોથી સુંદર વાજીંત્રો મધુરતા રેલાવી રહ્યાં હતાં. બંદીજનો નેકી પોકારી રહ્યા હતાં, ભાટ, ચારણો, ભાવડશાહનાં યશોગાન ગાઇ રહ્યા હતા. સૈનિકોની ઘોડેસ્વાર ટુકડી ખુલી તલવારે અશ્વોને નચવતી મોખરો સાચવી રહી હતી તે પછી નાના મોટા અમલદારો કોઈ ઘોડા ઉપર તો કોઈ પાલખી ઉપર આરૂઢ થયેલા હતા, શહેરના ધનાઢ્ય ગણાતા પુરૂષો પણ પાલખીમાં જોવાતા હતા.

એક સુંદર વસ્ત્રાલંકારોથી સજ્જિત હાથી નિકળ્યો. તેની ઉપર શહેરનો સુબો હતો ને પછી તેનાથી વિશેષ સુશોભિત સુવર્ણની અંબાડીવાળો હાથી નીકળ્યો ને ભાવડ-શાહનો જય, એવો ધ્વનિ થયો, લોકોએ એ ધ્વનિ એ જયનાદ ઝીલી લીધો.

પોતાને અપૂર્વ માન મલતું હોય એવી ભાવનાથી ડોલતો ગજરાજ આજે પોતાના માલીકની કૃપાથી કૃતકૃત્ય બન્યો હતો. કિનખાબની ઝુલથી અને એક પગે સુવર્ણના સાંકળાથી શોભતો માતંગ પોતાની પીઠ ઉપર રહેલી સુવર્ણની અંબાડીમાં વિરાજીત ભાવડશાહને લીધે વધારે દીપી રહ્યો હતો. અંબાડીની પાછળ હાથીની પીઠ ઉપર ઉભા રહીને એક સેવક ચામર ઢોળી રહ્યો હતો. એ દબદબા ભર્યા ઝળહળાટથી ગજરાજનો દિમાગ જુદોજ હતો.

પાછળ સોનાચાંદીના ઉત્તમ કોતરકામવાળો રથ, ચાંદીનાં નગારાં, સોનાના પતરાથી મઢેલી પાલખી, તથા ઘોડેસ્વાર પલટન, તેમજ બીજી એવી અનેક રાજ્યને યોગ્ય રિસાયત નીકળી. એમાંની કેટલીક રિસાયતે લોકોનું ધ્યાન પોતા તરફ ખેંચ્યું.

એવી રીતે સ્વારી શહેરમાં ફરતી ફરતી ચૌટા, ચોક વગેરે માર્ગ પસાર કરતી રાજમાર્ગે થઇને રાજગઢમાં આવી. ને એ વિધ વિધ રસ સામગ્રીથી શોભતી સ્વારી પુરી થઈ.

માર્ગમાં આવતાં જીનમંદિર આગળ સ્વારી થોભતી, ભાંવડ-શાહ જીનદર્શન કરીનેજ આગળ ચાલતા હતા. એ દેવગુરૂમાં ભક્તિવાળો મહાન્ નરની એ રીતે ઠાઠમાઠપૂર્વક મધુમતીમાં પધરામણી થઈ. તે દિવસ ને એ આખુંય અઠવાડીયું રાજના ખર્ચે લોકોએ મોજશોખમાં પસાર કર્યું. જ્યાં ત્યાં નાટકાલયો, ક્રીડાસ્થાનો, વાજીંત્રોના કર્ણપ્રિય નાદો તેમજ મશ્કરાઓ, વાર્તાકરનારા લોકો, સર્વેને આનંદ ઉપજાવવા લાગ્યા.

ભાવડશાહે સુબા પાસેથી રાજ્ય વહીવટ સંભાળી લીધો ને વ્યવસ્થામાં સુધારો વધારો કર્યો, ગરીબ લોકોને રાહત મળે, ખેડુતોને મુશ્કેલી ન પડે એવી વ્યવસ્થા કરી. પોતાનો અધિકાર સુપરત કરી સુબો ઉજ્જૈયની તરફ પોતાના પરિવાર સાથે રવાને થયો; મહારાજ વિક્રમાદિત્યે એને બીજા દેશની સુબાગીરી આપી.

---

## પ્રકરણ ૧૪ મું.

### ઉણપ.

મધુમતીમાં પ્રવેશ કરવા સમયે જેટલી શોભા કરવી ઘટે તેટલી કરવામાં આવી હતી. એ સમયે ભાવડશાહે દીન, હીન, ગરીબોને બેસુમાર દાન કર્યું હતું. દાન એજ શ્રીમંતની

લક્ષ્મીની સફલતા છે, ભાટ ચારણોને પણ સંતોષવામાં આવ્યા હતા. સર્વેને પોત પોતાની યોગ્યતા પ્રમાણે કદર કરવામાં આવી હતી. એ ઘટના બની ગયા પછી કેટલોક સમય પસાર થઇ ગયો ને હવે તો ભાવડશાહનો મધુમતીમાં પ્રવેશ જુના જેવો થઈ ગયો હતો.

એક દિવસે ભાવડશાહે સૌભાગ્ય શેઠાણીની વિલક્ષણ સ્થિતિ જોઇને પૂછ્યુ. " પ્રિયે ! આમ દિવસે દિવસે સુકાતી જાય છે એનું શું કારણ ? આવી સાહ્યબી, આવી બેસુમાર સત્તા, રાજાને યોગ્ય વૈભવ, અને આટલા રિદ્ધિ સિદ્ધિ હોવા છતાં તમારા મુખ ઉપર દિવસે દિવસે ઉદાસીનતાની છાયા વધુને વધુ કાં છવાતી જાય ? "

" સ્વામી ! માત્ર સાહ્યબી અને સત્તામાંજ બધુય સુખ સમાયુ હોય એમ સ્ત્રીઓ નથી માની શકતી. "

" તમારા જેવાં સમજુ ધર્મનાં જાણ, અને વિવેકી મનુષ્યોને આવી અનેક સગવડતા છતાં ચિંતા ગ્રસ્ત રહેવું ઉચીત નથી.

એ વાત સાવ સાચી છે સ્વામી ! જોકે ધર્મના મર્મ, વિવેક, સંસારનું અનિત્ય પણ હું સમજુ છુ, છતાં આખરે અમેતો અબળાજન ? "

" તેથીજ ઉદાસ રહો છો કે આ ઉદાસિનતાનું કાંઈ કારણ છે ? "

" એનુંય કારણતો ખરૂ જ તો ? "

" ત્યારે એ કારણ જાણવાનો મને હકક છે કે નહિ. "

" આપનાથી છુપાવવા યોગ્ય મારે કાંઈ નથી પણ આપ કદાચ જાણીને એ વાત હસી કાઢશો. "

" છતાંય જણાવવું તો જોઇએ. વાત ઉડાવી દેશો નહી. "

" નહી ! સ્વામી ! હું સત્યજ કહું છું કે કાંતો મારી વાત સાંભળીને આપ હસી કાઢશો કે કાંતો તે સાંભળીને આપનું હૃદય દુભાશે. "

" હરકત નહિ, છતાં એ કારણ તો મારે જાણવુજ છે હું ઘણા વખતથી તમારા વદનકમલ ઉપર શોક-ઉદાસિનતાની છાયા જોઉં છું માટે આજે તો એ વાત જાણેજ છુટકો ? "

સ્વામી ! આજે સત્તા, સંપત્તિ, ઐશ્વર્ય જગતની સર્વ કાંઈ સમૃદ્ધિ આપણને વરી છે. મધુમતી ઉપર આજે આપણોજ વિજયધ્વજ ફરકે છે આંપણી કીર્ત્તિ સારાય સૌરાષ્ટ્ર મંડલમાં પ્રસરી રહી છે. આ બધીય વાતે આજે આપણને નિરાંત છે છતાંય એક વાતની આપણે ત્યાં ખોટ છે ? " સૌભાગ્યવંતી વાતનો ઇસારો કરતાં અટકી પડ્યાં.

" ખોટ ! અને તે વળી શાની ? "

" એકાદ પુત્ર રત્નની પારણું ઝુલાવવાની. "

શેઠાણીનાં વચન સાંભળી ભાવડશાહ ચમકયા. " એ જ્ઞાની મુનિઓનાં કથન શું ભૂલી ગયાં, જ્ઞાનીનું વચન સત્યજ થશે, તમને ભાગ્યવંત પુત્ર થશે, વિશ્વાસ રાખો. આટલી બધી અધીરાઈ શી ? "

" એ જ્ઞાનીનું વચન હું ભૂલી નથી. છતાંય કાંઇ સમજાતું નથી કે એ કેવી રીતે સત્ય થશે, હવે તો આપણી યુવાની પણ જતી રહેવા લાગી. જેથી મનમાં અધીરાઈ રહેજ ? "

શેઠાણીનાં નિઃશ્વાસ ભરેલાં વચન સાંભળી ભાવડશાહ પણ વિચારમાં પડી ગયા. પોતાના ધર્મની રક્ષા કરવામાં, દેવગુરૂની ભક્તિ કરવામાં, અને રાજકાર્યની વ્યવસ્થામાં એ વિચાર તરફ હજી ખ્યાલ થયો નહોતો. અનાયાસે આજે આ વાત કાન ઉપર આવી હતી. એ વાતની ઉણપ એમને પણ અવશ્ય જણાઈ હતી. જ્ઞાનીનું વચન કયારે સિદ્ધ થાય. એવી અધીરાઈ એમને પણ વધી.

શેઠને વિચારમાં પડેલા જોઇ શેઠાણી બોલ્યા, " મેં નહોતું કહ્યું કે એ સાંભળીને આપને પણ વૃથા સંતાપ થશે. "

ભાવડશાહ તરતજ વિચારતંદ્રામાંથી જાગૃત થયા.

"મને લાગે છે કે હવે જ્ઞાનીનું વચન જલદીથી સિદ્ધ થવું જોઇએ. અવિશ્વાસ રાખવાનું કાંઇ કારણ નથી. એમનું એક વચન તો પ્રત્યક્ષ સિદ્ધ થયેલું છે અને બીજું ભવિષ્યમાં, એ ભવિષ્ય પણ હવે જલદીથી સફળ થવુંજ જોઇએ."

"છતાંય મને સંતાપ થાય છે ને મારૂં મન હવે અધીરૂં થઈ ગયું છે હવે તો એ દિવસો જલદીથી આવે તો ઠીક."

"એવી ઘેલાઇ આપણને ન શોભે, સંતાપ કરવાથી શું થાય, એ તો કુદરતના ખેલ છે દૈવ રચના છે, એવી બાબતોમાં હર્ષ શોક કરે શું વળે ?"

"એમ ન કહો સ્વામી ! પુત્રની પ્રાપ્તી એ અલૌકિક કુદરતી બક્ષીસ છે. સ્રીને મન માતા થવું એ એક અહો– ભાગ્ય છે જગતમાં એ તો એક મોટામાં મોટો લ્હાવો છે તેમાંય ઉત્તમ પુત્રની પ્રાપ્તિ એ તો મોટા ભાગ્યની નિશાની ગણાય. એવો કુળદીપક પુત્ર પિતાની સમૃદ્ધિમાં વધારો કરે. આપણા નામને ઉજ્વળ કરે. અને શત્રુંજય જેવા મહાન્ તીર્થનો ઉદ્ધાર કરે."

"જ્ઞાનીએજ પ્રથમથી એવું મહાન્ ભવિષ્ય ભાખ્યું છે જેથી કોઈ મહાન્ પુત્રજ ઉત્પન્ન થશે એમાં શંકા કરવાની ન હોય."

" તોય આપણે એ માટે કાંઈ ઉપાય કરીએ તો ઠીક. "

" શું ઉપાય કરીએ ? "

" એ માટે શાસ્ત્રમાં કાંઇ વિધિ વિધાન નહી હોય. "

" હશે પણ ખાસ ઐહિક સુખની ખાતર આપણી અણમોલ ધર્મ ક્રિયાઓ વેચવી. અનંત ફલવાળી ધર્મ ક્રિયાઓને અલ્પફલ માટે વેચવી એ સમજુ માટે ઠીક નથી. નિરાશાપણે આપણે આપણાં ધર્મ કર્મ કરવાં જોઇએ. ધર્મ કરવાનો આપણને અધિકાર છે ફલની માગણી કરવાનો નહી. સંસારમાં ધર્મ ક્રિયા કરતાં થકાં અનુક્રમે કરીને અન્તરાયકર્મનો નાશ થતાં પ્રાણીઓની આકાંક્ષાઓ સ્વાભાવિક રીતેજ પૂર્ણ થાય છે. અને એ માટે આપણે પણ આજથી વિશેષપણે ધર્મમાં ઉદ્યમવંત રહેવું. દેવગુરૂની ભક્તિ વિશેષપણે કરવી.

" એ વાત પણ ઠીક છે. ધર્મ કરવાથી મનુષ્યની ઇચ્છાઓ સ્વાભાવિક જ પૂરી થાય છે. "

" અવશ્ય પણ ખાસ એ વસ્તુને ઉદ્દેશીને ધર્મક્રિયાઓ કરવી નહી. "

" આપનું વચન મારે માન્ય છે. "

ભાવડશાહે પણ ધર્મ ઉપર વિશેષ લક્ષ્ય આપ્યું.

અનેક દેવમંદિરોમાં સ્નાત્રપૂજાઓ રચાવી શરૂ કરી. અઠ્ઠાઈ મહોત્સવ કરવા શરૂ કર્યા. ત્યાગી મુનિઓને અન્નદાન, વસ્ત્ર-દાન, જરૂર જણાતાં ઔષધ પ્રધાન વગેરે અનેકરીતે મહા-મુનિઓની ભક્તિ કરવા માંડી. અનેક જીનમંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યા, સાધુ સાધ્વીઓને જ્ઞાનદાન આપવામાં સહાય કરી. શ્રાવકોને માટે એમણે પોતાનો લક્ષ્મી ભંડાર ખુલ્લો મુકયો, વ્યાપાર રોજગારમાં ગરીબ શ્રાવકોને બનતી સહાય કરવા માંડી. જે જે કારણે તેઓ ધર્મથી પતીત થતા હતા તે તે કારણો તેમનાં દૂર કરી ધર્મમાં સ્થિર કર્યા. ગરીબ, દીન, દુઃખીઆને તેમણે અનેક રીતે મદદ કરવા માંડી. તેમણે દાનશાળાઓ ઉઘાડી અનેક નિરાધાર લોકો એનો લાભ લેવા લાગ્યા, દીન, દુઃખી અને કંગાલ, તેમજ લુલા લંગડાઓ માટે એ આશિર્વાદ સમાન થઈ પડી. જે સીજાતા શ્રાવકો માગવાને અશક્ત હતા તેમને ઘેર છુપી રીતે અનાજના કોથળા રાતોરાત ઠલવાતા હતા, અવાર નવાર દ્રવ્યની મદદ કરી તેમને ધંધામાં જોડતા હતા. જે જે માણસમાં જેવી જેવી લાયકાત જણાતી તેવા કામમાં એમને જોડવા માંડ્યા. નાના મોટા અધિકારોમાં, મેતામાં, મુત્સદીપણામાં રાજની દરેક જગામાં માણસની યોગ્યતા જોઈ દાખલ કરતા હતા. જો કે એવા અધિકારોમાં લાયકાત જોવાતી, છતાં પોતાના સ્વામીભાઇ તરફ પક્ષપાત દૃષ્ટિ તો અવશ્ય રહેતી. એ નાના મોટા અધિકારોમાં જોડાયલા પોતાના

અધિકારનો દુરૂપયોગ ન કરે. પ્રજાને ત્રાસનું કારણ ન થાય, વિના કારણે કોઇને હેરાન કરે, એ માટે દેખરેખની પણ વ્યવસ્થા પૂરતી હતી. દરેક માણસની ઉત્તમ વ્યવસ્થાનાં પ્રમાણપત્ર મળતાં કદર કરવામાં આવતી. વ્યવસ્થિત બંધારણ કરવા ઉપરાંત સાધર્મિની ભક્તિ માટે પણ ખાસ લક્ષ્ય રાખ્યું હતું, એમની ઉદારતાને પ્રભાવે જૈન કોમનાં ગૌરવ, તેજ અનેરાં ઝળક્યાં હતાં, પોતાનાથી બનતી મદદ કરવામાં એમણે પાછું વાળી ન જોવાથી શ્રાવક કોમ લગભગ સુખીને સંતોષી હતી. સિવાય તે સમયમાં જૈનકોમ સ્વાભાવિકજ સમૃદ્ધ હતી, ક્વચિતજ નિર્ધનતા જણાતી તેવે સમયે ભાવડશાહની મદદથી એ નિર્ધનતા અદૃશ્ય થઈ હતી.

સાતક્ષેત્રના મૂળ આધારભૂત શ્રાવક શ્રાવિકા ક્ષેત્ર કહેવાય, જેથી એની વૃદ્ધિમાં સેવાની વૃદ્ધિ સમાયેલી છે. જો શ્રાવક શ્રાવિકા ક્ષેત્રનો નાશ થાય તો બીજા ક્ષેત્રની મહત્તા જળવાઈ રહેવી એ સંભવનીય નથી માટે આ ક્ષેત્રની જાહોજલાલી તરફ વિશેષ ધ્યાન આપવું જોઇએ. જેમ સાધુઓની ભક્તિ કરવામાં મહાન્ લાભ સમજાય છે તેવીજ રીતે સ્વામીભાઈની ભક્તિમાં પણ ઓછો લાભ નથી સમાયો. ભાવડશાહ એ સત્ય સમજેલા હોવાથી એમણે પોતાની યથાશક્તિ જૈનકોમમાંથી રહી સહી દરિદ્રતાનો નાશ કરી નાખ્યો. પોતપોતાની લાયકાત પ્રમાણે શ્રાવકભાઇને કળા, હુન્નર કે વેપાર રોજગારમાં ચઢાવી એમના ભાગ્ય પ્રમાણે એમને રસ્તે

ચઢાવી દીધા. જે પુરૂષની લક્ષ્મી નીતિની હોય છે ભાગ્યથીજ પ્રાપ્ત થઈ હોય છે એવી લક્ષ્મીનોજ એ પુરૂષનાં હાથથી આવો સદ્વ્યય થઈ શકે. બીજાઓને આવો લાભ નથી મળતો એનું કારણ શું ભલા ? એક દમડી પણ પરકાજે રખે વપરાય એની મતલબ સમજ્યા કે—"

## પ્રકરણ ૧૫ મું.

### પુત્ર જન્મ.

" કરેજે ધર્મના કામો, જગતમાં ધન્ય જીવ્યો તે,
પરના ઉપકાર કરેનારો, જગતમાં ધન્ય જીવ્યોતે;
પ્રભુસેવા સંઘ સેવા જીવનની એ સફળતા છે,
ભલાકર તો ભલા હોગા, સાચી એ સફળતા છે. "

ભાવડશાહ પોતાની સમૃદ્ધિનો સદ્ઉપયોગ કરતા, માનવ જીવનના અણમોલ સમયનો સદ્વ્યય કરતા હતા. શેઠાણી પણ પોતાનાથી બની શકે તેવી ધર્મ કરણી કરતાં; સાધુ સાધ્વીની ભક્તિ કરતાં જીનેશ્વરની ત્રીકાલ સેવા ભક્તિ કરતાં દિવસ ઉપર દિવસ પસાર કરી રહ્યાં હતાં. પોતાને સંતતિ થાય વા નહી પણ ઐશ્વર્ય મળ્યું સમૃદ્ધિ મળી તો એનો લાભ શામાટે ન લેવો, એ સમૃદ્ધિનો ઉપયોગ પોતાને માટે

તો સર્વ કોઈ કરે છે પરન્તુ જેટલી પરઉપકાર અર્થે વપરાય એટલીજ સાચી કમાણી છે. જાતમાં ઉત્તમ મધ્યમ અને અધમ લક્ષ્મીની ત્રણ પ્રકારની ગતિ જોવાય છે, અધમ લક્ષ્મી તે પોતાની હયાતીમાં અથવા તો મૃત્યુવાદ સગાંવ્હાલાંથી લુંટાઈ જાય છે. બીજાઓ પણ અનેક બ્હાને ઘસડી જાય છે જ્યારે મધ્યમ લક્ષ્મી પોતાનાજ ઉપયોગમાં આવે છે. ધર્મકાર્યમાં કે બીજાને સહાય કરવા માટે એ લક્ષ્મી કામ આવતી નથી, ઉત્તમ લક્ષ્મી નીતિથી કે ભાગ્યથી મળેલી હોય તોજ સર્વે રીતે તે સત્કાર્યમાં કામ આવેને પોતાના ઉપયોગમાં પણ આવે, સુપાત્રદાન, અભયદાન, કીર્તિદાન કે ઉચિતદાન સર્વે જગ્યાએ એ લક્ષ્મીથી લાભ લઈ શકાય છે.

વચમાં કેટલોક સમય પસાર થઈ ગયો અને ભાગ્યવતી શેઠાણીના ભાગ્યે અધિક જોર કર્યું. શુભલગ્ને એક ઉત્તમ આત્મા સ્વર્ગલોકનાં સુખ ભોગવીને શેષપુણ્ય બાકી રહેલતે એ સૌભાગ્ય શેઠાણીના ઉદરમાં ઉત્પન્ન થયો; એ સ્વર્ગ-વાસી આત્મા મનુષ્ય લોકનાં સુખ ભોગવવા ઉપરાંત એક મહાન કાર્ય કરવાને અવતાર ધારણ કર્યો. છીપમાં મોતીની જેમ તે સૌભાગ્યવતીની કુક્ષીની શોભાને ધારણ કરનારો થયો.

એ શુભ સમાચારની શેઠાણીને જાણ થતાં પોતાની સમ-વયસ્ક સખીઓમાં અને દાસીઓમાં વાત પ્રસરી ગઈ. સર્વનાં

મન હર્ષના હિંડોળે ઝુલી રહ્યાં, ભાવડશાહ પણ સાંભળીને અતિ ખુશી થયા, અને એ સૌભાગ્ય શેઠાણીના હર્ષની તો વાતજ શી ?

એક પછી એક દિવસો પસાર થયા ને ગર્ભ વૃદ્ધિ પામવા લાગ્યો. ઉત્તમગર્ભને પ્રભાવે સારાં સ્વપ્નાં આવવાં શરૂ થયાં, ઉત્તમ વિચારો થવા લાગ્યા તેમજ સારી સારી અભિલાષાઓ પણ થવા માંડી. ધર્મનાં કાર્ય કરવાની પ્રેરણા થવા માંડી. ગર્ભમાં રહેલું બાળક વૃદ્ધિ પામતાં છતાં પણ જાણે ગુઢ ગર્ભ હોય એમ શેઠાણીની ઉદરની વૃદ્ધિ નહોતી થતી. કેમકે ઉત્તમ ગર્ભના પ્રભાવથી ઉદર વૃદ્ધિ પામતું નથી.

દિવસ પછી દિવસને મહિનાઓ એક પછી એક વીતવા લાગ્યા. શેઠાણીના ગર્ભની બરાબર રક્ષા થવા લાગી. એ ગર્ભાવસ્થાની જાણકાર, એ ચિકિત્સામાં નિપુણ કુળની વડેરી સ્ત્રીઓ રાતદિવસ શેઠાણીનું રક્ષણ કરતી હતી. ગર્ભવંતી સ્ત્રીઓએ બહુ ભારે ન ખાવું અતિ રસવાળુ તમતમુ ન ખાવું. તેમજ પ્રમાણથી અધિક પણ ન ખાવું જેથી પ્રમાણુસર અને સાદુ તબીયતને અનુકૂળ ભોજન એ નિપુણ સ્ત્રીઓ આપે તેટલું શેઠાણી ખાતાં હતાં ને તે પ્રમાણેજ ખોરાક લેવાની શેઠાણી પણ કાળજી રાખતાં, ગર્ભવંતી સ્ત્રીઓએ બહુ સ્વાદ પણ ન કરવો, દિવસના સુવુ નહિં રાત્રે પણ બહુ નિદ્રા લેવી નહિ પ્રમાણોપેતજ નિદ્રા કરવી, તેમ જે તે ખાવાની

ટેવ પણ રાખવી નહિ. બહુ બોલવું તેમજ મુંગાપણ રહેવું નહિ. કારણકે ગર્ભવંતી સ્ત્રીઓ ગર્ભાવસ્થામાં જે કાંઇ સારાં માઠાં આચરણ કરે છે એની અસર ગર્ભ ઉપર જરૂર થાય છે અને તેથીજ જન્મ્યા પછી એ બાળકમાં તથા પ્રકારના દોષો ઉત્પન્ન થવાનો સંભવ રહે છે માટેજ ગર્ભવંતી સ્ત્રીઓએ પોતાના ગર્ભ દરમીયાન બહુજ ઉત્તમ રીતે એ સમય વ્યતીત કરે તો એ બાલક કોઇ અનેરી જ પ્રભા જગત ઉપર પાડે.

ગર્ભાવસ્થા દરમીયાન સ્ત્રીઓમાં અનેક પ્રકારની વિચિત્રતા પ્રગટેલી જોવાય છે. કોઈ તો આળસુ બની આખો દિવસ ઘોરવામાંજ વ્યતિત કરે છે જેથી એ જન્મનાર બાલક પણ આળસુને ઉંઘણશી બને છે. કેટલાકને માટી કે રાખ ખાવાની આદત હોય છે ત્યારે કોઇ બહુ ગુસ્સામાં કે શોક અથવા ઉદાસીનતામાં રહે છે, કોઈ કજીયાખોર બને છે. આવી વિચિત્ર વર્ત્તણુકથી એમનાં બાલકમાં પણ છેવટે તથા પ્રકારના અમુક અમુક દોષો ઉત્પન્ન થતા જોવાય છે માટે ગર્ભ ધારણ કર્યા પછી સ્ત્રીઓએ ઘણીજ સાવચેતીથી રહેવાનું છે. જે પોતાની સારી અસર, સારા વિચાર કે સારી વર્ત્તણુકથી બાળકનામાં પણ સારા સંસ્કાર પડે.

એ બધીય બાબતોમાં સૌભાગ્ય શેઠાણી કાળજીથી સાવધાની રાખતાં, ઉપરાંત કુળની વડેરી સ્ત્રીઓ એમને ડગલે

ડગલે શિખામણ આપતી હતી. અવકાશ મળે ત્યારે ધર્મશાસ્ત્ર વાંચી સંભળાવતી હતી, શેઠાણી ધર્મ કથામાં-ધર્મ ચર્ચામાં પોતાનો સમય વ્યતિત કરતાં હતાં, બહુ બોલતાં નહી તેમ મુંગા પણ ન રહેતાં, તેમજ આળસુ કે એદી બની ઘોરવા કરતાં અવકાશની વેળા સામાયિકમાં કે ધાર્મિક વાંચનમાં વ્યતિત કરતાં અથવા તો સખીઓ પાસે વંચાવતાં ને પોતે સાંભળતાં, પણ પોતે નકામી ખટપટમાં પડી મગજ મારી કરતાં નહી, ગર્ભનું જેવીરીતે રક્ષણ થવું જોઈએ તેવીરીતે તેમણે રક્ષણ કર્યું.

છેવટે ગર્ભના આખર દિવસો પણ આવ્યા. ગર્ભના પ્રભાવથી શેઠાણીનું શરીર ભારે થયું હતું કોઈ માણસે જેમ માથે ભાર ઉપાડયો હોય અને ભારથી શ્રમિત થયો હોય એવી રીતે શેઠાણી પણ હવે તો છેલ્લા દિવસો હોવાથી શ્રમિત થઈ જતાં હતાં, પરાણે માંડમાંડ ઉઠી શકાતું, થોડુંકજ ખવાતું હતું, સખીઓ, કુળની વડેરી સ્ત્રી રાત દિવસ એમની સાથેજ રહેતી, જરાપણ એમને અળગાં મુકવાં જેવી હવે અત્યારની સ્થિતિ નહોતી.

નવ માસ પણ પૂરા થયા, પૂર્ણ સમય થયો હોવાથી સર્વે છુટાછેડાની આતુરતાથી રાહ જોવા લાગ્યાં. અતિ મુશ્કેલીના દિવસો હોવાં છતાં, શેઠાણીનું ચિત્ત અતિ પ્રસન્ન હતું,

પુત્રનું મુખ જોવાની એમની ઉત્કંઠા અતિ તીવ્ર હતી. આ અતુલનીય સમૃદ્ધિના ધણીને જોવાની આકાંક્ષા સર્વ કોઈની હતી. એ આતુરતા, ઉત્કંઠા, આકાંક્ષા અનેરી હતી.

એ રાત્રીનો સમય આવી પહોંચ્યો હતો, કે જ્યારે પ્રસુતિનો વખત નજીક આવેલો જણાતો હતો. કુળની વડેરી સ્ત્રીઓ, સખીઓ, દાસી વગેરે સર્વ શેઠાણીની આજુબાજુ ફરી વળેલાં આતુર નયને ચિકિત્સા કરતાં નિરખી રહ્યાં હતાં. રાતનો સમય પોતાનું કાર્ય કરી રહ્યો હતો મધ્યરાત્રી વીત્યા બાદ લાગ્યુ કે હવે એ પ્રસુતિનો સમય નજીક હતો. સહેજ પણ પીડા નહોતી. માત્ર ગર્ભનાં પ્રગટ થવાનાં લક્ષણો જ અવાર નવાર જણાંતાં હતાં. એ સમયે ગ્રહો અનુકુળ હતા, ચંદ્રમા ઉત્તમ રાશી ઉપર સ્થિતિ કરી રહ્યો હતો. નક્ષત્રનો યોગ પણ સારો હતો. એવી રીતે શુભલગ્ન, શુભદિવસ અને શુભ ચોઘડીયામાં સૌભાગ્ય શેઠાણીએ પુત્ર રત્નનો જન્મ આપ્યો. પુત્રને નવરાવી ધોવરાવી નાલી છેદનની ક્રિયા પણ સ્ત્રીઓએ કરીને તરતજ ભાવડશાહને વધામણી આપવામાં આવી, વધામણી આપનારી સ્ત્રીનું દારિદ્રય ભાવડશાહે દૂર કરી નાખ્યું. રાત્રી જાગરણથી રાત્રી પસાર કરી.

પ્રાતઃકાલે પુત્રજન્મની વધાઇ મધુમતીમાં સર્વત્ર ફેલાઈ ગઈ. જ્યાં ત્યાં આનંદ આનંદ વર્ત્તાઇ રહ્યો મોટામોટા માણસો ભાવડશાહને અભિનંદન આપવા એમને ત્યાં પધાર્યા,

શહેરમાંથી સામાન્ય પુરૂષો, નાગરીક લોકો, વ્યવહારીયાઓ, મહાજનના અગ્રગણ્યપુરૂષો એકપછીએક આવતા હતા. ભાવડશાહ અને તેમને આપ્તજનોએ તેમનો યથાયોગ્ય સત્કાર કર્યો. સિવાય મહેલની નીચે ચોગાનમાં હજારો લોકોની ઠઠ જામી ગઇ. એ મેદનીમાં આનંદના પોકારો થઈ રહ્યા હતા વાતાવરણ ખુશાલી ભરેલું થઇ ગયું હતું, સાકર અને શ્રીફલથી દરેકને સત્કાર કરવામાં આવ્યા. આજનો દિવસ આનંદમાં વ્યતીત કરવાની શહેરમાં ગોઠવણ કરવામાં આવી. આનંદનાં તમામ સાધનો આજે ખુલ્લાં મુકવામાં આવ્યાં. રાજકેદીઓને પણ છોડવામાં આવ્યાં. અનેક પ્રકારનાં મંગલમય વાજીંત્રોના મધુર નાદો સંભળાવા લાગ્યા, જ્યાં ત્યાં સૌભાગ્યવંતીઓ આનંદગીતો ગાવા લાગી. કેટલીક સ્ત્રીઓ ટોળે મળી ગરબા ગાવા લાગી. રાજગઢમાં પણ સલનાઓ મંગળગીતો ગાવા લાગી. મધુરાં વાજીંત્રો વાગવા લાગ્યાં ને મેમાનોના આતિથ્ય સત્કાર થવા લાગ્યાં. ભેટ સોગાત સામસામી થઇ, પેટભર સાકરની લ્હાણી કરી સર્વે જનોને સંતોષવામાં આવ્યા, દીન, હીન, ગરીબ, લુલા, લંગડા એવા કંગાલજનોને મીઠાં ભોજન જમાડી ઉપરથી દક્ષિણા આપી સંતોષવામાં આવ્યા. ભાટ, ચારણ, બંદીજનોમાં, તેમજ બીજા રંકલોકોને મુક્ત હાથે દાન દેવામાં આવ્યું. સગાં, વ્હાલાં, સ્નેહી, સબંધી એવા આપ્ત જનોને સંપૂર્ણ રીતે સંતોષવામાં આવ્યા. શહેરના સર્વજાતિના આબાલ-

વૃદ્ધ દરેક મનુષ્યોનાં મ્હોં મીઠાં કરવામાં આવ્યાં. બધેય આનંદની અનેરી ઝાંખી સિવાય બીજું કાંઈનહતું. ભાવડશાહે પુત્રનો એ રીતે મોટો જન્મ મહોત્સવ કર્યો.

બાર દિવસ થયા એટલે સુતિકાકર્મ કર્યાં પછી સગાં સબંધીને તેડી તેમને જમાડી સંતોષી બાલકના નામ સંસ્કારનો વિધિ કર્યો. સર્વેની અનુમતિથી એ બાલકનું જાવડ એવું નામ પાડવામાં આવ્યું. ચંદ્રમાની કાંતિસમાન એ બાળકની કાંતિ અદ્‌ભુત હતી. એ બાલસ્મિત, બાલચેષ્ટા, નાના પણ સુંદર કોમલ હાથપગ આદિક અવયવોની હલન ચલનનીચેષ્ટા કંઇ અનેરાજ હતાં. બાળકને ઉચિત જૈન શૈલીપ્રમાણે એ બાલકના એકપછીએક સંસ્કારો કરવામાં આવ્યા. એને જોતાંજ દરેકનુંમન આકર્ષાતું હતું, દાસીઓ, સખીઓ, અને કુલની સ્ત્રીઓ એને રમાડવામાં આનંદ માનવા લાગી. વિશેષે કરીને એ બાળક માટે ખાસ ધાવ-માતાઓ રાખવામાં આવી. એ ધાવમાતાઓથી તેમજ અન્ય સ્ત્રી સમુદાયથી લાલનપાલન કરાતો બાલક વૃદ્ધિ પામવા લાગ્યો.

---

# પ્રકરણ ૧૬ મું.

## બાલ્યાવસ્થા

ધાવમાતાઓથી લાલન પાલન કરાતો બાલક બીજના ચંદ્રની માફક અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો. માતા અને પિતાને તે મહા આનંદનું સ્થાન હતો સારૂંય શહેર આ બાલકના જન્મથી, એની રમણીયતાથી ખુશ ખુશાલ હતું, એ બાલકને રમાડવાને નગરની અનેક રમણીયો સૌભાગ્ય શેઠાણી પાસે આવતી હતી. બાલકને પ્રસન્ન કરવાને માટે અનેક ચીજો લાવતી હતી. ને બાલકને રમાડવામાં જતા વખતને પણ જાણતી નહી.

બાલકને બે વર્ષ વહીગયાંને કાંઇક કાલુ કાલુ બોલતાં શીખ્યો, ભાંખોડીયે ચાલવા લાગ્યો, એ ચાલતાં ચાલતાં પડે, કાલુ કાલુ બોલે, ને મધુર મધુર સ્મિત કરી સર્વને આનંદ પમાડે. ક્રમે ક્રમે પગલાં મુકવાનું શીખવા લાગ્યો, દાસીઓ એને ચાલતાં, પગલાં મુકવાનું શીખવતી હતી. તેમજ બોલતાં પણ શીખવતી હતી, ધીરે ધીરે દરેક વસ્તુઓનાં નામ ઉચ્ચારતાં શીખવતી. અનેક પ્રકારનાં રમકડાંથી દાસીઓ બાલકને રમાડતી હતી. રીઝવતી હતી. એ રમકડાંની ચીજો સાથે બાલકને અક્ષર જ્ઞાન કરાવવામાં આવતું હતું. અક્ષર જ્ઞાન

થતાં પછી થોડું શીખવવું શરૂ કર્યું. ભાવડશાહે બાલકના નામની એક નગરી વસાવીને પુત્રનું નામ અમર કર્યું.

અનુક્રમે બાલક પાંચ વર્ષનો થયો, હવે તો તે પગે ચાલતાં સારી રીતે શીખી ગયો હતો, સર્વ ઠેકાણે દોડાદોડી કરી મુકતો, પોતાના સરખા બાલકો સાથે દોડતો, રમતો, કુદતો, અનેક તોફાન મસ્તી કરતો હતો. કેમકે બાલ ચાપલ્યના અદ્‌ભુત હતી. માતા પાસેથી પિતાની પાસે કચેરીમાં જતો. સભામાં ભાવડશાહની સાથે મોટા મોટા અધિકારીઓ બેઠેલા હોય તો એમની મંત્રણામાંપહોચી જતો એમની મંત્રણામાં ભંગાણ પાડી ભારે ખળભળાટ મચાવતો હતો આમ મોટી સમૃદ્ધિના વારસને જોઇ સર્વ એના તરફ આકર્ષાતા ને પોતાની મંત્રણા તરતની સમાપ્ત કરી એ બાલક સાથે બાલક બની વાતચિત કરી તેને વિનોદ પમાડતા હતા. એની કાલીકાલી ભાષા સાંભળી બધા હસી પડતા હતા.

પ્રૌઢ અવસ્થામાં એ પિતાને પણ અત્યંત હર્ષનું કારણ થયો હતો. વારંવાર એમની પાસે આવી એમની મંત્રણામાં ભંગાણ પાડતો છતાં કોઇ કંટાળતું નહી. જરાપણ કડવાશ ભરેલા શબ્દો બાલકને કહેવામાં આવતા નહી, એના પીતા તો એને જોઈ અર્ધા અર્ધા થઈ જતા હતા. એતો સમજતા હતા, એનું ભવિષ્ય જાણતા હતા કે નિર્બુદ્ધિવંત અને અત્યારે અલ્પ સત્વવંત ગણાતો બાલક ભવિષ્યમાં મહાન થનાર છે. મહાન

શત્રુંજય જેવા તીર્થનો એ ઉદ્ધાર કરનાર થશે. તે સમયની પ્રજા એને ઘણાજ માનની નજરથી નિહાળશે. છતાં આવો મહાન્ નર ભલે ભવિષ્યમાં ગમે તેવો થવાનો હોય પણ અત્યારે તો બાલક જ હતો. બાલક યોગ્ય ચેષ્ટાઓમાં જ એનો કાલ વ્યતિત કરતો હતો. મહાન નરોની પણ બાલ્યાવસ્થાતો સામાન્ય રીતે એવીજ ધુલી ધુંસરની ક્રિયામાંજ પ્રાયઃ પસાર થાય છે. એવીજ અવસ્થા આ બાલકની પણ હતી.

આ બાલકનું એ ભાવી ભાવડશાહે ગુપ્તપણે જ રાખ્યું હતું. એ માતપિતા એ ગુહ્ય અને ગુપ્ત ભંડારની માફક સાચવી રાખી ને ત્રીજા કાને એ વાત ન જાય એવી ખાસ કાળજી રાખી હતી. એ રહસ્ય ગુપ્ત રાખવામાં જ ઠીક ડહાપણ હતું. જે કામ જે માણસ પાસે કુદરત ભલે કરાવવા માગતી હોય પણ એ પ્રસંગે જ એ વાત જેમ જેમ પ્રગટ થતી જાય છે તેમ એમાં કાંઈ ઓરજ મીઠાશ રહેલી છે, અથવા તો કોઈ ભાવી સંકેતને લઈને ભાવડશાહ બાલકના ભાવીનો ઉલ્લેખ કરી શક્યાં નહોતા.

હવે બાલક રમત ગમત કરતાં વિદ્યાસપાદને કાળનો ઠીક એમ સમજીને ભાવડશાહે એક સજ્જન પંડિત, ઉપાધ્યાયની નિમણુંક કરીને બાલકને ઉપાધ્યાયને હવાલે કર્યો. કેવી રીતે વિદ્યા ભણાવવી ? શું શું શાસ્ત્ર શીખવવાં વગેરે ભાવડશાહે ઉપાધ્યાયને સમજાવી દીધું. ઉપાધ્યાયે બાલકને કેળવવા તરફ

ખુબ ધ્યાન આપવા માંડયું. બાળક પણ હોંશીયાર, પૂર્વની જ્ઞાન આરાધના કરેલી, એટલે જાણે વીસરાયેલું ફરીને યાદ કરાતું હોય એમ એક પછી એક શાસ્ત્ર શીખવાં શરૂ ર્ક્યાં.

થોડાક વર્ષ પસાર થયાં ને બાળક ભણીગણીને હુશીયાર થયો. સિવાય ઉપાધ્યાય બાલકને પોતાના મ્હોંએથી કેટલીક વાત કહેતો હતો, કેટલીક ધર્મ ક્રિયાઓની વિધિઓ બતાવી. દેવગુરૂ સંબંધી કેટલીક સમજણ આપી દેવગુરૂ અને ધર્મ શું વસ્તુ છે તે સમજાવી એમની સેવા ભક્તિ શા માટે કરવી જોઇએ, એથી શું લાભ થાય! ઇત્યાદિક કેટલીક અગત્યની ને શ્રાવકને ઉચિત બાબતો સમજાવી. શ્રાવકના આચાર વિચારો શું છે તે પણ શીખવ્યા, સિવાય વ્યાકરણ, સાહિત્ય, કાવ્ય, ન્યાયશાસ્ત્ર, નીતિશાસ્ત્ર ઉપરાંત ધર્મશાસ્ત્ર પૂરેપૂરૂ શીખવ્યું. એ સર્વે શીખી બાળક તૈયાર થયો. અગીયાર વર્ષનો બાળક થયો ત્યારે એનામાં વિનય, વિવેક, બોલવાની સભ્યતા, વાક્પટુતા વગેરેથી નીતિના નમૂના રૂપ થયો.

પોતાના પીતાની સાથે તે દેવદર્શને જતો, પિતાની સાથે પ્રભુપૂજન બહુજ શાંતિ અને ધિરજથી કરતો, દેવમંદિરોમાં જે પ્રમાણે શાસ્ત્રોમાં વિધિ મર્યાદા કહેલી છે તે પ્રમાણે ઔચિત્યનું ક્યારે પણ ઉલ્લંઘન કરતો નહિ. દેવ પૂજન પછી પિતાની સાથે ગુરૂવંદને પણ જતો. પિતા ગુરૂઓ સાથે આચાર્ય કે ઉપાધ્યાય સાથે જે જે ધર્મચર્ચા, જ્ઞાનચર્ચા

કરતા તે ધ્યાનથી સાંભળતો હતો. પોતાને પણ એ ચર્ચામાં જ્યાં સંદેહ જેવું જણાતું કે તેજ સમયે વચમાં પ્રશ્ન પૂછી સમાધાન કરી લેતો હતો. સાધુઓ પણ એ બાલકની કલ્પનાથી એના ધાર્મિક જ્ઞાનથી ખુશી થતા હતા, એ બાલકની દેવ સમી મનોહર કાંતિથી એના તરફ સર્વેનું આકર્ષણ રહેતું હતું તેમજ બાલક છતાં એ ગુણે ગંભીર હોવાથી એની ભાષા મીત અને મીઠાશ વાળી હતી એને જોતાજ સર્વને લાગતું કે પિતા કરતાં અધિક થશે–મહાન્ થશે.

પિતાએ એક સારા વિદ્વાન અને વકતા તેમજ ઘણી ભાષાના જાણકારને પોતાના પુત્રને દરેક ચાલુ સમયની ભાષાનું જ્ઞાન આપવાને નિયત કર્યો. બાલકે તેની પાસેથી જુદી જુદી ભાષાનું સારી રીતે જ્ઞાન મેલવ્યું. સામાન્ય રીતે તે સમયમાં પ્રચલિત લગભગ ઘણી ખરી ભાષાથી આ બાલક જાણીતો થયો. બાલકનું ભાષા જ્ઞાન જોઇ ભાવડશાહે એના શિક્ષકને સંતોષીત કર્યો.

બાલકને રાજ્ય વ્યવસાય યુદ્ધ વ્યવસાય અને વ્યાપારમાં માહીતગાર કરવો જોઇએ જેથી કેટલાંક રાજ્ય પ્રકરણી ખાતામાં મલ્લ કુસ્તીમાં એને જોડયો તેમજ વ્યાપાર માટે પણ અનુભવ મળે એવી ગોઠવણ કરી, સિવાય બીજી પણ કેટલીક વ્યવહારીક કળાઓ કે જે પુરૂષની બહોત્તેર કળા કહેવાય છે. એમાંથી એ જમાનામાં જે જે કળા જરૂરની હતી તે

એને શીખવવામાં આવી જેવી કે તરવારની કળા, ઘોડેસ્વારીની કળા સંગીતકળા, યુદ્ધકળા, તીરંદાજી, મલ્લકુસ્તી, તલવાર ચલાવવાનીકળા, વાણિજ્યકળા, થોડીઘણી કૌટિલ્યનીતિ કે જે શીખવાથી દુનિયાના ધુર્તલોકો છેતરી શકે નહિ. વગેરે સર્વેકળાઓમાં નિપુણતા મેળવી વિશેષે કરીને સમયને જાણવામાં એ કુશલ થયો.

સર્વે કળામાં કુશળતા મેળવીને બાળક હવે યોગ્ય ઉમરનો થયો. વ્યવહારીક જ્ઞાન, ધાર્મીકજ્ઞાન અને નૈતિકજ્ઞાનના એક નમુના સ્વરૂપ તે હતો. એનામાં યોગ્યતાએ નિવાસ કર્યો હતો પૂર્વના શુભ પુણ્યના પ્રતાપથી ગુણો એને વરેલા હતા ને દોષોથી સર્વથા રહીત હતો. એ દેવલોકમાંથી આવેલો અને દેવલોકમાં જનારો આત્મા હતો. એવા આત્માઓમાં જે યોગ્યતા, વ્યવહારીકતા, ધાર્મિકતા હોવી જોઇએ તે સર્વે આ બાળકમાં હતી. આ બાળક હવે બાળકમાંથી ઉંમરમાં આવેલો હતો, યૌવનના આંગણામાં ડગલાં ભરવાને ઉત્સુક થઈ રહ્યો હતો. એ યુવાવસ્થાનાં અનેરાં મોંઘાં આમંત્રણ છતાં તોફાન, મસ્તી કે નફટાઈ નહોતી. એ અવસ્થામાં કેટલાક બાળકો ઉદ્ધત બની આડે માર્ગે મોજશોખમાં પડી માતપિતાની આજ્ઞા પણ ગણકારતા નથી એવી સ્થિતિ આ બાળકની ન હતી. અહીંયા સમજણ હતી, વિવેક હતો, સારાખોટાનું જાણપણું હતું. વડીલો તરફ ભક્તિ ને વિનય હતાં.

યુવાવસ્થાને આંગણે પગ મુકતાંજ એને માટે અનેક કન્યાઓનાં માગાં આવવા લાગ્યાં, સગાંસ્નેહી પણ એના વિવાહનો લ્હાવો લેવાને તૈયાર થઈ ગયાં. ભાવડશાહનાં નજીકના સગા સોમચંદ્ર પણ એને માટે લાયક કન્યા કયાંથી મેળવવી તે માટે વિચાર કરવા લાગ્યા.

એક દિવસ ભાવડશાહે સોમચંદ્રશેઠને કહ્યું, "જો કે પુત્ર માટે કન્યાઓનાં માગાં આવે છે પણ મારૂં મન માનતું નથી તમે પરદેશ જાવ, અથવા તો આપણા કાંપિલ્યપુરમાં જાવ, ત્યાં આપણી પોરવાડ જ્ઞાતિનાં સારા પ્રમાણમાં ઘરોનો જથ્થો હોવાથી તમને યોગ્ય કન્યા મળી રહેશે, કન્યા દેખાવમાં પણ સુંદર અને ગુણવાન હોવી જોઇએ, વ્યવહારીક સમજણ પણ હોય, માટે એવી ચતુર કન્યાને તમે આપણા જાવડ માટે ગમે ત્યાંથી શોધી લાવો. તમે લક્ષણના જાણ હોવાથી વધારે કહેવાથી શું ?"

"મારો વિચાર છે કે એને માટે કોઈ સારી કન્યા શોધી કાઢવી, અમારી બેનની મરજી પણ હવે એને પરણેલો જોવાની છે. રમતી ફરતી ઘરમાં વહુ આવે એટલે એમની છેલ્લી આશા પૂરી થાય, એ લ્હાવો લેવાની અધિરાઈ પણ કેવી ?"

સોમચંદ્ર શેઠ ભાવડશાહ સાથે કન્યા સંબંધમાં એ પ્રમાણે વાતચિત કરતા હતા. સોમચંદ્ર શેઠે તે આપણા

જાવડશાહના મામા થતા હતા એ મામા પણ ભાણેજની યોગ્યતાથી પરિચિત હતા. યોગ્યને યોગ્ય સ્થાનકે યોજવામાં આવે તો ઠીક. વળી આમ મોટી સાહેબીમાં જેને આવવાનું હતું તે જો કોઇ કુપાત્ર આવે તો આબરૂ ઉપર પાણી ફેરવે, પતીપત્નીનાં મન મળે નહી ને બધું ધુળધાણી થાય, પાછળથી પસ્તાવું પડે માટે લગ્ન એ એક જાતનો કોયડો છે. એની ગુંચ જો બરાબર ન ઉકેલાય તો જીંદગાની ધુળમાં મળી જાય, માટે એ સંબંધમાં ઉતાવળ ન કરતાં કન્યા માટે ઘણીક ચોક્કસાઇ કરાય તો સારૂ. પછી તો જેવું ભાવી.

એ સંબંધી ભાવડશાહે સોમચંદ્ર શેઠને કેટલીક વાતો સમજાવી દીધી ને જેમ બને તેમ કાંપિલ્યપુર તરફ જલદી જવા સૂચના પણ કરી. સોમચંદ્ર શેઠ ભાવડશાહની રજા લઇ પોતાના મકાન તરફ ગયા એમનો વિચાર માત્ર એકજ હતો કે ‘ વહુ કેવી જોઇએ ! ’

## પ્રકરણ ૧૭ મું.

### બાળતેજ.

પુત્ર ઉમર લાયક થતાં ભાવડશાહે પોતાનો અધિકાર સોંપી દીધો, પિતા કરતાં જાવડશાહે એ રાજકારોબારના

વ્યવસ્થા સારી રીતે ચપળતાથી કરવા માંડી. દરેક કાર્ય માટે અધિકારીઓ નિયત કર્યા, તેમજ લશ્કર તરફ પુરતું ધ્યાન આપ્યું. સૈનિકોને બરાબર તાલીમ અપાવી, મલ્લયુદ્ધ વગેરે યુદ્ધમાં યુક્તિઓ કેવી રીતે ઉપયોગમાં લેવી તે બધું શીખવ્યું. લોકોના શરીર કેળવાય, સશક્ત થાય, આફત સમયે તેઓ પોતાનું રક્ષણ કરી શકે તેને માટે અખાડા શરૂ કર્યા. વર્ષમાં અમુક અમુક વખતે મેળાવડા કરી તેમની પરીક્ષા લેવાતી ને સારૂ કામ કરનારને ઇનામ આપવામાં આવતું. એવી રીતે શર સંધાનમાં પણ, તીરંદાજી, શબ્દ વેધીબાણ મારવામાં પ્રવીણ, બળમાં ગમે તેવા સાથે કુસ્તી કરનારા યોદ્ધા અને સુભટો તૈયાર કર્યા.

સારા રાજવીની પેઠે પોતાના તાલુકામાં સુધારા કર્યા. અનેક પ્રકારની સર્વને અનુકુળ સગવડો કરી તેમજ વિશાળ સુંદર રસ્તાઓ, આલિશાન ભુવનો; અનેક પ્રકારનાં સરકારી મકાનોથી શહેરની શોભામાં વધારો કર્યો. વ્યાપાર રોજગારમાં પણ વધારો કર્યો. સમુદ્રની ઘોર ગર્જનાઓ પડખે ગંજારવ કરતી હોવાથી એનો લાભ પણ જતો કર્યો નહી. અનેક વહાણો તૈયાર કરી સમુદ્ર માર્ગે અનેક દેશાવરો સાથે વ્યાપારી સંબંધ બાંધ્યો. પોતાના દેશમાંથી પરદેશ ચીન મહાચીન મોઢ તુર્ક ગ્રીસ વગેરે દેશમાં માલ મોકલવા માંડ્યા અને તે દેશમાંથી પોતાના દેશમાં ઉપયોગી માલ મંગાવતો. એ રીતે એમાંથી પણ ખર્ચ જતાં પુષ્કળ નફો થતો હતો.

જાડવશાહને યોગ્ય જાણીને ભાવડશાહે પોતાનો સમસ્ત ભાર ધીરે ધીરે સોંપી દીધો અને પોતે નિવૃત્ત થયા. પોતાની પણ હવે અવસ્થા થયેલી હોવાથી દરેક બાબતોમાં જોઈએ તેવું ધ્યાન નહોતું અપાતું. તેથી હવે વ્યવહારિક પ્રવૃત્તિમાંથી મુક્ત થઇ એક ધર્મ પ્રવૃત્તિમાંજ ધ્યાન આપવા માંડયું. એવી રીતે માતાપિતાને એ સુપુત્રે વ્યવહારમાંથી મુક્ત કરી આસ્તે આસ્તે ધર્મ માર્ગમાંજ સ્થાપન કરી દીધાં.

છતાંય હજી માતાપિતાને એક મહાન્ આશા હતી. જગતના પ્રાણીયોની આશાઓનો ક્યારે પણ અંત આવે છે. એક આશા પુરી થઈ કે બીજી આશા તૈયારજ હોય. તો પણ ધર્મીપણાને લઇને તેમજ પૂર્વના કોઈ શુભ સંયોગોને લઇને વિધિ એમને અનુકુળ હોવાથી સર્વે ઇચ્છાઓ એમની પુરી થતી હતી. તોય હજી માત્ર એકજ ઇચ્છા એમને બાકી હતી. હવે તો આ અવસ્થાએ એમની આટલી ઇચ્છા પૂર્ણ થાય તો સારૂં. પછી વિધિ ઇચ્છા હોય તો ચારિત્ર લેવાની એમની આકાંક્ષા હતી. આ સંસારમાં એમણે સંપૂર્ણ ધનનું સુખ ભોગવ્યું. હવે છેલ્લે ચારિત્ર ઉદય આવે તો કેવી મોટા ભાગ્યની વાત !

તેમની એ ઇચ્છા માત્ર એકજ, અને તે પુત્ર વધુનું મ્હોં જોવાની. કન્યાઓનાં માગાં તો ઘણાંય આવતાં હતાં પણ લાયક પુત્રને યોગ્ય કોઇ ગુણવંતી ગૌરી મલી આવે

તો તેનું સુંદર મુખડું જોઈ માતાપિતાને સંતોષ થાય પછી નીરાંતે આત્મકાર્ય સધાય, એ માટે ભાવડશાહે સોમચંદ્ર શેઠને કહેલી વાત સોમચંદ્ર ભૂલ્યા નથી. સોમચંદ્ર શેઠે પણ એક શુભ દિવસે તે કાર્યને માટે મુસાફરી શરૂ કરી.

જાવડશાહ પોતાના જીલ્લાનું શાસન ખુબ સંભાળથી ચલાવતા હતા, જુલમગારોથી નિર્બળોનું, દુર્જનોથી સજ્જનોનું, અને શયતાનોથી ગરીબોનું રક્ષણ કરવા તરફ ખુબ ધ્યાન આપતાં હતા. કોઇ પણ અન્યાય ન થાય તે માટે ન્યાય ઘણાજ વિચારપૂર્વક કરવામાં આવતો, તે માટે સારા ઉચ્ચ વિચારના, નિર્લોભી, નિષ્પક્ષપાતી એવા ન્યાયાધીશોની નિમણુકો કરી હતી. ઘણા ઘણા વિચારપૂર્વક એ તંત્રનો કારભાર ચાલતો હતો.

પોતે પણ રૈયતનાં સુખદુઃખ જાણવાને બહુજ કાળજી રાખતા હતા, કોઇકોઇવાર રાત્રીએ વેશપલટો કરી શહેરચર્યા જોવાને નિકળી પડતા, કોઈવાર સામાન્ય વેષે પોતાના ગામડાઓમાં ગામની સ્થિતિ જોવાને નીકળવાનો એમને ભારી શોખ હતો.

પોતાનું શરીર પણ કસાયલું અને મજબુત હતું. એ નાજુક શરીર સુંદર અને કોમલતા ધારણ કરવા છતાં કદાવર અને સશક્ત હતું. એ શરીરને બચપણથીજ ખાસ લક્ષ પૂર્વક કેળવવામાં આવ્યું હતું. મલ્લકુસ્તિમાં ટીપાઈ

ટીપાઈને દૃઢ થયું હતું ને એ નાજુક બાહુ શત્રુઓની ખબર લેવાને જાણે ફરીફરી રહ્યા હોય, તલવાર ફેરવતાં કે લાઠી ચલાવતાં કે બાહુ યુધ્ધ કરતાં શત્રુઓ સાથે કેવીરીતે દાવપેચ ચલાવવો, દુશ્મનની નેમ કેવી રીતે ચુકવવી, એની યુક્તિને કેવી રીતે ધૂળમાં મેળવવી, પોતાની યુક્તિ અજમાવી શત્રુઓની ખબર કેવી રીતે લઈ લેવી એ સર્વે બાબતોમાં એ એક્કા હતા. પૂર્વના શુભ પુણ્યના યોગે એમનું શરીર બળવાન અને કસાયલું થયું હતું. એક સાથે શત્રુઓની ખબર લેવાને સમર્થ હતું.

એ શક્તિનો ઉપયોગ એમણે લોકોના રક્ષણ માટે કરવા ધાર્યો હતો. જાલીમ અને શયતાનોથી અનાથ, ગરીબ અને સ્ત્રીઓનું રક્ષણ થાય એ માટે શક્તિનો વ્યય કરવા નક્કી કર્યું હતું. અત્યારથીજ તાબાના માણસો ઉપર પોતાનો અદ્દ્ભૂત પ્રભાવ હતો. એ આંખમાં રોષ અને તોષ બન્નેય હતાં, શત્રુઓ પણ એમનાથી ડરતા રહેતા હતા, જુલમગારો, લુચ્ચાઓ અને શયતાન લોકો એને જુદીજ દૃષ્ટિએ જોતા હતા. એના બળની, શક્તિની, શરસંધાનની એમણે કસોટી કરી જોઈ હતી, જેથી ભોગજોગે એ પંજામાં ન સપડાય તેની કાળજી રાખતા હતા.

મધુમતિ એ સમુદ્રના કિનારે આવેલું તે સમયનું સૌરાષ્ટ્રમંડલનું કેંદ્રસ્થાન, વિક્રમની પહેલી સદીમાં આ

નવલકથાના સમયમાં એની જાહોજલાલી અપૂર્વ હતી. અરબસ્તાનના પાટવી જેવા રઢીયાળા એવા મક્કા શહેરમાં જ્યારે મહમદ પેગંબર સાહેબનો જન્મ પણ નહોતો તે સમયે એ શહેરમાં અપૂર્વ જીન મંદિરો હતાં, જૈન ધર્મના વિજયનો, જાહોજલાલીનો ઝુંડો ફરકાવતાં મક્કા શહેરમાં તે ઝગમગી રહ્યાં હતાં. એવા સમયમાં ત્યાંના અધિષ્ઠાયકોએ એક જૈન વ્યાપારીને સ્વપ્નામાં ધર્મક્રાંતિ જણાવી જેથી એ જૈન વ્યાપારી ત્યાંની જિન પ્રતિમાઓને મધુમતિ બંદરે લાવ્યો હતો, એક જીવંત સ્વામીની પ્રતિમા પણ તે સમયે મધુમતિમાં આવી ત્યારથી મધુમતિના ભાગ્યમાં, જાહોજલાલીમાં ઓર વધારો થયો.

મધુમતીથી સમુદ્ર તરફનો એ વિશાળ રાજમાર્ગ, આખે રસ્તે માણસોની આવજાવ થયાં કરે, સમુદ્ર મારફતે પણ વ્યાપાર ચાલતો હોવાથી આખો દિવસ માણસોની ભરતી રહ્યા કરે, મજુરીયાઓ, હેલકારીઓ, ગાડીવાળાઓ ખટારાવાળાઓથી એ રસ્તો ધમધમી રહેતો. લગભગ એક પ્રહર રાત્રી પર્યંત માણસોનો ગમનાગમનનો વ્યવહાર રહેતો હતો ત્યાં સમુદ્ર ઉપર પણ કેટલાંક મકાનો, બંગલાઓ, ગોદીઓ માલ રાખવા માટે બનાવવામાં આવી હતી. ત્યાં પણ સરકારી માણસો હમેશાં રહેતાં, માલની જગાતનું એક નાકુ ત્યાં પણ રાખવામાં આવ્યું હતું. શહેરથી ઠેઠ સમુદ્ર પર્યંત

માર્ગમાં મોટા મોટા લોકોના વંડાઓ, બાગ બગિચાઓ, રાજનાં મકાનો, તેમજ ધર્મશાળાઓ વગેરે મકાનો આવેલાં હતાં. સિવાય છુટક છુટક મજુરોને વસવાનાં છાપરાં પણ નજરે પડતાં હતાં.

એ મોટા રાજમાર્ગમાંથી પણ આડાઅવળા બીજા અનેક રસ્તા ફંટાતા હતા. આજુબાજુ માતાનાં કે મહાદેવના જાણે મંદિરો; ખાલી તુટેલાં મકાનો તેમજ અનેક પ્રકારની નાની મોટી વૃક્ષરાજીથી આજુબાજુની જગ્યા રમણીયતા બતાવતી પંથિક જનોને લલચાવતી હતી. અનેક પ્રકારનાં બાંધેલાં નાનાં મોટાં તળાવો, વાવો અને પાણીના ઝરાઓથી એ શોભા અધિક આકર્ષક બની હતી. જોકે ગામ હોય છે ત્યાં ગમે તેવા સારા સમયમાં પણ ઢેઢવાડો હોય એ ન્યાયે માનવશયતાનો, ગુંડાઓ ત્યાં પણ હતા, ને આ જગા તેઓ કોઈકોઈવાર પ્રસંગ આવે ઉપયોગમાં લેતા હતા.

અત્યારે મધ્યરાતનો સમય થવા આવ્યો હતો જગત ઉપર ગાઢ અંધકાર છવાઈ રહયો હતો. બે માણસ એ અંધકારનો લાભ લઇ ગુસપુસ વાતો કરતા લપાતા છુપાતા જતા હતા, શક ભરેલી તેમની રીતભાત આવી માજમ રાતે જોવાની કોને ફુરસદ હોય, છતાંય ફકીરના જેવી મસ્તકથીતે પગની પાની પર્યંત શ્યામ કફની પહેરેલ એક વ્યક્તિની નજર એ તરફ ખેંચાઇ પણ અંધારી રાતે કોણ કોને જુએ !

પોતાનો નક્કી કરેલો માર્ગ આવતાં તરતજ તેઓ આ-ડામાર્ગે ફંટાયા, અહીંયાથી એક બગીચો આવ્યો. બગીચાની મોટી દિવાલ કુદાવી તેઓ અંદર કુદી પડયા. પેલી વ્યક્તિ પણ એમની પાછળજ હતી. આવી મધ્યરાતે આ ભેદી હીલચાલ જોવાની એને જીજ્ઞાસા થઇ. કદાચ બળની જરૂર પડે તો એ બન્નેને નશીયત આપે એવી પોતાને ખાતરી થઈ. તે પણ દિવાલ ઓળંગી અંદર આવ્યો. એ વ્યક્તિઓને ઓળખવાની એણે ચેષ્ટા કરી પણ વ્યર્થ. વિચિત્ર પોશાક પહેરનારાં ને મોઢે બુકાની બાંધનારાં આવી કાળી રાતે કેમ ઓળખાય ?

બન્ને જણ કાંઇપણ ખટખડાટ કે અવાજ કર્યા વગર બંગલાની નજીકના ભાગમાં આવ્યા પણ બારણા આગળ તો માણસો સુતેલા, એટલે પાછળ કોઇ પણ રીતેથી ચડ-વાનો વિચાર કરી તેઓ ઝાડ ઉપર ચઢી મકાનના ઝરૂખા આગળ આવ્યા, એ ઝરૂખાની બારી ઉઘાડી મકાનમાં તો આવ્યા, મકાનમાં ચારે કોર ફરવા લાગ્યા, બંગલાના એક પછી એક નાના મોટા ઓરડા જોયા, એક ઠેકાણે દીપકનો મંદમંદ પ્રકાશ જણાતો હતો તે દીપક લઇ લીધો. તે દિપકના મંદ પ્રકાશથી કંઇક ધારી ધારીને જોવા લાગ્યા ને તેઓ એક શયનગ્રહ જેવા જણાતા ઓરડા પાસે આવ્યા; ઓરડો અંદરથી બંધ જણાયો. આટલે સુધી આવવાની હિમત કરનારા આ ઓરડામાં કેવી રીતે જવું તે માટે વિચારમાં પડ્યા.

ત્યાં બીજી બારીઓ પણ હતી. બધીય બારીઓ તપાસી જોઇ પણ એક બારી જરા કાચી હતી એટલે એનું લાકડું જીર્ણ અને ખવાઇ ગયેલું હોવાથી એક જીણું શસ્ત્ર કાઢી બારી ઉપર અજમાવ્યું ને પોતાને જવાનો માર્ગ કરી લીધો. આસ્તેથી એક પછી એક બન્ને અંદર આવ્યા, એ શયનગૃહની પછવાડેની બારીઓ બાગમાં પડતી હતી, તેમને વિચાર થયો કે અહીંથીજ આપણે આવ્યા હોત તો આટલો સમય આપણો વ્યર્થ જાત નહિ. પણ હશે ! જવાને માટે આ ટુંક રસ્તો ઠીક પડશે બન્ને અંદર આવ્યા ને એક ત્રીજી વ્યક્તિ તેઓ ન જાણે એમ ત્યાં બારી આગળ ગોઠવાઇ ગઇ.

શયનગૃહમાં દિપક મંદમંદ પ્રકાશ આપી રહ્યો હતો. એ પ્રકાશથી એમણે શું જોયું ? એક સ્ત્રીપુરૂષનું યુગલ એક પલંગ ઉપર ભરનિદ્રામાં હતું. ઓરડો શણગારેલો અને સુશોભિત હતો. એક બાજુ તીજોરી હતી. તે સિવાય કબાટો હતાં ને ટેબલ આસપાસ ખુરશીઓ પણ ક્યાંક જણાતી હતી. બીજી એક બાજુએ ટેબલ પડેલું તેની ઉપર બત્તી મંદમંદ સળગતી હતી. બન્નેમાંથી એક જણ તીજોરી પાસે ગયો ને એક પેલા પલંગ પાસે આવ્યો.

એમ તે કાંઈ તીજોરી ઉઘડે ખરી ! પોતાનાં જીણાં શસ્ત્રનો એણે ઉપયોગ કર્યો. બીજી બાજુએ પેલો માણસ

પલંગ પાસે રહેલો તે પેલા નવયુગલમાં સ્ત્રીના સૌંદર્યને જોઇ દીવાનો બની ગયો. ભરનિદ્રામાં પડેલી એ સ્ત્રીના શ્યામ કેશ વિખરાઇ ગયા હતા, એનાં વસ્ત્રો અસ્તવ્યસ્ત થઇ ગયાં હતાં, છાતી ઉપરથી પણ વસ્ત્ર ખસી ગયેલું, અર્ધનગ્ન જેવી તેમની હાલત જોઇ એ દિવાનો ભાન ભૂલી ગયો. એણે સ્ત્રી સાથે ખરાબ ચેષ્ટા કરવા માંડી. સ્ત્રી એકદમ જાગૃત થઇ ને અજાણ્યું મુખ જોઇ બૂમ પાડવા ગઇ.

આ દુષ્ટ લોકોની આવી ચેષ્ટા જોઇ પેલી વ્યક્તિ અંદર ધસી આવતી હતી પણ વળી સ્ત્રીની જાગૃતિથી તે અટકી ગયો ને શું નવીન બને છે તે જોવા લાગ્યો. રખે પોતે ન સપડાઇ જાય તેથી સાવધાન થઇ ગયો.

પેલાએ એના મ્હોંમાં તરતજ ડુચો મારી બૂમ પાડતાં અટકાવી. પેલી સ્ત્રી પણ પોતાના બળનો ઉપયોગ કરી એ પાપીના પંજામાંથી છુટવાનાં ફાંફાં મારવા લાગી એટલામાં પુરૂષ પણ જાગૃત થઇ ગયો એકદમ ઉભો થઇ આ નાટક જોતાં પોતાની સ્ત્રીને બચાવવા એકદમ પેલા પુરૂષ ઉપર ધસ્યો, બન્ને વચ્ચે જપાજપી થતાં પેલો તીજોરીવાળો માણસ પણ જોકે તીજોરી તો એણે તોડી હતી પણ હવે આ બન્ને જાગૃત થયેલાંનો રસ્તો કર્યા વગર છુટકો નથી. જેથી તે ત્યાં દોડી આવ્યો. સ્ત્રીતો પાંદડાની માફક ધ્રુજવા લાગી હતી. એ નાશી છુટવાને બારણા તરફ ધસી પણ પેલા બીજાએ તેને પકડી પાડી. એક જણે પેલાને નીચે પટક્યો. એ યુવકનું ટક્કર

જીલવાનું શું ગજું ! એના હાથ પગ બાંધી મોંમાં ડુચો નાખી એને નીચે પટકયો હવે પેલી સ્ત્રીની ખબર લેવાની.

એ સૌંદર્યની મુર્ત્તિને જોઇ પ્રથમ એના પતિના દેખતાં એને ભોગવી પછી તીજોરી સાફ કરી વંજે માપવાનો એમણે વિચાર કર્યો. બન્નેએ અરસપરસ નેત્રસંકેત કર્યો. કંઇક હાસ્ય કર્યું. વાતો કરવાનો સમય ન હોવાથી એક જણે તરત જ સ્ત્રીને નીચે પટકી. સ્ત્રીએ એની સામે ટક્કર ઝીલવા માંડી પણ એ અબળાનું શું ગજુ ! હાથપગ બંધાયેલ ને મ્હોંયે ડુચો મારેલ એનો પતિ તો ઘણાય ધમપછાડ કરી રહ્યો પણ નકામા !

બન્ને જણાઓએ વારા ફરતી વીષયસુખનો સ્વાદ ચાખવાનો મનસુબો કરેલો, પણ ત્યાં તો એ જીર્ણ બારીને લાત મારી આખીય જમીન દોસ્ત કરી એક વ્યક્તિ અંદર કુદી. એમની ચક્ષુ સમક્ષ ઉભેલી જોઇ એ બારીને થયેલા લત્તા પ્રહારથી તેઓ ચમકયા, ને એક ફકીર જેવી કફની ધારી વ્યક્તિને જોઇ વધારે અધિરા બન્યા. “ઓહો ! આ ફકીર અહીંયાં શું મરવાને આવ્યો ? ”

બન્ને જણાને હવે આ નવા મ્હેમાન સાથે હિસાબ ચુકવવાનો હતો, પેલી રમણીને છોડી એના તરફ ધસ્યા, રમણીયે ઝટપટ ત્યાંથી ઉઠી સાવધાન થઇ પોતાના પતિનાં બંધન તોડી નાખ્યા, મ્હોંમાંથી ડુચો ફેંકી દીધો.

આ તરફ પણ જામી ગઇ હતી. વાત કરવાનો ક્યાં સમય હતો, હવે તો હિસાબ જ ચુકવવાનો હતો એમના જીવન મરણનો પ્રશ્ન હતો, પેલા બન્ને સ્ત્રી પુરૂષે બારણાં ઉઘાડી.બૂમો પાડી પોતાનાં માણસોને મદદ માટે જગાડયા પણ તે પહેલા અહીયાં તો રમત રમાઇ ચુકી હતી.

આ વ્યક્તિ પણ સાવધ હતી. પેલા બન્ને ધસી આવે તે પહેલાં તેજ એક જણ ઉપર કુદ્યો, એને ગળચીમાંથી પકડી ગોફણના ગોળાની માફક બીજાની ઉપર ફેંક્યો પણ તે ખસી ગયો એટલે તે બીજા હરીફ ઉપર ધસ્યો, એને પકડી નીચે પટક્યો. જમીન સાથે માથુ અફાળી અર્ધમૃત કર્યો, એણે પણ આ વ્યક્તિને મહાત કરવાને ઘણુંય ફાંફાં માર્યા, એ દરમીયાન પેલો દૂર પડેલો માણસ તૈયાર થઇ ધસી આવ્યો. તેણે પાછળથી આવી એકદમ આ અજાણી વ્યક્તિને પકડ્યો. નીચે પટકવા જાય પણ તેતો એના શરીર સાથે પોતાના હાથ વળગાડી ચોંટી ગયો ને શરીરનો જોરથી ધક્કો મારતાં બન્ને જણ નીચે પડયાં, પેલી વ્યક્તિ એના હાથમાંથી છુટી થતાં એને પણ ખુંદી માર્યો ત્યાંતો નીચેના માણસો ઉપર આવી પહોંચ્યાં. મરતાં મરતાં પણ એ બન્ને નાસી છુટવા પ્રયત્ન કરેલો, પણ પેલી અજાણી વ્યક્તિએ લત્તા પ્રહારથી ચસકવા ન દીધા. ઉપર આવેલા માણસોએ આ બન્નેને પકડી લીધા ને પેલી અજાણી વ્યક્તિ હવે આ યુદ્ધમાંથી નિવૃત્ત થઇ ગઇ. પોતાનું કાંઇ કામ ન હોવાથી એણે અદ્રશ્ય થવા ચાહ્યું.

પેલા બન્નેની વ્યવસ્થામાં બધાં માણસો પડવાથી આ ફકીર જેવા જણાતા પરાક્રમીનો ઉપકાર માનવા તરફ કોઇનું ધ્યાન ન રહ્યું, ફકીર બાગમાં પડતી બારી પાસે આવ્યો આસ્તેથી બારી ઉઘાડી બગિચામાં ઉતરી દિવાલ કુદી પસાર થઇ ગયો.

એ બન્ને જણને પુરેપુરા કબજે કર્યાં પછી એ યુગલને પેલો ફકીર સાંભર્યો, બધે શોધી રહ્યાં, પણ એનો પત્તો ક્યાં, દર્દભર્યા હૈયે એ સુંદરી બોલી ! "અરે એ પરાક્રમી ફકીર ક્યાં ગયા ? એ કોણ હશે ! શું સાચે સાચ તે ફકીર હતા, ત્યારે એ ગેબી મદદગાર કોણ ?" પણ એનો જવાબ કોણ આપે ? એ ફકીર તો છુપા વેશે નગરચર્યા જોવા નીકળેલા ભાવડશાહ હતા.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### વિનોદ.

"અજબ છે પ્રેમનો પ્યાલો, ગજબ છે રંગ પ્રીતિનો,
ગજબ એ પ્રેમનાં સૂત્રો, અજબ એ પંથ પ્રીતિનો;
નરી એ પ્રેમ મસ્તીમાં, ખુમારી ને ખુવારી છે,
ફનાએ ઇશ્ક બાજીમાં, યુવાની આ દિવાની છે."

મનુષ્યની અલ્પ જીંદગાની, એ અલ્પ જીંદગાનીમાંય પંદર વર્ષ તો બાલ્યકાળનાં ગણાય, છેવટનાં વૃદ્ધાવસ્થામાં જાય, રહી માત્ર વચગાળાની એક યુવાવસ્થા, એ યુવાવસ્થામાં પણ લગભગ અર્ધાં તો રાતનાં નિદ્રાવસ્થામાં વ્યતિત થાય, એ ગણ્યો ગાંઠ્યો સમય અવશેષ રહે, એમાંય શરીરે મંદવાડ આવે, વ્યાધિ થાય, રોગ શોકમાં પરાધિન રહેવું પડે, ત્યારે સુખ ભોગવવાનો યુવાનીનો સમય કેટલો ?

એટલા અલ્પ સમય ને માટે પણ માનવી કંઈકંઈ આશાઓ કરી નાખે છે. એ આશાઓને સફળ કરવા આભ-જમીન પણ એક કરી નાખે છે, ને પાપ પુણ્યનો ખ્યાલ પણ માનવી રાખતો નથી. એ આશાઓ તૃપ્ત કરવાને ગમે-તેવા માર્ગ લેવો પડે એ શું ? ગરીબ માણસ પેટનો માત્ર ખાડો જેનો સહેજે પૂરવાને અનીતિ કરે, ન કરવા યોગ્ય પણ પેટની ખાતર શું જનને કરવું પડે, એ પેટનો ખાડો જેને સ્હેજે પુરાય છે એવા ધનિક માણસો ત્યારે શું બધાય ધર્માવતાર હશે. વાહ ! તો તો જગતમાં કળીયુગ આવેજ નહીં.

પૈસો, ધન, ધનવાનને અનેક આશાઓ ઉત્પન્ન કરાવે છે. એ મનના કંઈકંઈ મનોરથો ધનવાન પૈસાના જોરે પૂરાં કરવા લલચાય છે. એ આશાઓ પૂર્ણ કરવા એને કંઈ-કંઈ કર્મ કૌટિલ્ય કરવાં પડે. ફક્ત પેટનોજ ખાડો પૂરવાથી શ્રીમંતને તે સંતોષ કદિ થાય ?

આ બધીય મોહજાળ ભેદવાને ત્યારે શું કરૂં, કોઇપણ અવસ્થામાં સંસારીયોની સ્થિતિ તો ત્રિશંકુ જેવીજ છે. હું તો દીક્ષા લઉં, તપસ્યા કરી આ માનવ જીવનની અલ્પતાનો લાભ લઈ લઉં. આવું અલ્પજીવન લગ્ન રૂપી કાદવમાં નાખી ઘણા કાળ પર્યંત એની સજા ભોગવવા કરતાં તપશ્ચર્યામાં એનો વ્યય કરવો શું ખોટો ?

ઉચ્ચ સંસ્કારવાળી એક કુમારીકાના આ વિચારો હતા. કુમારિકા સંસારની વિચિત્રતા જોઇને, ગરીબ અને ધનવાનોની મોહઘેલછા જોઇને આ ધર્મભીરૂ બાલિકાના મનમાં કાંઈક જુદીજ ભાવના થયા કરતી હતી.

" હું પણ ત્યાગી બની જાઉં તો શું ખોટું ? આ માનવીનું જીવન તો ત્યાગને માટેજ હોઇ શકે, સંસારની મોહમાયા કરતાં આ જીવનને ત્યાગને માર્ગે દોર્યું હોય તો !

" ઘણુંજ સારૂ બેન ! " એમ બોલતી ચારપાંચ સમવયસ્ક બાળાઓ ત્યાં દાખલ થઇ.

" દીક્ષા લેવી છે બેન ? કયા સાધુએ તને ભુરકી નાખી ભમાવી છે. જોજે સંભાળજે બેન ? એ સાધુઓ તો માણસોનાં મનનાં મન ફેરવી નાખે છે તે ? " માયાવતી બોલી.

" અરે સાંભળને એ બધીય વાતો એ તો, દિક્ષા કયાં રસ્તામાં પડી છે. હજી સંસારના ખાટા મીઠા વાના ઝપાટા

લાગ્યા નથી ત્યાં સુધી. આ મન હજી પાંજરામાં પુરાયું નથી ત્યાં લગીજ તો" તનમન બોલી.

"હજી બેન તને એની મીઠાશની ખબર નથી, પરણ્યાનાં સુખ એતો દેવતાઈ સુખ, એ પરણ્યા સાથેની મીઠી મીઠી રસભરી વાતો, એ જુવાનીની દિલને ર્હેકાવનારી રાતો, હજી તમે શું જાણો!" વિલાસવતીએ જણાવ્યું.

"તું પરણીને એ બધું અનુભવતી લાગે છે તેથીજ એ વાતો અને રાતોમાં મુંજાણી છે ખરૂને." ત્યાગની ભાવનાવાળી સુશીલા કુમારી બોલી જેનું બીજું નામ જયાવતી હતું.

સુશીલા ખચીત સુશીલાજ નહી પણ જેમ સ્વરૂપવાન હતી તેવાંજ તેનામાં ગુણ અને ચાતુર્ય હતાં. એની જીભાનમાં મીઠાશ હતી. ચ્હેરો આકર્ષક અને મોહક હતો. પંદર પંદર વર્ષનાં વહાણાં વહી જવા છતાં હજી લગ્ન ઉપર એનું મન નહોતું. દીક્ષા લેવી કે પરણવું એ સબંધી એનું મન જો કે ડામા ડોળ હતું. દિક્ષાને માટે જ્યારે માતાપિતા અનુમતિ આપે ત્યારે આગળ ડગલું ભરાય તેમ હતું. નસાડી ભગાડીને દીક્ષા દેવાનો કે રજા વગર દીક્ષા લેવાનો તે સમય નહતો.

સુશીલ સુશીલાનું વૈરાગી મનડું જોઇને એની સખીઓ મજાક કરતી, અનેક આડી અવળી વાતો કરી એના સ્વભાવને

ચીડવતી. એને ન ગમે એવી વાતો કરી એને ખીજવવામાં સખીઓને ઔર અધિક મોજ જણાતી. અનાયાસે આજે પણ એ સ્થિતિ ઉત્પન્ન થઇ.

શત્રુંજયની તળેટીમાં આવેલું એ ઘેટી ગામ શત્રુંજયથી કેટલું છેટું હશે એ તો તે સમયના માનવી જાણે. એ ઘેટી-ગામના શૂર વણીકની દિકરી તે સુશિલા ! ત્યાગની મૂર્ત્તિ સમી સુશિલાને પરણવું નજ ગમે પણ સખીઓ ક્યાં એને દીક્ષા લેવાને છોડે એમ હતી.

"મેં તો બધુંય અનુભવ્યું ને મને મીઠાશ લાગી, એ તમને જણાવી, તમારે પણ વ્હેલાં મોડાં એ અનુભવવાનુંજ રહ્યું, હવે એ બાલપણ ગયું ને યુવાની આવી, આવવાની, એ યુવાની, એટલે જીવનની મીઠાશ, જીંદગીની મોજ, સુખ ભોગવવાની એક સ્વર્ગીય વસ્તુ ?

"જીંદગીમાં છે જુવાની સુખ દેનારી,
સુખ જો ન ભોગવ્યું તો જીંદગી શાની."

"આ બધું તમને થયું છે શું ? તમને કોણ પૂછે છે, નાહક શાને ટકટક કર્યા કરો છો." સુશિલાએ કહ્યું જેનું અપરનામ જયવતી હતું.

"તમને કંટાળો આવે છે શું ? પરણવાનું નથી ગમતું પણ બળાત્કારે પરણાવેજ છુટકો ? સમજ્યાને." વિદ્યા જે

અત્યાર સુધી શાંતિમાં હતી તે ધડુકી." માબાપની રજા વગર તમને દીક્ષા કોણ આપશે વારૂ ?"

"એક વખંત તમે બધાં તો પરણો પછી મારી વાત ?"

"અમે તો પરણવાનાં જ, અમારે કાંઈ તમારી માફક મનમાં કાંઈને મ્હોંમાં કંઇ એવું નથી. અમે તો જેવું હૈયામાં તેવુંજ હોઠે બોલવાનાં," તનમનનો તનમનાટ વધ્યો.

"સુશિલા ? તારે પરણવાનો વિચાર હવે ક્યારે છે ? તારી માતાને હું કહું તારે માટે ઝટ તૈયારી કરે તે," વિલાસવતીનો વિલાસ વધ્યો.

"તારે એમાં ડોઢડાપણુ કરવાની જરૂર નથી. પરણવું ન પરણવું એ મારી મરજીની વાત સમજી ? મારે દીક્ષા લેવી હશે તો તું મને રોકશે વારૂ ?"

"હું તો સમજેલીજ છું. તારે સમજવાની જરૂર છે. હજી તને મોહના બાણ વાગ્યાં નથી, જરા હૃદયમાં પ્રેમની ઝણઝણાટી તો જાગવા દે, દીક્ષા બીક્ષા બધુય ભુલી જવાશે." વિદ્યાવતીએ પોતાની વિદ્યા ચલાવી...

"અલી વિદ્યા ! તું તો હજી કુંવારી છે. તારા હૃદયમાં આવા પ્રેમના તાર અત્યારથી કોણે જગાડ્યા ! સંભાળજે જરી !"

"એમાં સંભાળવાની શી જરૂર ? કુંવારી હઈશ તો

પરણીશ તારી માફક મારે ઓછાં કાંઈ કુંવારા રહેવું છે ? મારે કાંઈ સાધ્વીજી નથી થવું સમજ્યાં."

"સારૂ ? તમે બધાં અહીંથી જાઓ છો કે નહી, તમારી વાતોથી હું તો કંટાળી," સુશિલાએ કંટાળતા કંટાળતા કહ્યું.

"અમે જઈએ શું કરવા ? એક વાતનો ખુલાસો કરો પછી ?"

"શું ખુલાસો ?"

"તમારે સાધ્વી થવું છે ?"

"હા ?........

"સત્ય કહો છો ? મા બાપની રજા વગર કોણ દીક્ષા આપશે."

"સત્ય ? રજા નહી આપે તો ગમે તેમ કરી દીક્ષા લઈશ. છાની રીતે લઇશ."

"સાધુઓ એવી ચોરીનું કામ કરશે, તો સાધુપણું ક્યાં રહ્યું."

"ચોરી શાની વળી; દીક્ષા આપવાનો તો તેમનો ધંધો છે."

"મારે ગળે હાથ મુકો ! તો શું નસાડી ભગાડી ચોરીથી દીક્ષા આપવાનો એકજ ધંધો કરવા તેઓ સાધુ થયા છે."

" ના તેમ નહી, તું સાધુની નિંદા કરે છે. નાસ્તિક છે કે શું ?"

" નસાડી ભગાડી દીક્ષા આપશે તો એમની અમે પૂરી ફજેતી કરશું સમજી. તારા માબાપ રજા આપે તો ભલે ખુશીથી દીક્ષા લે."

" મેં કહ્યું તે બરાબર છે ? કે તમે નાસ્તિક છો તેથીજ આવું બોલો છો ને મને ખીજવો છો."

" તો તો તમને ખીજવેજ છુટકો ! મહાવીર ભગવાને કાંઈ એવું નથી કહ્યું કે નસાડી ભગાડી દીક્ષા આપો."

" ના ના એમતો નહી પણ માતાપિતા રજા આપશે તો દીક્ષા લઇશ.

" રજા ન આપે તો નાશી જશો ?"

" ના ! પરણીશ પછી કાંઇ ? તમે જીત્યાં હવે ?"

" એમ સીધી વાત કરોને ?"

" હા ! સીધીજ વાત, હું પરણીશ તો ખરી ? પણ કોઈ જુદીજ રીતે ?"

" એટલે ? વળી તમારી શી જુદી :રીત છે. પરણવામાંય વળી રીતો હોતી હશે ખરી કે ?"

" હા ! પરીક્ષા કરીશ, પરણનારનું પાણી માપીશ, એની કસોટી કરીશ."

સુશિલાનો જવાબ સાંભળી બધી સખીઓ ચમકી.

" તમે તો જબરાં બાઈ! કેવી રીતે પરીક્ષા કરશો ? "

" મેં ચાર પ્રશ્નો તૈયાર કર્યા છે એ ચારે પ્રશ્નોનો જે જવાબ આપશે, એ જવાબ મને વ્યાજબી જણાશે એવાજ પુરૂષને વરમાળ પહેરાવીશ. "

" એ ચાર પ્રશ્નો કયા કયા ? "

" તે તારે જાણવાની શી જરૂર છે ? તારે મારી સાથે પરણવું છે કે શું ? "

" પુરૂષ હોત તો તો વળી વિચાર કરત ? "

" વિચાર કરત શું ? બુચ્ચી ? "

સુશીલાએ વિદ્યાને આસ્તેથી ચુંટી ખણી.

" પરણવાનો વળી બીજો શો ? "

" ત્યારે તપસ્યા કર, અઠ્ઠમનું તપ કરી દેવતાનું આરાધન કર ? અને સ્ત્રીમાંથી પુરૂષ બન, એટલે તારો બેડો પાર ? "

સુશીલાનું વચન સાંભળી બધી હસી પડી.

" જો એવું બની શકતું હોત તો ન ભુલત. આવી રૂપાળી મનમોહન મુર્ત્તિને મેળવવાને કોણ અભાગી પુરૂષ ન લલચાય, " વિદ્યાએ કહ્યું.

" જાનેરેલી! સુશીલાને તારી નજર ન લાગે!"

" કોઈની નજર લાગે એવાંજ સુશીલા છે!"

" હશે! આખરે આજે સુશીલાએ સત્ય વાત કહી તો ખરી."

" હાં! પણ આ વિનોદમાં એક વાતતો રહી ગઈ, સુશીલા!"

" અને તે શી વાત તારી!"

" કાલે શરદ મહોત્સવ છે. ગામની ભાગોળે ઉદ્યાનમાં પેલા વડલાના ઝાડ નીચે સૌભાગ્ય મહોત્સવ ઉજવવાનો છે, તું આવશે કની?" વિલાસવતીએ પૂછ્યું.

" શા માટે નહિ આવે, જરૂર આવશે, પોતાના કોયલસમા મધુરા કંઠથી ગરબો પણ લેવરાવશે, પછી કાંઈ," વચમાં તનમન ટહુકી.

" મારા કરતાં તો ગાવામાં તમે બધાં કયાં ઉતરો એવાં છો!"

" તારા જેવાં તો નહીંજ સુશીલા, જેથી અમે તને આમંત્રણ કરવાં આવ્યાં છીએ, એ સૌભાગ્ય મહોત્સવમાં તારે અવશ્ય આવવાનું, ને મીઠા મધુરા કંઠની પરીક્ષા આપી બધાને ગવરાવવાનું."

"આવીશ તો ખરી પણ ગાવાનું મારાથી નહી બને!"

"એમ ન બને, એ સૌભાગ્ય મહોત્સવમાં તું બધાને ગવરાવીશ તો તને પણ સૌભાગ્ય સારી રીતે મળશે. એ મહોત્સવમાં ભાગ લઇ વિજય મેળવવો એટલે એક જાતનું વરદાન? અવશ્ય એ શ્રેષ્ઠ સૌભાગ્યવતી બનેજ!"

"હશે હવે જવા દે એ વાત! તમે બધાં જાઓ આજે."

"કેમ કાંઈ અમારાથી કંટાળી ગયાં બાઇ! અત્યારથી અમારાથી કંટાળશો તો પરણ્યા પછી તો અમારૂં મ્હોંએ જોવું નહી ગમે."

"વિલાસનાં વિલાસભર્યાં વચન સાંભળી સુશીલા બોલી, "તારૂં આવું સુંદર મ્હોં શા માટે અમને ના ગમે, કહે તો ખરી તારા પરણેલાને ગમે છે કે નહી."

એ વચન સાંભળી બધી હસી પડી.

"અત્યાર સુધી તો સાધ્વી થવાની વાતો કરી રહ્યા હતાં, એટલી વારમાં આવી વાતો કરતાં ક્યાંથી આવડી કહો તો ખરાં જરી."

"અરે, એતો બધુંય આવડશે, ધીરે, ધીરે, જરી કોઈ અલબેલા સાથે નજર તો મળવા દે, પછી જોઈ લ્યો એની વાત. દીક્ષાનું નામ પણ ભૂલી જશે."

"સુશીલા! સુશીલા!" સુશીલાની માતાએ બૂમ પાડી.

"આવું છું !" જવાબ દેતી સુશીલા સખીઓના કંટાળામાંથી છુટી થવાને ઇચ્છતી ત્યાંથી ઉઠી. એની પછવાડે સખીઓ પણ ઓરડામાંથી બહાર નીકળી સુશીલા એની માતા પાસે ગઈ ને માયા, વિલાસ, વિદ્યાને તનમન એ બધી નવલખીઓએ પોતપોતાના ઘર તરફ ચાલતી પકડી. એ બધી તોફાની અને મસ્તીખોર વછેરીઓને જોઇ સુશીલાની માતા સ્મિત કરતાં બોલી. "આ બધો શંભુ મેળો આજે ક્યાંથી ભુલો પડયો વારૂ !"

---

## પ્રકરણ ૧૯ મું.

---

### વડલાને આશરે.

"મન તું ગમાર થા મા, પ્રેમમાં દટાઇ જા મા;
એ-કે-ફ્ર્માં લલચા મા, ભુંડા ! ખુવાર થા મા."

આજે શરદઋતુની પૂર્ણિમા હોવાથી કોઇ કોઈ ઠેકાણે સૌરાષ્ટ્રમાં એ ઉત્સવને સોરઠની સુંદરીઓ સારી રીતે ઉજવતી હતી, સારાય સૌરાષ્ટ્રમાં અગરતો દુનિયાના ગમે તે ભાગોમાં એ મહોત્સવ ગમે તેવી સારી રીતે ઉજવાતો હોય તો ભલે. પણ એ શત્રુંજયની નજીક ઘેટી ગામનો ઉત્સવ

લોકો વખાણતા હોવાથી આજે ત્યાં જરી ધમાલ જેવું જણાય છે ખરૂં. એ સૌરાષ્ટ્રના ઘેટી ગામના નવજવાનો આજે તો વાંકડીયા વાળનો સેંથો પાડી, સુગંધીદાર તેલ અત્તરથી સુગંધિત કરી બંસીના નાદોથી તરૂણીઓનાં મન લલચાવી રહ્યા હતા, એ નક્કરાઓ દુનિયાનીજ મોજમજાહને મુખ્ય માની અનેક પ્રકારની ચેષ્ટાઓ કરતા મશ્કરી ઠઠ્ઠામાં આનંદ માની રહ્યા હતા.

ઘેટી ગામ બહુ મોટુ પણ નહીં તેમજ ગામડું પણ નહી. તે સમયના પ્રમાણમાં ઠીક ઠીક વસ્તીવાળું હતું. ગામના પ્રમાણમાંજ બજાર નજરે પડતી હતી. એ બજારમાં કાપડીયા, ગાંધી, કંદોઇ, તેલી, તંબોલી, સોની, લુહાર, કંસારા વિગેરે અનેકની દુકાનો જોવાતી હતી. મકાનો પણ ગામના પ્રમાણમાં સારાં ને સુશોભિત હતા. રસ્તાઓ પણ નજર ઠરે એવા જોવાતા. ગામની બહાર એક બગીચા જેવી જગ્યા હતી. એમાં અનેક પ્રકારનાં નાનાં મોટાં વૃક્ષોની ઘટા શોભી રહી હતી. એ કુદરતી વૃક્ષોની પંક્તિથી એની રમણીયતા પંથિક જનોને લલચાવતી હતી. વચમાં એક મોટું વડલાનું વિશાળ વૃક્ષ વડવાઇઓ ફેલાવીને ઉભેલું હતું. લગભગ હજારેક માણસને એ વડલો ગર્વભરી રીતે આશ્રય આપી શકતો હતો.

મધ્યાન્હ સમય વીત્યો ન વીત્યો ત્યાં તો ગામની નાની મોટી સ્ત્રીઓ, તરૂણીઓ, બાળાઓ ત્યાં આવવા લાગી.

આવે. શરદુત્સવ હોવાથી. એ જગો પ્રથમથી સાફ કરવામાં આવી હતી. લગભગ હજાર દોઢ હજાર માણસ બેસી શકે તેવી ગોઠવણ કરવામાં આવી હતી. સ્ત્રીઓનો એ ઉત્સવ હતો છતાં એમાં ભાગ લેવાની પુરૂષોની પણ મરજી હોવાથી એમને બેસવાની જગ્યા પણ જુદીજ નિયત કરી હતી.

સમય થતો ગયો તેમ સર્વે રમણીમંડળ ત્યાં ભેગું થતું હતું. કોઈ વાતો કરતાં, કોઈ ઠઠ્ઠા મશ્કરી કરતાં, તો કોઈ કુંડાળું વળી ગરબો ગાતાં આનંદમાં વખત પસાર કરતાં હતાં. હવે લગભગ ગામની ઘણી સ્ત્રીઓ આવી ગઈ હતી. સારા-સારા ઘરની સ્ત્રીઓ, કુમારિકાઓ પણ જણાતી હતી. સર્વે પોતપોતાને મનગમતી રીતે સમય પસાર કરતી હતી.

પુરૂષો પણ હવે ધીરે ધીરે આવી નિયત કરેલી જગાએ ગોઠવાયા ને નાનો મોટો પુરૂષ વર્ગ પણ એકઠો થઈ ગયો, કેટલાક છબીલાઓ તો એ વડલાની ડાળે ડાળે ગોઠવાઈને પોતાની "હયાતી" જણાવવાને વાંસળી બજાવી રહ્યા હતા. કોઈ કાઠિયાવાડી જુના સોરઠાઓ લલકારતા હતા, કોઈ નવીન પ્રકારનાં ગીતો ગાતા આનંદ કરી રહ્યા, એ બધાય વડલાને ડાળે ગોઠવાયેલાઓની ચેષ્ટા ભિન્ન ભિન્ન પ્રકારની હતી.

ડાહ્યા ગણાતા સજ્જનો પણ આ ઉત્સવમાં પધાર્યા હતા, ગામના અધિકારીઓ, પણ ઉત્સવ જોવા આવ્યા હતા, વ્યાપારીઓ, પટેલીયાઓ, ખેડુતો, બ્રાહ્મણો વિગેરે સર્વે કોઈ

આવેલા તે પોતપોતાના ધંધાને અંગે ગુસપુસ કરતા જણાતા હતા, આખુંય ઘેટી ગામ અત્યારે તો શરદુત્સવ ઉજવવાને આવેલું હતું. સ્ત્રીઓમાં અત્યાર સુધી જે અવ્યવસ્થા હતી તે હવે વ્યવસ્થિતપણે થઇ. રાસ લેવાને માટે વડલાની નીચે એમનું સ્થાન હતું. સૌભાગ્યવતી સ્ત્રીઓ અને કુમારીકાઓ વડલાની નીચે આવી નિયત સ્થળે ગોઠવાઈ એક પછી એક ગરબા ગાવા લાગી. એક રમણી લેવરાવતી અને બીજી સૌભાગ્યવતીઓ તેમજ કુમારીકાઓ ઝીલીને શોભાવતી હતી. આ વ્યવસ્થિત સંગિતમાં સુશિક્ષીતનેજ સ્થાન મળતું હતું, અભિનય કે સૂર મેળવવામાં જરાપણ જેની ખામી જણાતી કે તરતજ એને રાસમાંથી દૂર કરવામાં આવતી હતી, એવી રીતે સુશીક્ષીત સ્ત્રીઓની આજેજ પરીક્ષા થતી હતી. કોણ સારૂં ગાઈ શકે છે, અભિનય કોનો સારો છે એ બધુંય આજે જણાઈ આવતું. આજના રાસમંડળમાં ઉત્તીર્ણ થવા માટે કુમારીકાઓ બારબાર માસ પર્યંત ગાવાનો ને અભિનયનો અથાગ પ્રયત્ન કરતી હતી.

ગામમાંથી કોણ આવ્યું છે ને કોણ નથી આવ્યું એની પણ ગણતરી થતી હતી, આ ઉત્સવમાં બનતા લગી સર્વને ભાગ લેવો પડતો છતાંય વ્યવસ્થા એવી સરસ હતી કે કોઇની મર્યાદાનો ભંગ થતો નહી. સૌંદર્યના લાલચુઓને પણ આજે તો ઉપવાસજ કરવો પડતો હતો.

એ વ્યવસ્થિત ગરબા શરૂ થયા ને પુરૂષો એકાગ્ર ચિત્તે શ્રવણ કરવા લાગ્યા, પેલા વડલાની ડાળે ડાળે ગોઠવાયેલ નવલખાઓને,—રસઘેલાઓને પણ હવે આ કોમળાંગનાઓના કોકીલ કંઠમાંથી નીકળતા સુમધુર સ્વર આગળ પોતાના સંગીતમાં રસ ન જણાયો, સર્વે મંત્રમુગ્ધની માફક એક ચિત્તે શ્રવણ કરવા લાગ્યા, બારબાર મહીને આજે શ્રવણેંદ્રિય અને ચક્ષુઈંદ્રિયનું યથાર્થ ફળ મળતું હોય એમ માનવા લાગ્યા.

ગરબાની વ્યવસ્થા એક વડેરી પ્રૌઢ રમણીના હસ્તક હતી, તે સંગીતની શિક્ષિકાની માફક તાલ અને અભિનયમાં એક્કો હતી. એની વ્યવસ્થાથી જ સાંભળનારને ગરબાઓમાં રસ પડતો હતો. ગરબો ખલાસ થતાં બોલી, "સુશીલા? ગરબો લેવરાવે."

"સુશીલા, હજી આવી નથી," એક રમણીએ જવાબ વાળ્યો.

"કેમ; નથી આવી હજી સુધી? ખબર કાઢો, એક જણ."

એક કુમારિકા તેમને બોલાવવા જતી હતી; તેવામાં દૂરથી સ્ત્રીઓનું ટોળું આવતું દીઠું. એ કુમારિકાએ પાછા આવી સમાચાર આપ્યા. "જુઓ પેલું ટોળું આવ્યું તેમાં કદાચ સુશીલા હશે."

થોડીવારે તે ટોળુ આવી પહોંચ્યું, સુશીલા ની માતા, આડોશી પાડોશીની સુંદરીઓ, વિલાસ, વિદ્યા, મન વિગેરે ઘેટીનું એ નરૂ અનુપમ સૌંદર્ય હતું.

"કેમ બહુ વાર લગાડી, ઘણા કામમાં ભરાય કાંઈ," પેલી વડેરી સ્ત્રીએ હાજરી લીધી.

"શું કરીયે, ક્યારનાંય આવવાનાં હતાં, ઘણીય ઉ ચળ કરી તોય મોડું થઈ ગયું ખરૂં કે?" સુશીલ માતાએ જણાવ્યું.

"હશે, ચાલો તૈયાર થાઓ, સુશીલા! જયી! ત બધાંય બહુ વખાણ કરે છે તારા કંઠના, તારા ગાનનાં, તારા અભિનયનાં, તારી બધીય કળા બતાવ હવે. સારૂ મેદની અહીં જામેલી છે તેને લેવરાવ એક ગરબો.

સુશીલાએ તૈયારી કરી, પોતાની સમાન અભિન કળામાં, ગાયનની મીઠાશમાં જે પાવરધી હતી તેમ રાસમાં ઉભી રાખી, બાકીની આધેડ સ્ત્રીઓને, બેસુરા સુ વાળીને દૂર કરી. પેલી વડેરી એમનો તાલ જોવા વચમ ઉભી. ગરબો શરૂ થયો.

ગરબો

હે શામળીયાજી રે, તમે શિવરમણીના વિલાસી, અલબેલા
મને મો....હન મા....યા લ....ગાડી.

હે રસીલાજી....રે, તમે મોહન માયા ત્યાગી, રસઘેલા.
બો....લે પેલી કો....ય....લ....ડી, હે શામ૦

કાશીના વાસી અવિનાશી વનવાસી
એ....ની બંધી છૂટી ડાલા....વી. બોલે૦

સાખી

જગ વલ્લભ ને શામળા, ભીડ ભંજન તુજ નામ;
નવપલ્લવ પંચાસરે, નવે ખંડમાં નામ.

સારૂં દેશીનો તંત, ધર્મ વધારે રે;
મુક્તિપુરીનો પંથ, જગને બતાવે રે.

શાંતિકુંથુ અરનાથ, ભવજલ તરીયા રે;
બળવંતા નેમીનાથ, શીવવધુ વરીયા રે. મને૦

સાખી

રૂષભદેવ અલવેસરૂ, નાભિરાજાનો કુમાર;
નેમિનાથ સુહંકરૂ, શત્રુંજય ગીરનાર.

નવકાર સુણાવીને નાગને તાર્યો,
કમઠ જોગી (ઠા). નો ગર્વ ઉતાર્યો;

અનેક નામે તું જગમાં ગવાયો,
પ્રગટ પ્રભાવી બિરૂદ ધરાયો. બોલે૦

## સાખી

ત્રિશલાનંદન જગધણી, મહાવીરનો અવતાર;
જય જય તું ત્રિભુવન ધણી, ઉતારે ભવપાર.

બાત કરીયે શું બેન (૨) ચા....લોને જઇએ પ્રભુજી વાં....દ....વા
નીત્ય જપીયે ઓ બેન (૨) રૂ....ડા એ મહા....વીર ના....મ....ને
જેણે બધી સૃ....ષ્ટિ ડો....લા....વી બોલે૦

એ ગરબો પૂરો થયો. ને ડુંગર તરફથી બૂમ આવી, “ નાસો ? નાસો ? એક મોટો કાબરચિત્રા પટ્ટાવાળો ચિત્તો ગાય, ભેંસોને નુકશાન કરતો ગામ તરફ ધસી આવે છે. નાસો ? નાસો ? ” એ શબ્દોનો પડછંદો આ ઉદ્યાનમાં પડ્યો, માણસોની નાસભાગ થઇ રહી. નાના બાળકો રડવા લાગ્યાં, સ્ત્રીઓ ગભરાતી ગભરાતી ઘર તરફ દોડવા લાગી.

એ ચિત્તાની પણ ગર્જના ઉપર ગર્જના આષાઢા મેઘની માફક ગર્જતી સંભળાવા લાગી. શરદ્દુત્સવનો આનંદ હવામાં ઉડી ગયો, લોકો પોતપોતાનો જીવ બચાવવાને નાસ ભાગ કરવા લાગ્યા. એ દરમીયાન પરદેશથી ચાર પાંચ માણસો આવેલા તે એક બાજુએ બેસી આ ઉત્સવ જોતા હતા, આ અચાનક વિઘ્નથી તેઓ પણ ગભરાયા તો ખરા, શું કરવું તેમને પણ કાંઇ સમજ ન પડી.

એક રાજકુમાર જેવો જણાતો તરૂણ મારતે ઘોડે ત્યાં

આવી પહોંચ્યો. શીકારી પોષાકમાં એ સુસજ્જીત હતો, કમરમાં તલવાર, ખભે ધનુષ્ય; પછવાડે બાણોથી ભરેલું ભાથું, હાથમાં ભાલો; કમરની ભેટમાં કટારી એની શુરવીરતાને ઓર શોભાવી રહ્યાં હતાં.

બરાબર સમયે તે આવી પહોંચ્યો હતો ને તે સમયે ગર્જના કરતો ચિત્તો એ વડલા સમીપે ફાળ ઉપર ફાળ મારતો આવ્યો હતો. નાસભાગ કરતાં ઘણાં માણસો નાસી છુટ્યાં હતાં, કેટલાક પોતાને શુરવીર માનતા કોઈ તીરોના વરસાદ વરસાવતા, કોઇ તરવારને ભાલા તાકી તેને ડરાવી રહ્યા હતા, એની ગર્જના સાંભળી એ શુરવીરોના હાથ પણ ધ્રુજી રહ્યા હતો.

સ્ત્રીઓમાં કેટલીક તો એ ગર્જનાથી ત્યાંજ ઠરી ગઈ હતી. કોઇ મૂઢ જેવી બની શું કરવું એ બાબતમાં મુંઝાયેલી. જડભરતની માફક જમીન સાથે ચોંટી ગઇ હતી, કેટલીક ત્યાં ઉભી ઉભી બૂમો પાડતી ' ચિત્તાને મારો ' ના પોકારો કરી રહી હતી. કોઇ નિડરપણે આ તમાસો જોઈ રહી હતી.

શુરવીરોનો અટકાવ છતાં એને નહી ગણકારતો ચિત્તો એ માણસોના ટોળામાં કુદ્યો, એને પણ શુરવીરોનાં તીરો લાગેલાં. એ ઘાથી રંઘવાયેલો ને ખીજવાએલો વેર લેવા તલસ્યો હતો, પોતાને શુરવીર માનતા પેલા બહાદૂરો પણ ગભરાઇ ગયા હતા. કોની કઠણાઈ બેસવાની હશે, કોની

ઘડીઓ ગણતી હશે, એ ચિત્તાના ઝપાટાથી કેટલાક તો ત્યાંજ મુર્છીત થતા ધરતી માતાને ખોળે પડ્યા.

પેલો બહાદુર શિકારી ત્યાં આવી પહોંચેલો, એણે આ દૃશ્ય જોયું, તરતજ ધનુષ્ય ચઢાવી એક તીક્ષ્ણ ઝેરી બાણ ચઢાવી સનનનન કરતુંક ધનુષ્યને કર્ણ પર્યંત ખેંચી છોડી મુકયું. એ તીરંદાજનું બાણ જો વ્યર્થ જાય તો ચિત્તાથી કંઈકના જીવ જોખમાવાના હતા, પણ બાણ ચિત્તાના મર્મ સ્થાને વાગ્યું ને ચિત્તો ગોથું ખાઇ જમીન ઉપર પડ્યો.

ચિત્તો જમીન ઉપર પડી હાંફવા લાગ્યો, બાણ જ્યાંથી આવ્યું એ દિશી તરફ એણે મીટ માંડી, દૂર એક ઘોડેસ્વાર ધનુધારી પુરૂષને શિકારી પોષાકમાં એણે જોયો.

એ શીકારીએ પણ જોયું કે હજી એ શિકાર જીવતો છે. તરતજ તે ઘોડા ઉપરથી કુદ્યો ને એની પાસે આવ્યો. બધાય દૂર ઉભા ઉભા આ નાટક જોતા હતા, હવે તેમનો ભય નષ્ટ થયો હતો. અચાનક ચિત્તાના માથાનો એક તરૂણ ત્યાં પ્રગટ થયો હતો. રમણીઓ—સ્ત્રીઓ પણ હવે તો રસ ભરી રીતે આ તમાસો નીરખી રહી હતી.

એ તરૂણ શિકારી બરાબર સાવધપણે ચિત્તાની સન્મુખ ઉભો. બધાની નજર એની ઉપર પડી, પુરૂષો પણ જોતા હતા સ્ત્રીઓ પણ આ શિકારીને નીરખી રહી હતી.

ચિત્તો પડ્યો પડ્યો પોતાના વેરીને નીરખી રોષ-

ભરી ગર્જના કરવા લાગ્યો, એ ગર્જના સાંભળનારનાં હૈયાં ધબકવા લાગ્યાં, કાયર પુરૂષોની કાયા કંપવા લાગી, આ કોલાહલથી સ્ત્રીઓનાં હૃદય ખળભળવા લાગ્યાં. " એ ભાઇ, ખસી જાવ, ખસી જાવ, " ફરીથી એને લોકો વિનવવા લાગ્યા, " એ ગુસ્સે થયેલું જાનવર તમને હંજા કરશે, બીજા એક બાણથીજ એને પૂરો કરી નાખો. "

એ યુવાનને એની સામે ઉભેલો જોઇ બધા દિગ્મૂઢ બન્યા, અંતરમાં એની પ્રશંસા કરવા લાગ્યા, એ યુવકને કોઈ ઓળખતું નહોતું, છતાં બધાય એ શિકારી પોષાકમાં સુંદર જણાતા તરૂણને સ્નેહથી નિરખી રહ્યા. " વાહ, ધન્ય છે આ તરૂણને ! "

ચિત્તાને વેર લેવાની તૈયારી કરતો જોઈ એ શિકારીએ પડકાર્યો, " ઉઠ ? ઉઠ ? કુત્તા ? " શિકારીનો પડકાર સાંભળી ચિત્તા પાછો સ્વસ્થ થયો.

પેલા પરદેશી જેવા પુરૂષો આવેલા, તે આ શિકારીને જોઇ ચમકયા, એ મુખ્ય ગણાતો પુરૂષ આશ્ચર્ય પામ્યો. " અરે, આ તો......... ..

કંઇક વિચાર આવતાં ચૂપ થઈ ગયો. તે આ યુદ્ધના પરિણામની રાહ જોવા લાગ્યો. ઘણી સ્ત્રીઓ આ શિકારીની પ્રશંસા કરી રહી હતી, છતાંય એક વ્યક્તિની નજર અદ્ભુત રીતે ત્યાં ઠરેલી હતી, નિર્નિમેષપણે એક એ લોચન ત્યાં શું જોઈ રહ્યાં હતાં ?

એ શિકારીયે પણ ચિત્તા સાથે થોડી કુસ્તી કરવા વિચાર કર્યો, બનતા લગી એને મારી નાંખવા શિકારીનો વિચાર નહોતો, ઘાયલ થયેલ એ ચિત્તો મૃત્યુના ભયથી ફરી પાછો શત્રુંજયના ડુંગરમાં ભાગી જાય એ એની ઇચ્છા હતી, પણ ચિત્તો પાંછો વેર લેવાનો વિચાર કરતો હોવાથી શિકારીએ ધાર્યું ' કંઇક નવા જુની થશે. '

એણે સાવધપણે ચિત્તા સામે પોતાનો ભાલો તાક્યો. ચિત્તો છલંગ મારી શિકારી ઉપર કુદ્યો. એકજ ઝટકે એને ખાઈ જવા માંગતો હોય, તેમ પોતાનું મ્હોં ખુલ્લુ રાખી ઠેકડો માર્યો, ને એની ગળચી પકડવા એણે વિચાર કર્યો. એ કુદેલો ચિત્તો શિકારીના અવયવને સ્પર્શી શકે તે પહેલાં શિકારીએ અચુક નેમ સાધી તાકેલો ભાલો ચિત્તાના ફાડેલા મ્હોંમાં ભોંકી દીધો. ચિત્તો એકવાર ફરી લોહી વમતો ધરતી ઉપર ઢળી પડ્યો.

" શાબાશ ! શાબાશ ! " બધાના મુખમાંથી પ્રશંસાના ઉદ્‌ગાર નીકળી પડયા.

પોતાના હરીફની પ્રશંસા સાંભળી ફાટેલ ડોળે ચિત્તો એ શિકારી તરફ ધુમૂક્તો રોષ ખાલી કરવા લાગ્યો. એની શક્તિઓ મંદમંદ થતી જતી હતી, એ ભાલાના પ્રહારથી એના મોંમાથી રૂધીર વહી રહ્યું હતું, મૃત્યુ સમયનો ઘંટ વાગી ગયો હોવાથી સમયની રાહ જોતો ચિત્તો તરફડવા

લાગ્યો. તરફડતાં પણ એ શિકારી તરફ એને રોષ હતો. જાણે એ રોષથી એનો જીવ ન જતો હોય એમ જણાયું. આખરે વેદનાની કીકીયારી પાડતો એ ચિત્તો તરફડી મોતને આધિન થયો. બધાંયના મન શાંત અને ઉત્સાહવંત થયાં.

શિકારીનું કર્તવ્ય પૂરૂ થયું, એ આવેલ હતો જુદા વિચારે પણ હવે એનો વિચાર બદલાયો, પોતાના અશ્વ પાસે આવી એક છલંગે તે અશ્વ ઉપર કુદ્યો, એ જનમેદની તરફ તીક્ષ્ણ નજરે જોતો કોઇ કાંઈ પૂછે તે પહેલાં તો અશ્વને એડી ડાબી. સ્વામીના અભિપ્રાયને જાણનારો અશ્વ જે દિશામાંથી આવ્યો હતો તે તરફ અદશ્ય થઈ ગયો, એ નરનારી બધાંય ડાચુ વકાસીને જતા અશ્વને જોઇ રહ્યાં.

શરદુત્સવનો ઉત્સવ એ રીતે ઉજવાઇ ગયો.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### સુશીલા.

“હે મનવા! તું કાં ચગડોળે ચડે,
વિકટ પ્રેમ પથે શાને પડે;
આ અવનિમાં દોહાલી, વસમી એની વાટ,
ભાગ્યવંત કોઈ ચતુર જન, પામે એનો ત્યાગ.” હે મનવા૦

"માનવી માનવીમાંય ફેર તો ખરોજને. આપણેય માણસ, એક ગરીબ પણ માણસ અને એય માણસ, શું એની સુંદરતા! શું એની છટા! એ ગર્વભરી રમણીજનને લોભાવનારી શી એની ચાલ! યુવાનીને આંગણે હજી તો હવે આવે છે ત્યાં એનું આવું અનુપમ શૌર્ય, શૌર્ય એ ગમે તેવી લલનાઓનાં દિલને બ્હેલાવે છે. કોણ હશે એ! આવ્યા અને ગયા, કોઈ રાજકુમાર હશે! મારૂં મન પણ એને જોયા પછી કાં નિઃશ્વાસ નાખે, એની તરફ આટલો બધો પક્ષપાત કેમ, એ વીર મૂર્ત્તિ હજી પણ જાણે નજર સમક્ષ ખડી હોયને શું! ત્યાગની ભાવનાવાળું મારૂં મન એના દર્શન પછી આટલું બધું ક્ષોભાય એ તો નવાઈ! સંસારમાં પરવશતાએ આમજ માયાના પાશમાં બંધાવાનું હશે. વાહ! દુનિયા! વાહ! માયા!"

શરદુત્સવમાંથી આવ્યા પછી સુશીલાનું મન અશાંત હતું. શરદુત્સવમાં જતી વખતે જે સુશીલા હતી તે આવતી વખતે એજ સુશીલા નહોતી. જતાં સમયે એનું હૃદય એને અધિષ્ઠત હતું હવે તો પલટાઈ ગયું હતું, એ હૃદય એને આધિન નહોતું. બળાત્કારે અનેક નવાનવા વિચારની ઉર્મિઓ એના હૈયામાં પ્રગટ થયા કરતી હતી. સુશીલા હૃદયની વ્યાકુલતાથી પરવશ થઈ ગઈ હતી.

સાંજના જમી પરવારીને સુરશ્રેષ્ઠી પોતાના મકાનના

આંગણામાં પાટ ઉપર બેઠેલા હતા, આડોશી પાડોશી એમની સમાન વયના બે ચાર જણ પણ ત્યાં એમની પાસે બેઠા હતા. આજે તો શરદુત્સવની વાત સિવાય બીજી તે શી વાત હોય, અચાનક ચિત્તાનું આગમન, પેલા ઘોડેસ્વારનું આવાગમન, બન્નેનું યુદ્ધ, ચિત્તાને મારી ઘોડેસ્વારનું પસાર થઈ જવું, ઈત્યાદિ વાતો રસ ભરી રીતે ત્યાં અને આખાયે ગામમાં થયા કરતી હતી. નવાઈની વાત તો એજ હતી કે એ ઘોડેસ્વાર શિકારી જેવા જણાતા પરદેશીને કોઈ ઓળખતું નહોતું. વાત પછી વાત નીકળતાં સુશીલાની ગરબો લેવરાવવાની, એના કંઠની, એની છટાની વાતો નિકળતાં એનાં વખાણ થવા લાગ્યાં, પોતાની પુત્રીનાં વખાણ સાંભળી સુરચંદશેઠ પણ મનમાં ખુશી થયા. "પણ સુરચંદ શેઠ? સુશીને તમે જેવી રીતે કેળવણી આપી હોંશીયાર કરી છે તેમ એને માટે વર પણ લાયકજ શોધજો, " એક જણે કહ્યું.

સુરચંદ શેઠને સુશીલાના વરની ચિંતા અધિક હતી, સુશીલા યોગ્ય ઉમરની થઈ હોવાથી હવે એને પરણાવવી જોઈએ, પણ એને માટે યોગ્ય વર મળતો ન હોવાથી એમને ચિંતા રહેતી હતી, એમાં આ પ્રશ્નથી વધારો થયો.

"હું પણ એ ચિંતામાંજ છું. સારો વર શોધવાની મારી તો ઇચ્છા છે પછી તો જેવું એનું ભાગ્ય, ". સુરચંદ શેઠ બોલ્યા.

" છોકરી તો દેવરૂપ છે, એમાંય ભણાવી ગણાવી તમે એને હોંશીયાર બનાવી. આજના ગરબામાં તો આખુંય ગામ એનાં વખાણ કરે છે."

" જેવી એ ભણી ગણીને હોંશીયાર છે તેવીજ યોગ્ય ઠેકાણે પડે એટલે ગંગાજી નાહ્યા," સુરચંદ શેઠ બોલ્યા.

આંગણામાં એ પ્રમાણે વાતોનાં ગપાટા ચાલી રહ્યા હતા તે દરમીયાન એક સીપાઇ એમને ત્યાં આવ્યો. " ચાલો સુરચંદશેઠ! તમને કારભારીસાહેબ બોલાવે છે."

સિપાઇને જોઇ બધા એની સામે જોઇ રહ્યા, " કારભારી સાહેબ કોને બોલાવે છે," એક જણ બોલ્યો.

" સુરચંદ શેઠને."

" મને!" સુરચંદશેઠને આશ્ચર્ય થયું.

" હા."

" શું કામ છે?"

" તે મને ખબર નથી."

સિપાઇનો જવાબ સાંભળી સુરચંદશેઠને મનમાં અનેક વિચારો ઉત્પન્ન થયા, કપડા પહેરીને તૈયાર થઇ, સીપાઇની સાથે ચાલ્યા, આડોશી પાડોશીયો મનમાં અનેક વિચાર કરતાં વિખરાયા.

કારભારી મોતીચંદ પારેખ પોતાના દિવાનખાનામાં એક મેમાન સાથે બેઠા બેઠા વાતચિત કરી રહ્યા હતા. શરદુત્સવમાં ચારપાંચ મ્હેમાનો આવેલા, તેમાંનો એક મુખ્ય માણસ ને બીજા એના નોકરો હતા, શરદુત્સવ સમાપ્ત થયા પછી એ મુસાફરો મોતીચંદ કારભારીના મ્હેમાન થયેલા, એ મુસાફરો તે મધુમતીથી નીકળેલા સોમચંદ્ર શેઠ અને એના માણસો હતા. કારભારી સાથે ઓળખાણ હોવાથી એમને ત્યાંજ ધામા નાખ્યા.

સોમચંદ્રશેઠ લક્ષણશાસ્ત્રના જાણકાર હતા, સામુદ્રિક શાસ્ત્રથી એમણે ગરબો લેવરાવતી વખતે એ કુમારિકાનાં લક્ષણ જોયાં હતાં. એની હોશિયારી, ચતુરાઇથી એ આશ્ચર્ય પામ્યા હતા, એના સૌંદર્યથી અંજાયા હતા. એના અભિનયો, એનો કોકિલ સમાન કંઠ, એની છટા બીજી રમણીઓ–કુમારીકાઓ કરતાં અદ્ભૂત હતી. એ બાળાનાં તેજ, ગૌરવ, પ્રભાવ એને પસંદ પડયાં હતાં. પોતાના ભાણેજ માટે આ બાળા યોગ્ય જણાઇ.

એ કોની પુત્રી છે ? જ્ઞાતે શી ? પરણેલી છે કે કુમારી વિગેરે હકીકત એમણે મોતીચંદ પારેખને પૂછી ખાતરી કરી. પોતાનીજ જ્ઞાતિની અને કુમારી કન્યા જાણીને તરત મોતીચંદ કારભારી મારફત સુરચંદશેઠને બોલાવ્યા.

સુરચંદશેઠ દિવાનખાનામાં દાખલ થયા કે સોમચંદ્ર-

શેઠે આવકાર આપ્યા. કારભારી બોલે તે પહેલાં તો તેજ બોલી ઉઠ્યા, " આવો ! આવો ! સુરચંદ શેઠ ! આવો ! અમે તમારીજ રાહ જોઈએ છીએ. "

અજાણ્યા માણસને ઓળખીતાની પેઠે પોતાની સાથે બોલતા જોઇ સુરચંદશેઠને નવાઈ લાગી. " ન ઓળખ્યા એમને. સોમચંદ શેઠ એતો મધુમતીથી આવે છે મધુમતીના કારભારી એ ! " મોતીચંદ કારભારીએ એમના આશ્ચર્યને તરતજ નષ્ટ કરી નાખ્યું.

" ઓહો કારભારી સાહેબ! તમારાં દર્શન આમ એકાએક કાંઈ ? " સુરચંદ શેઠે વિવેક કર્યો ને સામે ગાદી ઉપર બેઠા.

" આવો! આવો! અહીં આવો! " મોતીચંદ પારેખે સુરચંદ શેઠને કહ્યું. " એતો કાંપિલ્યપુર જાય છે. તે એકાદ રાત અહીં રોકાઇ જવાની ઈચ્છા થવાથી રોકાયા. "

" કેમ જાય છે કાંપિલ્યપુર ? " સહસા નહી પુછવાની ઈચ્છા છતાં પૂછાઇ જવાયું.

" મધુમતીના ભાવડશાહનું નામ તો તમે જાણોછો ? "

હા ! એ આપણીજ જ્ઞાતિના છે. મધુમતિના સરમુખત્યાર—હાકેમ છે. "

" બરાબર ! એમને એક પુત્ર છે તેમને માટે કન્યાની

તપાસ કરવા કાંપિલ્યપુર જવાના છે. ” કારભારીએ ખુલાસો કર્યો
“ એ.......મ, એ પુત્રનું નામ શું ? ”

“ જાવડશાહ ! આ સોમચંદ્ર શેઠ તે જાવડશાહના મામા ! ”

“ વાહ ! ત્યારે તો આજે મોટા માણસનાં દર્શન થયાં. ” સુરચંદશેઠ સ્મિત કરતાં સોમચંદ્ર શેઠ સન્મુખ જોઈ બોલ્યા, “ અમારાં ગરીબનાં આંગણાં પણ પાવન કરશો. ”

“ સુરચંદ શેઠ તમે ઘણાય લાયક અને કદરદાન છો તેથીજ હું તમારી પાસે એક માગણી કરૂં છું, ” સોમચંદ્ર શેઠે કહ્યું.

“ માગણી શા માટે, અમારૂં તે બધું આપનુંજ છે, આપને શી માગણી કરવાની છે ? ”

“ તમારી કન્યા સુશીલાની ! ”

સુરચંદ શેઠ ક્ષણભર વિચારમાં પડ્યા.

“ જેવી તમારી સુશીલા ગુણવાન છે. તેવોજ મારો ભાણેજ જાવડ પરાક્રમી અને વિદ્યાવિશારદ છે, એને લાયકજ તમારી સુશીલા છે. ”

“ આપની મહેરબાની ! કારભારી સાહેબ ! મારી પુત્રીની સંમતિ થાય એટલીજ વાર, આપ મારે ત્યાં પધારો; ખુલાસો થઇ જશે. ”

સારા કાર્યમાં કોણ ઢીલ કરે, સુરચંદશેઠનો જવાબ સાંભળી સોમચંદશેઠ કપડાં પહેરી તૈયાર થયા. બન્ને જણ થોડીવારમાં મકાન આગળ આવી પહોંચ્યા.

પોતાના પતિને મ્હેમાનની સાથે આવતા જોઇ સુભદ્રા શેઠાણીએ તરતજ પાટ ઉપર રેશમી ગાદલુ પાથરી દીધુ. સુરચંદશેઠે મ્હેમાનની આગતાસ્વાગતા કરવા માંડી. પાણી, પાન, સોપારી વિગેરે સુખવાસની ચીજો મુકી. ખાનદાન મ્હેમાનને જોઈને આડોશી પાડોશી પણ ભેગાં થઈ ગયાં. સુરચંદ શેઠે ઘરમાં જઈ શેઠાણીને પણ ઇસારો કરી દીધો.

આ શી ધમાલ છે તેની કાંઈ પણ ગંધ સુશીલાનેય આવી હતી. સુશીલાનું મન તો શરદુત્સવમાંથી આવ્યા ત્યારથી અશાંત હતું. એના હૈયામાં તો જુદીજ લગની હતી.

સુરચંદશેઠે પોતાની શક્તિ અનુસાર સોમચંદશેઠ આગળ નજરાણું ધર્યું. સુરચંદશેઠની ભક્તિથી પ્રસન્ન થયેલા સોમચંદશેઠ બોલ્યા, “ સુરચંદશેઠ ! તમારી ભક્તિથી હું સંતુષ્ટ છું. હવે ફક્ત આટલી મારી માંગણી સ્વીકારો એટલે તમારી ભક્તિમાં રહેલી ખામીની પૂર્ણતા થાય. તારા-ગણમાં ચંદ્રમા સરખી તમારી સુશીલા મોટા ભાગ્યવાળી છે. મારા ભાણેજ જાવડને માટે મને લાગે છે કે તમારી કન્યા યોગ્ય છે. બન્નેનો સમાગમ થવાથી એ યોગ ચંદ્ર અને

રોહીણીની જેમ, રામ અને સીતાની જેમ, રતી અને કામદેવની જેમ જગતમાં શોભા આપનારા થશે. ”

મેમાનની પોતાને માટે વાતચિત ચાલતી હોવાથી સુશીલા તરનજ બહાર આવી, સુશીલાને જોઇ સોમચંદ્ર શેઠ બોલ્યા, “સુશીલા ! દિકરી ! આવ, અમે તારીજ વાત કરીએ છીએ. તારા પિતા તારીજ સંમતિની રાહ જુએ છે, બોલ દીકરી ! તારા લગ્ન સંબંધમાં તારો વિચાર કેવો છે ? ”

“ મારે તો દીક્ષા લેવી છે. લગ્ન કરવાની મારી મરજી મુદ્દલે નથી, ”. સુશીલાએ વાતને મૂળમાંથીજ ઉડાવી દીધી.

“ નારે દીકરી ! તારા ભાગ્યમાં તો હજી મહાસુખ લખાયું છે. લગ્ન થયા પછી સંસારમાં તને સુખ ન જણાય, લગ્ન તને બેડી સમાન લાગે તો પછી ખુશીથી દીક્ષા લેજેને ! ”

“ લગ્ન એતો બેડી તો ખરીજને, ભાગ્યયોગે સ્ત્રી જો કોઇ અયોગ્ય પતીને પનારે પડી તો એનો જન્મારો ધુળધાણી થઈ જાય. ”

“ પણ યોગ્ય પતિ મળે તો ? ”

“ યોગ્ય કે અયોગ્યની પરણ્યા પહેલાં તે શી ખબર પડે ? ”

“ પહેલાં ખાતરી કરીયે અને પછી લગ્ન કરીયે તો ! ”

“ એમ હોય તો તો ઠીક પણ ખાતરી કરવી શી રીતે ? ”

“ તારૂં મન માને તેમ ખાતરી કર પછી કાંઈ ? ”

"તેથીજ મેં નક્કી કર્યું છે."

"શું વારૂ!"

"મને ગમે તેવા પતિ સાથે મારે લગ્ન કરવું. અન્યથા દીક્ષા ગ્રહણ કરી તપસ્યા કરી મોક્ષ મેળવવા પ્રયત્ન કરીશ."

દીકરી! પૃથ્વી કાંઈ વંધ્યા નથી થઇ ગઈ કે તને મન ગમતો પતિ ન મળે."

"મળે જરૂર મળેજ, એવીજ એક વ્યક્તિ તરફ મારૂં મન આકર્ષાયું છે. જે વ્યક્તિએ મારૂં મન આકર્ષ્યું છે તેજ મારૂં સર્વસ્વ છે."

સુશીલાનાં અણધાર્યાં આવાં વેણ સાંભળી સાંભળનારા આશ્ચર્ય પામ્યા, એના માતા પિતાને તો એથી અધિક આશ્ચર્ય થયું.

સોમચંદ્રશેઠે ધિરજથી પૂછ્યું, "બેન! તારૂં મન કોણે હરી લીધું છે વારૂં કોણ છે એવો ભાગ્યશાળી તે નર!"

"તે તો હુંય નથી જાણતી કે એ કોણ છે?" ધીમેથી નિરાશ થતાં સુશીલાએ દંતપંક્તિ હલાવી.

"કેમ વારૂ! તું ન જાણે એતો નવાઇ ત્યારે?"

"હા! નવાઇ તો ખરી, પણ એવી હૈયાની વાતો તમને કહેવાથી શું?"

"ત્યારે હૈયામાં છુપાવવાથીય શું ? જાણવામાં આવે તો એનો ઇલાજ થઈ શકે."

"ઇલાજ !" માણસ મુવા પછી જીવી શકે એવો ઇલાજ હશે કે, વસ્તુનો નાશ થયા પછી પુન: એને સજીવન કરવાનો ઇલાજ હોય કે !

"છતાંય અસાધ્ય વસ્તુઓ પણ ઉપાય કરવાથી મળી શકે છે. એવી શું તને ખબર નથી ? સુશીલા !"

"આજે શરદ્‌ઘાનમાં અચાનક આવી ચડેલા પેલા ખુની ચિત્તાને મારનાર કોણ હતો, તે તમે જાણો છો ?"

સુશીલાના આ પ્રશ્નથી સોમચંદ્ર મનમાં ચમક્યો.

"પણ આપણી વાતને એની સાથે શું સંબંધ છે, એ ગમે તે હશે. કોઇ રાજકુમાર હશે કે ગમે તે હોય એમાં આપણને શું ?"

"એ શિકારીના વેષમાં સુસજ્જિત ઘોડેસ્વાર આવ્યો અને અલ્પ સમયમાં અદૃશ્ય થઇ ગયો. મારી વાતતો એ સાથેજ સંબંધ ધરાવે છે."

"અરે ગાંડી એવી વાહ્યાત્ વાતો જવા દે, એ કોઈ રાજા કે એનો છોકરો હશે. એ રાજા લોક ને આપણે તો વાણીક, એની સાથે તે આપણને શું નિસ્બત હોય."

"માટેજ તમને એવી વાત કહેવાથી શું ? એ હું

ફરીને કહું છું. મારૂં મન તો એમાંજ રમી રહ્યું છે એ ફરીને મળશે તો ઠીક નહી તો હું દીક્ષા લઇ તપસ્યા કરીશ."

"પણ એને હવે કેવી રીતે શોધી કાઢવો; એ વાત જવા દે, ને મારી વાતનો તું સ્વીકાર કર, દીકરી !"

"તમે જાણો છો શ્રીમાન્ ! સતી સ્રીઓનાં મનમાં જે વાત એક વાર ઠસી તે ફરીથી ખસતીજ નથી. જે વસ્તુમાં એનું મન ઠરેલું એમાંથી કોઇએ પાછું ફેરવેલું કે ?"

"પણ એનો પત્તો હવે શેં લાગે ? અને ન લાગે તો કુંવારા પણ કયાં સુધી રહેવાય."

"તપાસ કરતાં અવશ્ય પત્તો લાગે. બીજી વખત જોતાંજ હું એમને ઓળખી કાઢીશ, બચપણમાં જોયેલ શ્રીમતીએ બારબાર વર્ષે આર્દ્રકુમારને નહોતા ઓળખ્યા શું ? છુટા પડેલા નળરાજાને દમયંતીએ ફરી ન મેળવ્યા શું ?"

"એ માનો કે કદાચ પાછા પ્રયત્ન કરતાં મળી આવે પણ એથી શું ? ચિત્તાને મારનાર કોઈ રાજવંશી નુર હોવું જોઇએ, ને આપણે રહ્યાં વણીક મહાજન, આપણો ને એમનો મેળ શી રીતે મળે, શું એવાં લગ્ન થઇ શકે ?"

"થઇ શકે, એમાં શક શું ! મગધપતિ શ્રેણિકને પરણનાર નંદા વણીકની કન્યા હતી કે જેનાથી બુદ્ધિનિધાન અભયકુમાર જન્મ્યા. બિંદુસારને પરણનાર સુભદ્રાંગી એ

બ્રાહ્મણતનયા હતી કે જેનો પુત્ર મહાન્ અશોક કહેવાયો. અનાર્ય દેશના પાટવી આર્દ્રકુમારને પરણનાર શ્રીમતી શ્રેષ્ઠીનીજ કન્યા હતી. સમજ્યા શ્રીમાન્ ?"

સુશીલાની આવી વાણીની ચાતુર્યતા જોઈ સોમચંદ્રશેઠ તાજુબ થઈ ગયા, "સુશીલા ! ત્યારે તારો એ દૃઢ નિશ્ચય છે ?"

"હા."

સોમચંદ્રશેઠે સુશીલાનાં માતાપિતા તરફ જોયું, પુત્રીના વિચારને અનુકૂળ હોય એવી એને સંભાવના થઈ.

"સુશીલા ! એ વ્યક્તિ ફરીથી જો તારી નજરે પડે તો એને ઓળખવાનું સાધન તારી પાસે છે કાંઈ ?"

"જરૂર ! હું એમને ઓળખી કાઢીશ, એમને હું કદી ભૂલી જાઉં, ક્ષણે ક્ષણે એ મૂર્તિનાં સૂક્ષ્મ દેહે હું દર્શન કરૂં છું, પૂર્વના કોઈ ઋણાનુબંધેજ મારૂં મન તેમના તરફ આકર્ષાયું છે."

"તો હું જરૂર તારા કાર્યમાં મદદગાર થઈશ," સોમચંદ્રશેઠ બોલ્યા.

"તમે એમને ઓળખો છો કે શું ?"

સુશીલાના જવાબમાં સોમચંદ્રશેઠે મ્હોં મલકાવ્યું,

"ઓળખું કે ના ઓળખું પણ તારૂં કામ હું કરી આપીશ. મહેનત કરી જોઇશ. ફળ તો વિધિને હાથ છે."

સોમચંદ્રશેઠનો વિચાર જાણી સુશીલાને નવાઇ લાગી. "શ્રીમાન્ ! પણ તમે તો મારી માગણી કરવા આવ્યા તેમાં નાશીપાસ થયા છો તમારી માગણી તો મેં સ્વીકારી નથી, સ્વીકારવાનીય નથી, છતાં તમે મારા કાર્યમાં મદદગાર થાઓ એનો અર્થ શું ?"

"તારા જેવી યોગ્ય અને લાયક બાળા યોગ્ય પતિ સાથે જોડાય એ શું ઓછા હર્ષની વાત છે ! સજ્જન પુરૂષો બીજાના હિતમાંજ પોતાનું હિત જાણે છે."

"પણ એમાં તમારો સ્વાર્થ શું ?"

"મારો સ્વાર્થ ? કાંઇ નહી."

સોમચંદ્રશેઠે તે પછી સુરચંદશેઠ સાથે થોડો સમય ખાનગીમાં વાતચીત કરી ત્યાંથી કારભારી સાહેબને ત્યાં ચાલ્યા ગયા.

રાત્રીએ સોમચંદ્ર શેઠના ગયા પછી સુરચંદશેઠે મુસાફરીની તૈયારી કરવી શરૂ કરી, શેઠાણીને સંભળાવી દીધું કે, "આવતી કાલે પ્રભાતમાં આપણ સર્વેએ સોમચંદ્રશેઠની સાથે જવાનું છે. સુશીને પણ આવવાનું છે તો તમારાં કપડાં વગેરે બાંધી તૈયારી કરજો, માર્ગને માટે ભાતું પણ કરી લેજો.

સુભદ્રાશેઠાણી અને સુશીલા મુસાફરી માટે લુગડાં લત્તાં વગેરે જે કાંઈ જરૂરી ચીજો સાથે લેવાની હતી, તેનાં પોટલાં બાંધી તૈયાર કર્યાં, જરૂરજોગું ભાતુ પણ સાથે લીધું.

અચાનક મુસાફરીની તૈયારીથી સુશીલાના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા. આ મુસાફરી શા હેતુએ થાય છે એનો મર્મ એના સમજવામાં ન આવ્યો, ગમે તે હોય તેહો પણ જવાને માટે તૈયારી કરી.

બીજા દિવસના પ્રભાતે સોમચંદ્રશેઠ પોતાના પરીવાર સાથે સુરચંદ શેઠના કુટુંબ સાથે મધુમતીના માર્ગે રવાને થયા.



## પ્રકરણ ૨૧ મું.

### જાબાલીપુરમાં.

" હજારો તારામાં, ચંદ્રમા જુઓ તો એક છે;
આ નેક દુનિયામાં, સતીયોને પતિ એક છે.
એક જ મ્યાનમાં, બે તલવાર સમાતી નથી;
પ્રીતિની બાબતમાં, ભાગીદારી ખમાતી નથી."

" પિતાજીની રજા લઇ હું થોડાએક દિવસ મુસાફરી કરવા નીકળ્યો, મામાજી કાંપિલ્યપુર તરફ મારે માટે

કન્યા શોધવા ગયા. જો કે એ સામુદ્રિક શાસ્ત્રના જાણકાર છે, મારે માટે કોઇ યોગ્ય કન્યાની ગમે ત્યાંથી તપાસ કરશે, તથાપિ જેની સાથે મારો જન્મારો જવાનો હોય તેની સાથે એકદમ લગ્નની ગાંઠથી જોડાઇ જવું તે યોગ્ય તો ન જ કહેવાય. કન્યાને જોવી જોઇએ, જાણવી જોઇએ, એકબીજાનાં મન મળે છે કે કેમ તે પણ સમજવું જોઇએ. મામાજીને એ સંબંધમાં કંઇક વાત કરવી એ જ ઉદ્દેશે ઘોડેસ્વાર થયેલો પણ ઘેટી ગામે તો જુદુજ વેતરાઈ ગયું. ગયો હતો શું કરવા અને શું થઇ ગયું. કયાં એ ચિત્તાનું આવવું ને મારૂં ત્યાં જવું, આ પણ એક વિધિ સંજોગજ ને !"

પોતાના આલીનશાહી મહાલયના ઝરૂખા આગળ એક વ્યક્તિ વિચારમાં ઉભી હતી. એ વિચાર કરનાર વ્યક્તિ તે જાવડશાહ હતા. એ તરૂણ અવસ્થા, એ યુવાવસ્થાને શોભાવનારૂં પુરૂષસૌંદર્ય, એ સૌંદર્ય પણ શૂરવીરતાભરેલું, અને એમાંય દુનિયાની અનેકગણી મીઠાશ ભરી હતી. ઐશ્વર્ય, વૈભવ, ઠકુરાઈ, સમૃદ્ધિ અને સત્તા સર્વ કંઇ આ યુવકને જન્મથીજ વરેલાં હતાં, સમૃદ્ધિ છતાં અભિમાન નહોતું. વિશાળ સત્તા છતાં ગર્વ ન હતો. એને બદલે નમ્રતા, વિનય, વિવેક, ગંભિરતા, ધૈર્ય, શૂરપણું અને શાંતિ હતાં.

વિચાર કરતો ઉભેલો જાવડ જેવો શૂરવીર હતો

તેટલોજ રસિક અને વિદ્યાવિશારદ પણ હતો; ઘણાં શાસ્ત્રો, નીતિશાસ્ત્ર, ધર્મશાસ્ત્રનો પણ એ જ્ઞાતા પુરૂષ હતો, છતાંય કુદરતનો ધર્મ એ કાંઇ જુદોજ છે. પંડિત હોય કે મૂર્ખ, સમૃદ્ધિવાન હોય કે રંક-ગરીબ હોય; અમીર હોય કે ફકીર, રાજા હોય કે રખારી છતાં સર્વમાં એક વાત તો સામાન્યપણે જોવાય જ છે. નાનપણમાં એને માતા સન્મુખ જોવાનું હોય છે. યૌવન આવે ત્યારે રમણી તરફ એની નજર રહે છે પછી ગમે તેવો તે હોય, અવસ્થા થતાં પુત્ર તરફ એની દૃષ્ટિ રહે એ કુદરતનો સ્વાભાવિક નિયમ છે.

જાવડ વિદ્યાવિશારદ, પરાક્રમી, ચતુર અને વિવેકી છતાં યૌવન વય આવતાંજ સર્વની જે સ્થિતિ થાય છે તેવી એની પણ થઇ. યૌવન તો રમણીવલ્લભ હોય, અનેક રમણીયો આ યૌવન અને સૌંદર્ય તરફ મીઠી નજરે નીહાળતી, એ યૌવનનો લ્હાવો લેવાને ટળવળતી, પણ જાવડ વિવેકી હતો. નીતિનો ગ્રાહક, પ્રમાણિક હોવાથી એને અનીતિથી પ્રાપ્ત થતા સુખ તરફ તિરસ્કાર હતો. છતાં પોતાને યોગ્ય, પોતાનું મન ઠરે એવી કોઇ બાળા સાથે સંબંધ થાય એવી તો એની ઇચ્છા હોયજ. એ ઇચ્છા હજી પૂર્ણ તો નહોતી જ થઇ. તેથીજ જાવડ વિચારમાં હતો.

એ નગરી પણ નૌતમ-નવીનજ હતી, જાવડ જેમ આ દુનિયાના નવા નવા મુસાફર હતા; એમનાં યૌવન

પણ નવાં નવાં જ હતાં, તેમ આ નગરી પણ નવીનજ વસેલી હતી, જગડુશાહના નામ ઉપરથી આ નગરીનું નામ પણ જગાલીપુર હતું. જગડુશાહનો જન્મ થયા પછી અનુ-ચ્યાર વર્ષ વીત્યે બાદશાહે સારા સારા વિદ્વાન નિમિત્તિ-આઓને બોલાવી એમની પાસે ઉત્તમ ભૂમિની તપાસ કરાવીને શુભ મુહુર્તે આ નગરીની રચના કરાવી. એમાં પ્રાસાદો, મંદિરો, મકાનો, નાનાંમોટાં ઘરો વગેરે નવીનજ હતાં, બજારની રચના પણ અનુકુળ હતી. નગરી પછવાડે કિલ્લો હતો. એક બાજુએ રાજગઢ બનાવી એને ફરતો મજબુત કીલ્લો બંધાવ્યો હતો. દરવાજે દરવાજે પહેરગીરો ચોકીયાત હતા. રાજગઢના દરવાજા આગળ પણ ચોકીઓ મજબુત હતી. સિવાય લશ્કરને માટે પણ જુદીજ કેંપ નિમાઇ હતી. તેમ જ સરકારી મકાનો, ન્યાયની કોર્ટો, ફોજદારી કોર્ટો પોલીસથાણાં વગેરે નગરમાં અનેક સુશોભિત મકાનો હતાં.

દિલ્હીથી મધુમતી જતાં માર્ગમાં એક બાજુએ જગાલિપુરની વિશાળ મહેલાતો ઉભેલી નજરે પડતી હતી, નગરના મુખ્ય દરવાજા બહાર પણ સરકારી તેમ જ બીજી તરફ ધર્મશાળાઓ, શાહુકારોનાં બાગબગીચાઓ, બંગ-લાઓ, સિવાય અન્ય મકાનો પણ નજરે પડતાં હતાં તેમ જ કુદરતી વૃક્ષોની શોભાથી અને વિશાળ રસ્તાઓથી શોભામાં અધિક વધારો થતો હતો. શહેરમાં અનેક જીન-મંદિરો ઉપરાંત એક વીરસ્વામીનો પણ અદ્‌ભૂત પ્રાસાદ હતો.

શહેર બહાર તેમજ અંદર તળાવો, વાવો, અને કુવાઓની સારી સગવડ હોવાથી વસ્તીને ગમે ત્યારે પાણીનો ત્રાસ નહોતો; બ્રાહ્મણ, વૈશ્ય, ક્ષત્રીય, વગેરે અનેક જાતિઓથી આ નગર ભરેલું હતું. વ્યાપાર રોજગાર પણ સારો ચાલતો હતો. રાજ્ય તરફથી પણ વ્યાપારીઓના વ્યાપારને ઉત્તેજન મળે એવી અનેક સગવડો હતી. એવીજ રીતે ખેડુતોને પણ ખેતીવાડીમાં લીલા લહેર હતી. પ્રજા સુખી, સંતોષી, કમાઉ ને ઉદ્યમી હતી. એ પ્રજાની જાહોજલાલીથી રાજ્યની પણ આબાદીજ હતી. શાંતિનો સમય હોવાથી કુદરતે પોતાની અનુપમતા ખીલવવાની સારી જમાવટ કરી હતી.

પોતાના નામથી વસાવેલી આ નગરીમાં જાવડનું ખાસ સ્થાન હતું. રોજ નગરમાં ફરવા જતા, ઘોડેસ્વારી કરતા, શહેર બહાર બંગલાઓમાં રહેતા કે ફાવે તો રાજગઢમાં નીવાસ કરતા, રાતના પણ જુદા જુદા વેષે શહેરચર્ચા જોવાતી, ઉપરાંત દિવસના દરબાર પણ ભરતા ને પ્રજાના સુખદુઃખ તરફ ધ્યાન આપતા હતા.

એ શરદપુનમને ગયાં બહુ દિવસ થયા ન થયા ને સોમચંદશેઠ પરિવાર સાથે જાબાલીપુરમાં આવી પહોંચ્યા, શહેર બહાર બંગલામાં સુરચંદશેઠના ઉતારાની વ્યવસ્થા કરી. એ બંગલાની આસપાસ બગીચો હતો, બંગલાના

છેક છેવટ ભાગની એક બાજુએથી સરીયામ ધોરી રસ્તો હતો. હજારો માણસોની આવજાવ એ રસ્તે થયાં કરતી હતી. અનેક વાહનો, ઘોડાગાડીઓ, પાલખીઓ, વગેરે જતાં આવતાં જોવાતાં હતાં. દરવાજાના ચોકીદારોને તેમજ બંગલાના માણસોને એમની ખીજમતમાં સોંપ્યાં તેમજ બીજા માણસોને પણ તહેનાતમાં રહેવા હુકમ કર્યો.

અહીયાં આવતાંજ એમણે સાંભળ્યું કે જાવડશાહ અહીંયાં છે, પ્રથમ તો અહીયાંથી શ્રમ ઉતારી મધુમતી તરફ જવાનો વિચાર હતો પણ હવે તો જાવડ અહીયાં હોવાથી આ યુગલનો એક વાર મેળાપ થાય અને તેનું શું પરિણામ આવે છે તે જોવાયા પછી આગળ વાત ! એમ ધારી સોમચંદ શેઠ સુરચંદ શેઠની વ્યવસ્થા કરી એમને માટે ખાનપાનની પણ ગોઠવણ કરી આપી તરતજ રાજગઢમાં આવ્યા, મામા ભાણેજ બન્ને હર્ષથી મળ્યા, મામાએ મ્હેમાનોની ટુંકમાં બધી હકીકત કહી સંભળાવી, સુશીલા સંબંધી પણ વાત કરી, ને ભેગી ચિત્તાના પરાક્રમની પણ વાત કહી દીધી. ચિત્તાને મારવા જતાં જાવડ ઉપર સોમચંદની નજર ગયેલી, જેથી એ પોતાના ભાણેજને ઓળખી ગયા હતા, પોતાના ભાણેજના આવા સાહસ અને પરાક્રમ માટે હૃદયમાં ખુબ સંતોષ પામ્યા હતા.

જાવડ પણ આ નવીન વાત સાંભળી મનમાં અનેક

ઉચ્ચે એવા અનેક ઘોડેસ્વારો આવે છે અને જાય છે. કોણ કોની દરકાર કરે છે.

એ બળની પરીક્ષામાં વધારેમાં વધારે એક જણનો તીરનો લોઢાનો ભાગ અર્ધો વૃક્ષમાં ચોંટી ગયો હતો, એથી વધારે તીર કોઈનું ઉંડું ગયું નહતું. જેથી આજની વિજયલક્ષ્મી એને વરી હતી. બધાંયે એનાં વખાણ કરવા માંડ્યાં, "બસ હવે આથી વધારે તીરનો ઘા કરનાર કોઇ નથી."

એક બીજો બરાડી ઉઠયો, "કોઇ વીર નર હોય તો આવો, આથી વિશેષ પરાક્રમ બતાવો!"

પેલા ઘોડેસ્વારના મનમાં થયું કે "ઘોડા ઉપરથી ઉતરૂં કે ન ઉતરૂં" વિચારમાં પડ્યો.

"કોણ આવે હવે, આના બળથીજ એની હદ થઇ ગઇ," એક જણ બોલ્યો.

"સબૂર! અન્યાય થાય છે." પેલા ઘોડેસ્વારે પડકાર કર્યો. કહેતાંની સાથે ઘોડા ઉપરથી નીચે કુદી પડયો. એ વિચિત્ર મૂર્તિને જોઇ બધા ચમકયા એને જોઈ રહ્યા. "એ કોણ છે તે!" બધાય એને ઓળખવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

એ વિચિત્ર પોષાકવાળો માણસ જ્યાંથી નિશાન સંધાતાં હતાં ત્યાં આવ્યો. એણે એક ધનુષ્ય લીધું કર્ણ

પર્યંત ખેંચતાંજ દોરી ( પણચ ) તુટી ગઇ. એ ત્રણ ધનુષ્યની એ દશા થઈ. બધાય એની તારીફ કરવા લાગ્યા “ છે તો નાનો છતાં શુરવીર દેખાય છે તો ! વાહ ! શું એની છટા ! ”

(૪) તરતજ એક મજબુત ધનુષ્ય મંગાવ્યું. એ મજબુત અને વજનદાર ધનુષ્ય લીલામાત્રમાં એણે ઉપાડી કર્ણ પર્યંત ખેંચી આસ્ફાલન કર્યું. એવુંજ તીક્ષ્ણ બાણ શોધી કાઢી શરસંધાન કરી વેગથી એ વીરપુરૂષે બાણને છોડી મુક્યું. તે એ મજબુત થડીયાને વીંધી ફક્ત ચાર અંગુલ પ્રમાણ બાણ બહાર રહ્યું. બાકીનું વૃક્ષના થડીયાના ગર્ભમાં ઘુસી ગયું પાછળથી બધા ખાતરી કરવા લાગ્યા તો ચાર આંગળ સિવાય આખુંય બાણ થડીયાને ચોંટેલું જોયું. બધા તાજુબ થયા.

એ યુવકે ઘોડા ઉપરથી કુદી શૂરવીરોની મધ્યમાં આવી શરસંધાનની તૈયારી કરવા માંડી એ દરમીયાન સુશીલાની નજર એ તરફ ખેંચાણી ચમકી. “ એ કોણ ? ”

તીરે થડીયાને વીંધી નાંખ્યુ ને બળવાનોમાં પણ એ બળવાન ગણાયો. “ નક્કી એ તો એ જ ! એ મ્હોં, એ ઉંચાઈ ! એ છટા, એની એ જ, ” સુશીલાએ નિશ્ચય કર્યો.

“ બાપુ ! આ તો એ જ વીર નર, જેમણે આપણા ગામમાં ચિત્તાને માર્યો. બાપુ ! આપ નથી ઓળખી શકતા, મ્હોંકળા, ચાલવાની છટા, ઉંચાઇ બધું આબેહુબ મળતુંજ આવે છે. બાપુ ! એમને અહીં બોલાવો ! ”

પર્યંત ખેંચતાંજ દોરી ( પણુચ ) તુટી ગઇ. બે ત્રણ ધનુષ્યની એ દશા થઈ. બધાય એની તારીફ કરવા લાગ્યા "છે તો નાનો છતાં શુરવીર દેખાય છે તો ! વાહ ! શું એની છટા !"

(૬) તરતજ એક મજબુત ધનુષ્ય મંગાવ્યું. એ મજબુત અને વજનદાર ધનુષ્ય લીલામાત્રમાં એણે ઉપાડી કર્ણ પર્યંત ખેંચી આસ્ફાલન કર્યું. એવું જ તીક્ષ્ણ બાણ શોધી કાઢી શરસંધાન કરી વેગથી એ વીરપુરૂષે બાણને છોડી મુકયું. તે એ મજબુત થડીયાને વીંધી ફક્ત ચાર અંગુલ પ્રમાણ બાણ બહાર રહ્યું. બાકીનું વૃક્ષના થડીયાના ગર્ભમાં ઘુસી ગયું પાછળથી બધા ખાતરી કરવા લાગ્યા તો ચાર આંગળ સિવાય આખુંય બાણ થડીયાને ચોંટેલું જોયું. બધા તાજુબ થયા.

એ યુવકે ઘોડા ઉપરથી કુદી શૂરવીરોની મધ્યમાં આવી શરસંધાનની તૈયારી કરવા માંડી એ દરમીયાન સુશીલાની નજર એ તરફ ખેંચાણી ચમકી. "એ કોણ ?"

તીરે થડીયાને વીંધી નાંખ્યુ ને બળવાનોમાં પણ એ બળવાન ગણાયો. "નક્કી એ તો એ જ ! એ મ્હોં, એ ઉંચાઈ ! એ છટા, એની એ જ," સુશીલાએ નિશ્ચય કર્યો.

"બાપુ ! આ તો એ જ વીર નર, જેમણે આપણા ગામમાં ચિત્તાને માર્યો. બાપુ ! આપ નથી ઓળખી શકતા, મ્હોંકળા, ચાલવાની છટા, ઉંચાઇ બધું આબેહુબ મળતુંજ આવે છે. બાપુ ! એમને અહીં બોલાવો !"

સુશીલાની વાણી સાંભળી સુરચંદશેઠ ચમક્યા, સોમચંદ શેઠ પણ મનમાં સમજ્યા, ' સુશીલાએ જાવડને ઓળખી તો કાઢ્યો. '

એ દરમીયાન પેલા થડીયા પાસે શૂરવીરોનું મંડળ એકઠું થયું, બધાયે ઉંડુ ગયેલું એ તીર જોયું. હાથ વતી હલાવી જોયું. પેલો વીર નર પણ ત્યાં આવી પહોંચ્યો. એણે પડકાર કર્યો. " ભાઇઓ ! તમારી શૂરવીરતાની હજી એક કસોટી બાકી છે. છે કોઈ બળવાન ? આ તીરને બહાર ખેંચી કાઢે તેવો ?

એના બોલવાનો મર્મ બધાય સમજ્યા, એકબીજાનાં મ્હોં જોવા લાગ્યા. કેટલાક તો ડાચાં વકાસી સાંભળીજ રહ્યા, પોતાને શૂરવીર માનનારાએ મહેનત કરી જોઇ પણ એ લગભગ આખુંય વૃક્ષમાં ખુંચેલું નીકળે ખરૂ ? "

બધાય નિરાશ, મ્લાન મુખવાળા થયા " ત્યારે તમે જ ખેંચી કાઢો ને ? " એ ટોળામાંથી એક જણે ટહુકો કર્યો.

" દૂર ખસી જાવ ? " એ વીર નરના હુકમ સાથે જ બધા થડીયાથી દૂર એક બાજુ થઈ ગયા. વીરના છટાએ થડીયા પાસે જઈ એ બાણને ચાર અંગુલ બહાર રહેલું હતું તેને મજબુત પકડી હચમચાવ્યું. હચમચાવી જોરથી એક આંચકો મારી જોતજોતામાં બહાર ખેંચી

કાઢ્યું. બધાય ડાહ્યુ, વકાસી તાજુબીથી એની તરફ જોઇ રહ્યા. ઝરૂખામાં ઉભેલાઓએ પણ દૂરથી આ દૃશ્ય જોયું.

પોતાનું કામ પૂર્ણ કરી એ યુવક પોતાના ઘોડા પાસે આવ્યો. છલંગ ભરી ઘોડેસ્વાર થઈ ગયો, દીવસ અસ્ત થઈ ગયો ને અંધારૂં તૈયારી કરતું હોવાથી એણે દરવાજા તરફ ઘોડાને પાછો ફેરવ્યો. આજની રમતગમત જોનારા સર્વે એનાં વખાણ કરતાં વિખરાવા લાગ્યા.

કેટલાક એને ઓળખતા હોવાથી એ કોણ હતો એ વાત પણ અર્ધીપર્ધી જાહેર થઈ ગઈ. ઘોડેસ્વારે પણ જતાં જતાં ઝરૂખા તરફ નજર કરી, એ સાથે અશ્વની ગતી પણ ધીમી કરી દીધી. સુશીલા એકી નજરે એની સામે જોઈ રહી હતી, એની સાથે એની દૃષ્ટિ પણ મળી, બન્નેની નજર એક થઈ, બન્નેના હૃદયમાં ઝણઝણાટી વછુટી. સુશીલાના સ્વરૂપમાં ઘોડેસ્વાર પણ અંજાયો, ને સુશીલા તો અંજાયેલી હતી જ.

એ ઘોડેસ્વારે પોતાના મામાને પણ ત્યાં ઉભેલા જોયા, જેથી તરતજ નજર પાછી ખેંચી અશ્વને ચલાવ્યો, પણ સીપાઇઓએ એ દરમીયાન ત્યાં આવી વિનંતિ કરી, હાથ જોડી પગે લાગતાં બોલ્યા, " બાપુ ! અહીં પધારો, મામા સાહેબ આપની રાહ જુએ છે. "

સીપાઇઓની અરજથી ઘોડેસ્વારે બગીચામાં પ્રવેશ કર્યો.

# પ્રકરણ ૨૨ મું.

---

## વરમાળ.

" કિતાબો ઈશ્કની જોતાં, લખ્યાં એ પ્રેમના બંધન;
યુવાની આવતાં લાગે, અનેરાં પ્રેમના બંધન.
હૃદયને ખેંચનારા એ, પ્રીતિના તાર જુદા છે;
જગતને બાંધનારા એ, પ્રીતિના તાર જુદા છે. "

સુશીલાના મનમાં અત્યારે અનેક વિચારો ઉત્પન્ન થતા હતા, ઘેટીના પાદરે જોયેલા મનુષ્ય તરફ પોતાનું મન આકર્ષાયું હતું ને અદૃશ્ય થયેલો એ મનુષ્ય ફરીને નજરે પડે એ આનંદ જેવો તેવો છે. પોતે વણીક મહાજન, ત્યારે એની જ્ઞાતિ કોણ. જેની સાથે જીવન ગુજારવું છે એની નીતિ રીતી ને જાતિ જાણ્યા વગર મોહ પામી જવું એ શું વાસ્તવિક છે. સુશીલાને એવા ઘણાય વિચારો આવતા. અત્યારસુધી ધીરજ ધરનારી, ઘણીજ મર્યાદાથી પુરૂષની સાથે વર્ત્તનારી એના સરખી આર્ય બાળાને જોતાંની સાથેજ પ્રેમમાં પડી જવું એ જરૂર ઉશ્રૃંખલ વૃત્તિ કહેવાય. એવા ઉતાવળથી ભરેલાં પગલાંનું પરિણામ ક્વચિતજ સારૂ આવે.

સુશીલાને મનમાં ઘણુંય લાગતું કે એણે પ્રેમ કરવામાં,

દીલ લગાવવામાં બહુજ ઉતાવળ કરી છે, પોતે હતી વણીક, વણીકનો તો વણીક સાથેજ સંબંધ ઘટે, પણ એણે તો કળશ કયાં ઢોળ્યો હતો, એને લાગ્યું કે એ ગમે તે પણ કોઈ રાજવંશી જણાય છે, રાજવંશી વગર આવું પરાક્રમ ન હોય, પોતાની જ્ઞાતિને છોડી પરજ્ઞાતિમાં જવું એ એના સરખી સુશીલ બાળાને યોગ્ય હતું ? તો શું ત્યારે એને ભૂલી જવું, અરે ભૂલી જવાનું હોત તો સારૂંજ ને. પણ સુશીલા જેવી સુશીલ બાળા પણ હવે તો એને ભૂલવા સમર્થ નહોતી. એના હાથમાં એ વાતજ નહોતી. ભૂલવાનો પ્રયત્ન કરતાં તો એમાં અધીકાધિક સપડામણ આવે છે. સુશીલાની પણ એવીજ સ્થિતિ હતી.

હશે રાજવંશી હશે તોય શું ! મારૂં દીલજ ત્યાં ખેંચાય છે તો મારૂં શું જોર. મારેને એને પૂર્વનો કાંઈ સંબંધ હોવો જોઇએ. નહીતર હજારો રમણીયોમાં એને જોઈને મારૂંજ મન કેમ લોભાય. ઘણીય કુમારિકાઓ પણ ત્યાં વિદ્યમાન હતી. મારો ને એનો વિચાર કરૂં છું તો મનમાં થાય છે કે એને ભૂલી જવું પણ એને ભૂલવો એતો હવે મહાભારત કામ થઈ પડ્યું. વિધિનોજ એમાં કાંઈ સંકેત હશે. બળવાનમાં પણ બળવાન એવા પુરૂષ સાથે અન્યોન્ય પ્રીતિ થાય તો શું ખોટું ! ફક્ત જાતિજ ફેરને, ક્ષત્રીય હોય તો એમાં હરકત શી. ક્ષત્રિય જાતિ તો ઉત્તમ અને જગતમાં શ્રેષ્ઠ ગણાય છે. તીર્થંકરો બધાય ક્ષત્રીય વંશમાંજ ઉત્પન્ન

થયા છે. આ જૈન ધર્મ પણ શું ત્યારે વણીકનો છે ? ના. એ ધર્મ પણ ક્ષત્રીય ધર્મ છે. શૂરવીરોનો ધર્મ છે અને ક્ષત્રીયોના હાથમાં એ ધર્મ છે ત્યાં સુધીજ એનું મહત્વ મોટાઈ છે. જ્યારે સંપૂર્ણપણે વાણીયાઓના હાથમાં એ ધર્મ આવશે ત્યારે મહત્ત્વવાળો ધર્મ હાંસીપાત્ર થશે એનું મહત્ત્વ ઘટશે, અહિંસા, સત્ય, ચોરી વગેરેનો પરમાર્થજ નહીસમજે ઉલટો એનો દુરૂપયોગ કરશે ને બીજાઓમાં વગોવણી કરાવશે. વણીકોનાં મન સ્વાભાવિક ચંચળવૃત્તિવાળાં હોય છે. અહિંસા ધર્મના ઉપાસક કહાવી ક્ષુદ્ર જીવોની હિંસાને ન ગણનારા, પોતાનાથી નબળાઓને હેરાન કરી અનેક રીતે તેમને સતાવી તેમાંજ પ્રીતિ માનનારા બીકણ વણીકજન હોય છે. સત્ય ધર્મનો દાવો કરનારા ડગલે ને પગલે બેવચની, બોલીને ફરી જનારા, મનમાં જુદુ ને મ્હોંએ જુદુ બોલનારા ધુર્ત્તકળામાં પ્રવીણ એવા વાણીયાઓજ જૈન ધર્મની હાંસી કરાવશે. ચોરી તો એમનાં ધંધામાં જડમૂળથીજ લાગેલી હોય છે. આવા વણીકોમાં જૈન ધર્મ કેવો શોભી ઉઠે ?

અનેક વિચારો કરતી સુશીલા, સુરચંદશેઠ અને સોમચંદશેઠ નવીન મ્હેમાનના આગમનની રાહ જોવા લાગ્યાં, એ મ્હેમાન પણ આવી પહોંચ્યા. અંધારૂં થતું હોવાથી નોકરોએ દીપક પ્રગટાવ્યા હતા, "પધારો ! પધારો ! મહેરબાન !" સુરચંદશેઠે આવકાર આપ્યો.

જવાબમાં આવનારે એક મધુરૂ સ્મિત કર્યું. મ્હેમાનને ઉચ્ચ આસને બેસાડી એમની આગળ બધાંય બેઠા. " આપ કોઇ વાર ઘેટીએ પધારેલા કે?" સુરચંદશેઠે બોલવું શરૂ કર્યું.

" હા ! " ટુંકમાં જ પતાવ્યું.

" ક્યારે ? " જવાબ સાંભળવાને બધાં આતુર થયાં.

· " થોડા દિવસ ઉપર. "

" પેલા બિચારા, ગરીબ, રંક ચિત્તાને મારનાર તમે જ કે ? વચમાં સુશીલાએ કહ્યું.

ચિત્તાનાં વિશેષ સાંભળી બધાં ખડખડાટ હસી પડ્યાં.

" શું કરૂં ? કોઇ કોઇ વાર મારાથી એવાં હિંસાનાં કાર્ય પણ થઇ જાય છે. "

" હશે ! પણ આપની જન્મભૂમિ શું અહીં જ કે ? " સુરચંદ શેઠે પૂછ્યું.

" ના ? પણ પિતાએ મને અહીંની સુબેદારી આપેલી છે. "

" આપના પિતાએ ? આપના પિતા કોણ ? હાલ ક્યાં છે ? "

" મારા પિતા ? આ સોમચંદ શેઠ એમના કારભારી છે. શેઠ ! " કંઈક સ્મિત કરતાં કહ્યું.

એ વ્યક્તિનો જવાબ સાંભળી સુરચંદશેઠે સોમચંદ શેઠ ભણી જોયું. "તમે ત્યારે એમને ઓળખતા જણાઓ છો!"

સોમચંદશેઠે જવાબમાં મસ્તક ધુણાવ્યું. " મેં નહોતું કહ્યું કે એ ક્ષત્રીય રાજવંશીને આપણે વણીક, માળવપતિ વિક્રમના એક મોટા જાગીરદાર–તાલુકદારના પુત્ર, રાજકુમાર છે."

" ગમે તે હોય, મારી પુત્રીની પસંદગીમાં હું આડે આવીશ નહી."

" સુશીલા! તારા વિચારો હજીય એના એ જ છે કે?" સોમચંદ શેઠે પૂછ્યું.

" મારા વિચારો મક્કમ છે છતાં હું એમને કાંઈક પૂછવા માંગું છું."

" તારે જે પૂછવું હોય તે પૂછ," સોમચંદ શેઠે કહ્યું.

" મને કાંઈ પૂછવું છે?." પેલી વ્યક્તિએ કહ્યું.

" હા! આપને!" સુશીલા હસીને બોલી.

" આપનાં પરાક્રમ તો અમે જોયાં છે. હવે આપની વાણી સાંભળવાની ઇચ્છા છે, એ વાણી સાંભળ્યા પછી અમારે શું કરવું તેની ખબર પડે" સુશીલા ફરીને બોલી.

" ભલે ખુશીથી પૂછો ત્યારે?"

" ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થનું વર્ણન કરો. "

સુશીલાનાં વચન સાંભળી શાસ્ત્રરૂપ સમુદ્રના પારંગામી, વિદ્યાવિશારદ કુમારે સાગર જેવી ગંભિર વાણીથી કહેવું શરૂ કર્યું. સર્વે એ ચારે પુરૂષાર્થનું વર્ણન સાંભળવાને આતુર થયા.

" જગતમાં સંસાર સાગરમાં ડૂબતાં પ્રાણીઓને બચાવવાને આલંબન એક ધર્મજ છે. જૈન દર્શનમાં જે નવપદની વ્યાખ્યા કરેલી છે એમાંના પાંચ પદ તો ધર્મી કહેવાય, છેવટનાં ચાર પદ દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ધર્મ સ્વરૂપ છે. પ્રકારાંતરે જોતાં દાન, શીયલ, તપ અને ભાવ એ ચાર પ્રકારે પણ ધર્મ કહેલો છે. સિવાય ભગવંતે બે પ્રકારે ધર્મ પ્રરૂપેલો છે તે એક સાધુ ધર્મ અને બીજો શ્રાવક ધર્મ, પ્રાણીમાત્રને હિતકારી એવો આ ધર્મ કોને સુખ કરનારો નથી થતો ?

દુનિયાના મનુષ્યોને મોક્ષ મહેલમાં શીઘ્રતાએ લઇ જાય એવા ચારિત્રધર્મનું પ્રભુએ સ્થાપન કર્યું, ને સત્તર પ્રકારના સંયમરૂપ કઠીણ વ્રતમાં ભગવંતે અનેક જણને પ્રવર્ત્તાવ્યા કે સંસારની સમસ્ત ઉપાધીઓને ત્યાગી મોહમાયાથી નિર્લેપ આત્માઓ સહેલાઇથી આ વ્રતમાં જોડાઇ શીવમંદિરમાં પહોંચી જાય, પણ એવા સંસારનો ત્યાગ કરનારા અલ્પજન

હોવાથી એ સાધુધર્મ ઉપરાંત ભગવંતે શ્રાવકધર્મની પણ પ્રરૂપણા કરી સમકિત મૂળ બારવ્રત ( પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શીક્ષાવ્રત ) ની વ્યાખ્યા કરવા માંડી. એ શ્રાવકધર્મમાં અનેક જણ જોડાયા, કોઈ બારવ્રતધારી થયા કોઈ એથી ન્યૂન, ન્યૂનતર, ન્યૂનતમ એટલે ઓછા ઓછા વ્રતવાળા અર્થાત્ પોતપોતાની શક્તિ પ્રમાણે ઓછા વત્તાં વ્રત લેનારા થયા, જે વ્રત લેવાને અશક્ત હતા તે દેવ ગુરૂ અને ધર્મની ભકિત કરનારા અવિરતિ સમકિતી શ્રાવક કહેવાયા, ઘણા મનુષ્યો પોતપોતાની શક્તિ પ્રમાણે શ્રાવક ધર્મમાં જોડાયા. એ શ્રાવક અને સાધુધર્મ આ અવસર્પિણીમાં પહેલા તીર્થંકર શ્રી રૂષભદેવ ભગવાને શરૂ કરેલો, તે અવિચ્છિન્નપણે આજ પર્યંત ચાલ્યો આવ્યો છે, તે આ પંચમ આરાના અંત પર્યંત રહેશે.

અર્થ એટલે દ્રવ્ય, ધન, પૈસો ગમે તે કહો, મનુષ્ય ગમે તે ધંધો કરે, પણ એ ધંધો નિષ્પાપ હોવો જોઇએ, પાપ પ્રધાન ધંધાથી મેળવેલું દ્રવ્ય અનર્થ કરનારૂં થાય, રાજા હો કે વ્યાપારી કે ખેડુત અથવા તો અધિકારી પણ દરેકને પોતાના ધંધામાં નીતિ અને પ્રમાણિકપણું અવશ્ય હોવું જોઇએ, ને હિંસા ને અવકાશ આપવો જોઇએ નહી. જે ધંધામાં હિંસા રહેલી છે એવા ધંધાથી ભલે ઘણું દ્રવ્ય મળે પણ એનાથી સુખ ન થાય, એ દ્રવ્ય સાત ક્ષેત્રમાં પણ ન વપરાય. હિંસાથી મેળવેલ દ્રવ્ય ભાગ્યેજ સદુપયોગમાં વપરાય.

હિંસાથી મેળવેલા દ્રવ્યની માફક અસત્ય, ચોરી, વિશ્વાસઘાત અને મહાક્લેશથી મેળવેલા એ પાપપૂર્ણ દ્રવ્યની તો સમાલોચનાજ શી કરવી ? અનેક પ્રકારના કુડ કપટ અને દગાફટકાથી, લોકોની સાથે ઠગાઇ કરવાથી, બીજાઓના ત્રાસથી જે દ્રવ્ય મળેલું છે, પારકી થાપણ ઓળવી જેમણે અનેક નિરાધારોનાં દીલ બાળ્યાં છે, આંસુ પડાવ્યાં છે, એમના અંતરના આર્તનાદ લીધા છે, એવા દ્રવ્યથી ભલે બે ઘડી તે પોતાને દ્રવ્યવાળો માને પણ એવા અનર્થકારી દ્રવ્યથી બીજાને તો શું પણ એને પોતાને પણ સુખ ન થાય. એ દ્રવ્યથી ખુદ પોતાને પણ સંતાપ થાય, અથવા ખાટલે પડી ખાવા વખત આવે, માટે હિંસા, ચોરી, વિશ્વાસઘાત અને ઠગાઈ આદિ દોષોથી રહીત, ન્યાયોપાર્જીત અને પ્રમાણિકતાથી મેળવેલ દ્રવ્ય તેજ સાત ક્ષેત્રમાં વાપરવાથી મહાન્ લાભ કરનારૂં ને અનર્થનો નાંશ કરનારૂં છે. ધર્મ અને અર્થની વ્યાખ્યા થઇ. હવે રહ્યો કામ.

જાતિસ્વભાવનો જે ગુણ છે તે ગુણનો ધરનાર, એવો કાળ ક્ષણ માત્રમાં અન્ય ઇંદ્રિયોના વિષયનો લોપ કરી નાંખે છે એવા એ કામનું જ નિરંતર સેવન કરવું એ પણ અનર્થકારી છે. ત્રીજા પુરૂષાર્થ રૂપ સાગરમાં મગ્ન રહેવાથી પાંડવના પિતામહ વિચિત્રવીર્ય જેવા પણ ક્ષય રોગના ભોગી થયા. એકાંતે વિષયમાં જ મસ્ત રહેનારા સત્યકી

જેવા સમર્થ વિદ્યાધર ૧૧ મા રૂદ્ર પણ નાશ પામી ગયા, માટે ધર્મ અને અર્થને બાધા ન આવે તેવી રીતે એનું સેવન તે પતિપત્નીની પવિત્ર સ્નેહગાંઠને બાંધનાર છે.

કષાયના સોળ ભેદોએ રહિત, સમતાવાન્, મનને જીતનાર એવા મહાન્ યોગીઓનો આત્મા જે શુકલ ધ્યાનમય બની ગયેલો હોય, શુક્લ ધ્યાનના ચોથે પાયે રહેલો, સકલ કર્મ દોષે રહિત, અને ક્ષાયિક જ્ઞાન, દર્શન અને ચારિત્ર આદિ ગુણોનો આવિર્ભાવ થયો—એ ગુણો પૂર્ણપણે પ્રગટ થયા હોય એવો સંપૂર્ણ સ્વસ્વભાવમાં રહેલો અનંત જ્ઞાન, દર્શન અને ચારિત્રમય આત્મા તે જ મોક્ષ.

ચારે પુરૂષાર્થનું વર્ણન સાંભળી બધા તાજુબ થયા, તાજુબી માત્ર એટલી જ કે આવો પરાક્રમી રાજવંશી છતાં જૈન ધર્મના સ્વરૂપનો પણ જાણકાર એ તો અપૂર્વ વાત. સુશીલાનાં માતાપિતા આ બધું સાંભળી ખૂબ ખુશી થયાં.

સુશીલાના આનંદની તો વાત શી ? જૈન દર્શનના સ્વરૂપનો જાણકાર આવો પુરૂષ ખચીત પોતાને સારે ભાગ્યે જ મળ્યો છે. વિધિએ એની ખાતર જ આ પુરૂષને ઉત્પન્ન કર્યો છે. એ હવે જુદી જ નજરે નિહાળવા લાગી, પોતાના સ્થાનકથી ઉભી થઈ ઘરમાં જઇ ચાંદીના થાળમાં કંઈક લાવી. મંદમંદ ડગલાં ભરતી, શરમાતી જાણે પ્રસન્ન થયેલી સાક્ષાત્ ભારતી કે લક્ષ્મીદેવી હોય, એવી જણાતી

મનમાં પ્રીતિને ધારણ કરતી, વારે વારે અનુરાગથી જોતી એની પાસે આવીને ઉભી રહી. થાળમાંથી વરમાળ લઇ એના કંઠમાં પહેરાવી "મારા માતાપિતાની સાક્ષીયે આજથી હું આપનો મારા મુગુટમણી તરીકે સ્વીકાર કરૂં છું."

હાથ જોડી પગે લાગતી ને ઉપરના શબ્દો બોલતી તે બાળા સુશીલા માતાપિતાની સાથે આવી. આવો વર મળવાથી માતાપિતા પણ ખુશી થયા.

"સુશીલા! હું તને અભિનંદન આપું છું. તારા મનોરથો સફળ થવા સાથે મારો મનોરથ પણ આજે સફળ થયો. સુશીલા!" સોમચંદ્ર શેઠે કહ્યું.

"અમારો તો જાણે સફળ થયો પણ તમારો મનોરથ શી રીતે સફળ થયો વારૂ?"

સુશીલાએ સોમચંદ્ર શેઠને પૂછ્યું. "તમારા ભાણેજને માટે તમે મારી માગણી કરેલી એમાં તો તમે નિષ્ફળ થયા, એ ભાણેજજી તો બિચારા હવા ખાતા રહી ગયા."

"ના! સુશીલા એમ નથી."

"ત્યારે!"

"મારા ભાણેજને મેં સુશીલા પરણાવી-મેળવી આપી." સોમચંદ શેઠ પેલી વ્યક્તિના સામે જોઈ હસ્યા.

સુશીલા આશ્ચર્ય પામી. "એટલે ?" એનાં માતા-પિતા આશ્ચર્ય પામ્યા.

"એટલે એ જ કે જેને તેં વરમાળ પહેરાવી એ જ મારો ભાણેજ જાવડશાહ ! મધુમતીના માલેક મારા બનેવી ભાવડશાહ અને મારી બેન સૌભાગ્ય-ભાગ્યવતીનો પુત્ર.

"એ....મ ?" સુશીલા અને એનાં માતાપિતા એક સાથે ચમક્યાં.

"સોમચંદ શેઠ તમે પણ જબરા, વાતને ખુબ સાચવી રાખીને મારી સુશીલાની ખુબ કસોટી તમે કરી." પોતાની જ જ્ઞાતિમાં આવો વર મળવાથી સર્વનો આનંદ બેહદ હતો. એ આનંદમાં ને આનંદમાં સુરચંદ શેઠે સોમચંદ શેઠને કહ્યું, "ભાવડશાહની વાત મેં સાંભળેલી તો ખરી. માળવાનો ધણી એમની ઉપર તુષ્ટમાન થયેલો એ પણ જાણેલું. પણ એમનો પુત્ર આવો પરાક્રમી ને કળાકૌશલ્યવાન હશે એ ખબર નહી. પણ હવે જ મને જણાયું કે વિધિ જ્યાં સત્તા, સાહેબી ને ઠકુરાઇ આપે છે તેને ત્યાં એવો લાયક પુત્ર પણ આપે છે."

સુશીલા અને જાવડશાહના આનંદની તો વાત શી ? એમની તો રીતભાત જ જુદી. કોઇ ન સાંભળે માટે આંખોથી તો એમની વાતો થતી. હૃદયો સામસામે અપાઇ ગયાં. એમની વાતોનો પાર જ નહોતો, પણ હજી એક

વાત બાકી રહેલી હોવાથી એમના સંપૂર્ણ મેળાપમાં એટલી અગવડતા હતી.

થોડા દિવસમાં બધા મધુમતીમાં આવી પહોંચ્યા. સોમચંદ્ર શેઠે ભાવડશાહને સર્વે હકીકત કહી સંભળાવી. સુશીલાને જોઇ સાસુજીનું મન પણ ઘણું ખુશી થઈ ગયું. સુશીલાએ પણ વિનય, વિવેક, ચતુરાઈ અને ડાહપણથી સાસુજીનું મન જીતી લીધું. લગ્નનું શુભ મુહુર્ત્ત લેવાયું.

સુરચંદશેઠની પણ આલીનશાહી મકાનમાં ઉતારાની વ્યવસ્થા કરવામાં આવી, એમને ત્યાં પણ લગ્નના માંડવા નંખાયા, ભાવડશાહને ત્યાં પણ ધામધૂમ શરૂ થઈ.

આખુય પખવાડીયું લગ્નમાં વહી ગયું. પખવાડીયાને અંતે એ શુભ મુહુર્ત્તમાં વરકન્યાનાં લગ્ન મોટી ધામધુમ પૂર્વક થઈ ગયાં. શહેરમાં આનંદ આનંદ છવાઈ રહ્યો. માતાપિતાએ સુશીલાને કન્યાદાનમાં પોતાની શકિત પ્રમાણે જે આપવું ઘટે તે આપ્યું, ને દીકરીને મોટે ઘેર પરણાવી મોટી ચિંતામાંથી તે મુક્ત થયાં.

ભાવડશાહ અને સૌભાગ્ય શેઠાણી પણ પોતાના મકાનમાં પુત્રવધુને રમતીફરતી જોઇ સંતોષ પામ્યાં. જીવનની એમની એ છેલ્લી ઇચ્છા પણ આજે પૂરી થઇ.

એમને હવે કોઈ પણ પ્રકારની આશા નહોતી. કંઇ પણ હોય તો તે એજ કે ધર્મધ્યાનમાં મગ્ન રહી પરલોક સાધવાની.

યથાસમયે સુરચંદ શેઠ પણ પોતાના વેવાઈની રજા મેળવી પોતાને વતન ગયા. આવા વિશાળ વૈભવમાં કેવી રીતે રહેવું, અને દરેકનાં મન કેવી રીતે સંતોષવાં તે માટે સુશીલાને એની માતા સારી શીખામણ આપતાં ગયાં. માતાપિતાના વિયોગથી છુટા પડતી વેળાએ દુઃખ થયું ને રડી પડાયું. પણ આખરે કન્યા એ તો પારકી થાપણ, મન મનાવી સુશીલાએ માતાપિતાને રડતે હૃદયે વળાવ્યાં, સુશીલાને સાસરે મુકી માતાપિતા પોતાને ગામ ગયાં.



## પ્રકરણ ૨૩મું.

---

### સ્વર્ગની સોહામણી વાટે.

" ક્યા કરે ચાહને વાલેકા ભરોંસા કોઈ
જગતમાં કીસીકા હોતા નહીં કોઇ. "

કાળની ગતિ પણ વિચિત્ર હોય છે. કાળ એકનો એક, ગતિ પણ એની એ, છતાંય એમાં વિચિત્રતા તે કેવી,

ક્ષણ માત્ર પણ દુઃખમાં જતો કાળ મનુષ્યોને યુગસમાન જણાય છે ત્યારે સુખીઓના કાળની તો વાત શી. એ સુખમાં કેટલોક કાળ જાય છે–જતો રહે છે છતાં એમને ખબર પડતી નથી. દેવતાઓના એક એક નાટારંભમાં હજારો વર્ષ વ્યતીત થાય તેની એમને ખબરે કયાંથી પડે ? ત્યાં રાત્રી દિવસ હોય ત્યારે કાળની ગણના કરી શકાયને. સ્વર્ગમાં તો હમેશાં પ્રકાશજ હોય છે. સદાકાળ પ્રકાશજ રહે છે એટલે કેટલો કાળ ગયો એની શી ખબર પડે. છતાંય જો ગણતરી કરવામાં આવે તો દેવતાઓના માત્ર એક એક નાટારંભમાં કે એક એક ભોગવિલાસમાં બે બે હજાર વર્ષ પાણીના પૂરની માફક વહી જાય છે છતાં એમને તો એમજ જણાય છે કે માત્ર હજી અલ્પ સમયજ વ્યતિત થયો.

સુખોની એ બલિહારી છે, સુખી જીવનની એ શ્રેષ્ઠતા છે. માનવ સમાજમાં પણ કેટલાક એવા પણ છે કે જેમને સૂર્ય કયાં ઉદય પામે છે ને કયાં આથમે છે એનુંય એમને જ્ઞાન–ભાન થતું નથી. અર્થાત્ એમનું જીવન એવા તો ભોગોપભોગમાં સંકળાયેલું હોય છે કે સૂર્ય કયારે ઉદય પામ્યો ને કયારે આથમ્યો એનીય એમને ગમ નથી. ત્યારે દુઃખમાં તો એક એક દિવસ પણ મોટો યુગ જેવડો લાગે.

લગ્ન થયા પછી જાવડશાહ સંસાર સુખનો લ્હાવો લેવા લાગ્યા. મનુષ્ય જીવનનું ફળ જે ચારે પુરૂષાર્થને

સાધ્ય કરવાં તે જાવડશાહ એક એકને અબાધિએ સાધતા જતા હતા. પ્રાતઃકાળે ધર્મકાર્યમાં જોડાતા, સામાયિક પ્રતિક્રમણ તે પછી દેવગુરૂ વંદન, જિનપૂજન, ગુરૂભક્તિ, વ્યાખ્યાન શ્રવણ વગેરે સાચવી ભોજન કર્યા પછી રાજ-વ્યવસાયમાં જોડાતા, તેમજ વ્યાપારની ચિંતા પણ કરતા હતા. સમુદ્ર માર્ગે વહાણો ભરીને દેશાવરમાં માલ મોકલી ત્યાંનો માલ અહીં મંગાવતા હતા. એવી રીતે રાજ્યચિંતા અને વ્યાપાર વ્યવસાયમાં નીતિને બાધ ન આવે તે માટે ખાસ ધ્યાન રાખતા હતા.

સુશીલા પણ હવે બાલા મટીને યુવતી બની ચુગ હતી, પોતાના પતિની મરજી એ પોતાની મરજી. દેવ, ગુરૂને ધર્મની ભક્તિ ઉપરાંત પતિભક્તિ પણ એ સતીને માટે ખાસ આવશ્યક વસ્તુ હતી. પતિની પ્રીતિનું પાત્ર છતાં એનામાં ઉચ્છૃંખલતા નહોતી, અખુટ વૈભવ અને ઠકુરાઇ છતાં અભિ-માન કે કઠોરતા નહોતાં, યુવાની અને લક્ષ્મી તેમજ સત્તાનો મદ એના આત્માને સ્પર્શ્યો નહોતો, સાસુ સસરાની ભક્તિ એ સુશીલાનું પરમ કર્ત્તવ્ય થયું હતું એજ એનાં ખરાં માતા પિતા હતાં. એનું ખરૂં ઘર પણ શ્વસુરગૃહજ હતું. માતા પિતાનો સ્નેહ પ્રીતિ ગમે તેવો હોય પણ સ્રીને મન તે નકામાજ. એને તો સાસરે જેવી સ્થિતિ હોય તેટલાથીજ સંતોષ માનવાનો, તેથીજ સંસારમાં સ્રીઓની વર્ત્તણુક, આચાર વિચાર કુમારિકા અવસ્થામાં જેવા હોય છે તેવા

પરણીને સાસરે જાય છે ત્યારે ત્યાં રહેતા નથી. અલ્પ-કાળમાંજ એ સ્થિતિમાં પરિવર્ત્તન થઈ જાય છે, પણ સુશીલા (જયમતી) તો પતિ સાથે સ્વર્ગનાં સુખો અનુભવતી હતી. એના ફળરૂપે જાવડશાહને એક પુત્ર પણ થયો, પુત્રનું નામ જાજનાગ રાખવામાં આવ્યું હતું.

સ્ત્રીઓને પિયર કરતાં સાસરે જુદોજ અનુભવ થાય છે. તદ્દન અજાણ્યા માણસોના પરિચયમાં આવવાથી એને પોતાના સ્વભાવમાં ફેરફાર કર્યા વગર છુટકોજ નથી થતો, અહીંયાં એને બધાયના સ્વભાવ સાચવવા પડે છે, તેમાંય એના નસીબે સાસુ, નણંદો સારી હોય, એને ચાહનારી હોય તો એ સંસારનું નાવ સારી રીતે ચાલે છે, પતિપત્નીને જો મેળ આવે તો તો વળી એ સુખની વાતજ શી ! પણ સાસુ નણંદો જો નવી આવનારી વહુને ગુલામડી ગણાવા મથતી હોય, એક ચાકરડી સરખી લેખવતી હોય, એની તરફ હુકમો ઉપર હુકમો છોડતી હોય, વારે વારે એના દોષો પ્રગટ કરી ભવાંતરનું વેર લેવાનેજ તૈયારી કરતી જણાતી હોય તો જોઇ લ્યો એ નવી આવનારીની કમબખ્તી ! એ અનેક પ્રકારની અવનવી આશાઓમાં વિહરનારીની દશા !

સુશીલાને તો પિતાના કરતાં સાસરે અધિક માન સન્માન હતાં, સાસુ સસરા હવે તો વૃદ્ધ થઇ ગયેલા એટલે સાસુજીએ પોતાનો બધોય ભાર સુશીલાને ભળાવી દીધો. તે

પોતે પોતાનો સઘળો સમય ધર્મધ્યાનમાંજ વ્યતિત કરવા લાગ્યાં. તેવીજ સ્થિતિ ભાવડશાહની. એ પણ હવે વ્યવહારિક કાર્યો જાવડશાહને ભળાવી પોતે છુટા થયા હતા. સંસારનાં એ મોહબંધનો, પાપબંધનોનાં કારણથી અલગ થઇ ગયા હતા, પોતાને બે વખત જમવું પડે તે પુરતું સંસારીક કાર્ય એમનું હતું. બાકી બન્ને જણ પોતાનો સમય ધર્મક્રિયામાંજ વ્યતિત કરતાં હતાં. સંસારમાં રહેવા છતાં ભાવસાધુ જેવી સ્થિતિ એમના વર્ત્તનમાં જણાતી હતી. એમણે સચિત્તનો સર્વથા ત્યાગ કર્યો હતો. અચિત પાણીથી એમણે પોતાનો જીવનનિર્વાહ શરૂ કર્યો હતો. સાધુની માફક વનસ્પતિ કે સચિત્ત વસ્તુને સ્પર્શ કરવા જેટલો વ્યવહાર પણ ટાળી નાંખ્યો હતો. પોતાના મકાનમાં રહેવા છતાં એમણે ખાસ પોતાની રહેવાની રૂમો પૌષધાગાર જેવીજ બનાવી હતી. ધર્મનાંજ ઉપકરણો, જ્ઞાન, દર્શન ને ચારિત્રની વૃદ્ધિનાંજ સાધનો એમની પોતાની ઓરડીમાં નજરે પડતાં હતાં. ત્રસની હિંસા તો શું પણ એમણે સ્થાવરની હિંસાનો પણ ત્યાગ કર્યો હતો. પૌષધમાંજ તે પોતાનો સમય વ્યતીત કરતા હતા. એ પૌષધમાંય જ્ઞાનધ્યાન સિવાય એમના જેવા મહાપુરૂષોને બીજો શું વ્યવસાય હોય ?

અહિંસા પેઠે સત્યની બાબતમાં અદત્તાદાન પણ સર્વથા તજ્યું હતું, સર્વથા બ્રહ્મચર્ય પાળતા હતા અને પરિગ્રહ

તો એમણે સર્વથા છોડયો હતો, જાવડશાહને ભળાવી પોતે એમાંથી છુટા થયા હતા. પોતાને એકાદ વખત આહારની જરૂર પડે કે શરીર પ્રકૃતિને અનુસાર કંઇ ચીજ કે વસ્તુની જરૂર પડે તો તે યાચી લેતા હતા. સગાં વ્હાલાંને ત્યાં કે કોઇને ત્યાં જવું આવવું પણ તજી દીધું હતું જેથી એમણે કપડાંનો પરિગ્રહ પણ રાખ્યો નહોતો. હંમેશને માટે પોતાને પૌષધમાં જોઇએ એટલાંજ માત્ર ઉપકરણ હતાં. પૌષધ ન હોય છતાં પણ ત્યાગીની માફક એટલાજ વસ્ત્રથી ચલાવી લેતા હતા, કદાચ જરૂર પડે તો એકાદ વસ્ત્ર યાચી લેતા હતા, પણ પોતે પરિગ્રહ શરીરને જોઇએ તે કરતાં વધારે રાખતા નહોતા. ત્યાગ એજ એમનો આદર્શ હતો. જીહ્વા ઇંદ્રિયને કબજામાં રાખવાને સરસ અને સ્નિગ્ધ આહારનો ત્યાગ કરી નિરસ આહારનો એમણે અભ્યાસ પાડયો હતો.

એમની વાતો ધાર્મિકતાને લગતીજ હતી. ધર્મ ચર્ચા સિવાય અન્ય વિષયમાં કદિપણ માથુ મારતા નહી. તેમજ કોઇની સાથે સંસાર વાતો પણ કરતા નહી. એવી રીતે પોતે શ્રાવકની ઉચ્ચમાં ઉચ્ચ કોટીયે રહેવા લાગ્યા. સાધુ નહિ છતાં સાધુની માફક આચાર વિચાર રાખવાનો પ્રયત્ન કરવા લાગ્યાં, જેમ આર્યમહાગિરિ જિનકલ્પીનો વિચ્છેદ છતાં જિનકલ્પીપણાની તુલના કરતા હતા તેવી જ રીતે આ દંપતિ દીક્ષીત નહિ છતાં ભાવસાધુ થઇને સંસારમાં રહ્યા છતાં શ્રેષ્ઠ સાધુપણું કેવી રીતે પળાય એનો

અભ્યાસ કરતાં હતાં અને એ માર્ગમાં ધીરે ધીરે આગળ વધતાં હતાં, ચારિત્ર નહિ સ્વીકારેલું હોવાથી એટલા પૂરતાં જ એ સંસારી ગણાતાં હતાં. અંતિમ અવસ્થાનો આ એમનો જીવનવ્યવસાય હતો.

છતાંય મનુષ્યનો કોઈ પણ વ્યવસાય કાંઇ ઓછો જ કાયમ રહે છે. સંસારમાં જેની આદિ છે એનો અંત પણ હોય, જેની શરૂઆત થઇ એ કોઈ દિવસ પૂરૂં પણ થવાનું જ. જન્મ્યું એ એક દિવસ જવાનું. જે આજે નવું જણાય છે તે જરૂર કાળાંતરે જીર્ણ થવાનું જ. માનવી પ્રથમ જન્મ ધારણ કરે છે, પછી એને બચપણ આવે છે, બચ્ચપણમાંથી બાળક ને બાળકમાંથી કુમાર અવસ્થા, ને પછી તરૂણ અવસ્થા ને તે પછી વૃદ્ધાવસ્થા પછી અંત. આ પ્રકારનો માનવજીવનનો ક્રમ છે.

યુવાવસ્થામાં અનેક જાહોજલાલી ભોગવી હોય, જગત પર સર્વોપરી સત્તા ચલાવી હોય, ખુબ સાહેબી ભોગવી હોય છતાંય પરીણામે શું ?—આગળ શું ? વૃદ્ધાવસ્થા અને અંત—( મૃત્યુ ). કાળનીએ કૌટિલ્યતા અને સંસારનીયે વિચિત્રતા !

એ કુટિલ કાળ માનવજીવનમાં અજાયબભર્યા કેવા કેવા પલટા લાવે છે. તે એકનો એક વ્યવસાય કોઇને કાયમ રહેવા દે છે ? આ દંપતીની વૃદ્ધાવસ્થાને આ વ્યવસાય

પણ અંત માગે છે. એ ધર્મનિષ્ટ સાધુ (સંત) પુરૂષની પ્રકૃતિ બગડવા માંડી. પ્રકૃતિમાં વિકાર થયો, ઉપયોગ ભૂલાવા લાગ્યો, એવાં કેટલાંક લક્ષણોથી એમણે જાણ્યું કે પોતાની જીવનનૌકા હવે મનુષ્યજીવનના કિનારે આવી પહોંચી છે. મનુષ્યજીવનનો શેષ સમય પણ આર્તધ્યાનમાં ન જાય તો ઠીક. પોતાના પુત્રની તેમ જ સંબંધી જનોની રજા લઈ એમની સાથે ખમતખામણાં કરી સર્વેને ખમાવતાં પોતાનો અનશનનો વિચાર જણાવ્યો.

સંસારનાં મોહઘેલાં માનવીઓની તે સમયે જે સ્થિતિ થાય તેવી જ અહીંયાં પણ થવી જ જોઇએ, શોકછાયા છવાઈ રહી. અને એ પરાક્રમી જાવડને પણ સંતાપ થવા લાગ્યો. દિલમાં વ્યથા થવા લાગી. એ મોહઘેલાંઓનો જીવનવ્યવસાય હજી લાંબો હોવાથી તેમને એમની સ્થિતિમાં રહેવા દઈ ભાવડશાહે આત્મસાધનની તૈયારી કરવા માંડી. તરત જ મુનિરાજને તેડાવી એમણે અનશન અંગીકાર કર્યું.

અનશનમાં એ મહાપુરૂષે શરીરની અસ્વસ્થતા સહન કરી. મનને સમભાવમાં રાખી શત્રુમિત્ર તરફ એક દૃષ્ટિએ નીહાળતાં પાપને વોસીરાવી સુકૃતની અનુમોદના કરી. ચારે આહારને વોસરાવી નવકારમંત્રનું સ્મરણ કરતા એ પોતાનો શેષ અલ્પ સમય વ્યતીત કરવા લાગ્યા.

જીવનના અંતિમ વ્યવસાયવાળી પિતાજીની આ સ્થિતિ જોઈ એ પિતૃભક્ત જાવડને મનમાં અપાર દુઃખ થયું. એ જીર્ણ થયેલાં સૌભાગ્યશેઠાણી પણ મનમાં અતિ પરિતાપ પામ્યા. સગાસંબંધી સર્વેમાં શોકછાયા છવાઈ ગઈ. જાવડ અને સર્વે કોઇ એ અનશનની જગ્યાએ હાજર રહ્યા. સર્વેનાં મન શોકાતુર અને ગમગીની ભરેલાં હતાં છતાંય અનશન કરનારના અધ્યવસાય ન બગડે અને એનું મન મોહમાં પાછુ ન ખેંચાય તે માટે એમની સમક્ષ કોઈ કલ્પાંત કરતું નહી. ત્યાં શાંતિ હતી. કરૂણ છાયા છવાઈ હતી. ધાર્મિક કથાઓ, સ્તોત્રો, સજ્ઝાયો અવારનવાર એમની આગળ વંચાતાં હતાં, જેથી એમનું મન બીજે ઠેકાણે ન જાય. એક ધર્મ સ્થાનમાંજ એમનું મન રહે તેમાટે વારંવાર નવકાર સંભળાવતા હતા. સંસારની અનિત્યતાની, અસારતાની એમની આગળ વાતો કરવામાં આવતી હતી. એમને પૂરેપૂરી સમાધિ રહે તેવી વ્યવસ્થા જાવડશાહે કરી. અને તેય એક મુનિરાજ એમની પાસે રહી આવી નિર્યામના એમને કરાવતા હતા.

ધર્મનિષ્ઠ પુરૂષમાં એક બાબત ધ્યાન ખેંચનારી છે. જેમનું આખુય જીવન પવિત્રપણે રહેલું છે એવા મહાપુરૂષોને મૃત્યુ સમયે અધિક વ્યથા ભોગવવી પડતી નથી. વ્યથા એ પાપનું ફળ છે. પાપીઓને જ અનેક પ્રકારે પીડા સહન કરવાની હોય છે. મૃત્યુનો ભય પણ એમને જ હોય

છે. બાકી સંસારનું સ્વરૂપ જાણનારા ધર્મનિષ્ઠ સજ્જનો (સંતજનો) તો મૃત્યુને આદરથી વધાવી લે છે. એને માટે તૈયાર રહે છે. ભાવડશાહને પણ અનશનમાં બહુ દિવસો થયા નહીં ત્યાં તો એ અનશનમાં જ એક દિવસે એમનો આત્મા આ જાણે માનવમંદિર છોડી સ્વર્ગલોકમાં દેવપણે ઉત્પન્ન થઈ દેવબાળાઓની દૃષ્ટિને પ્રિય થયો. વ્રતોના અને તપ કરવાના પરિશ્રમથી પરિશ્રમિત થયેલો એ મહાન્ આત્મા દેવભૂમિમાં વિસામો લેવા ગયો. ઘણુકાળ પર્યંત ત્યાં રહીને માનવ જીવનનો પરિશ્રમ થાક ઉતારવા લાગ્યો. સંસારમાં સંસારીઓને આ એકજ વિશ્રાંતિનું દીર્ઘકાલ પર્યંતનું સ્થાન હોવાથી એને સોહામણી વાટ કહેવામાં આવે છે. એ વાટે જવાનું મન તો બધાંને થતું હશે. પણ મન થવાથી ત્યાં જવાતું નથી એમ સમજી રાખવું. ઇચ્છામાત્ર કરવાથી અને સંસારમાં ગમે તેવી સ્વચ્છંદતા રાખવાથી ત્યાં જવાતું હોત તો નરક તિર્યંચના દ્વારે તાળાં વસાત. પણ એ દેવલોકમાં જવાને તો પહેલેથી ભારે તૈયારીઓ કરવી પડે છે. મોટા ત્યાગને માર્ગે જવું પડે છે. સ્વાર્થનો ભોગ આપી મહાન્ સેવાઓ આદરવી પડે છે. આકરાં વ્રત, તપ અને જપ પાળવાં પડે છે તોજ એ વિસામાનો લાભ મળે છે સમજ્યા ?

ભાવડશાહના સ્વર્ગગમનથી અહીંયા તો હાહાકાર થઈ રહ્યો. જ્યાં ત્યાં શોક છાયા છવાઇ ગઈ. મુક્તકંઠે જાવડશાહે પણ હૈયુ ખાલી કર્યું. રડતાં રડતાંય એ મૃત્યુની યથાવિધિ

કરવામાં આવી. ભાવડશાહના નામને ઓળખાવનાર શરીર પણ માટીમાંથી ઉત્પન્ન થઈ માટીમાં મળી ગયું. એ મહાન કાયા રાખ થઈને રાખમાં ભળી ગઈ. જાવડશાહને અનેક રીતે શાંત કરવામાં આવ્યા, સમજાવી, ઉપદેશ આપી એમનો શોક ઓછો કરવામાં આવ્યો. પણ એ આઘાતે શેઠાણીના હૃદયમાં સચ્ચોટ અસર કરવાથી શેઠની પાછળ સૌભાગ્ય શેઠાણી પણ હમેશાને માટે અહીંયાથી વિદાય થઈ ગયાં. માટીનાં બનેલાં માનવી આખરેય પાછાં માટીમાંજ મળી ગયાં. સંસારમાં હવે તો માત્ર એમનાં નામજ અવશેષ તરીકે રહી ગયાં.

માતપિતાના પરલોકગમનથી જાવડશાહ અને સુશીલાને અત્યંત દુઃખ થયું. દુઃખ થાય કે ન થાય પણ કાળને કોઈની ઓછીજ પરવા છે. એ દુઃખનું ઔષધ દિવસ, એ મૃત્યુને આડા જેમ જેમ દિવસો એક પછી એક વ્યતિત થવા લાગ્યા તેમ તેમ માતપિતાનો શોક વિસારે પડવા લાગ્યો.

---

# પ્રકરણ ૨૪ મું

---

## મ્લેચ્છ દેશમાં.

"દોસ્તી ભાઈબંધી જગતમેં, કુચ્છ કામ નહી આતા;
સચ્ચ કહા હય આફતમેં, વહ કુચ્છ કામ નહી આતા."

ભારત ઉપર પરદેશીઓની ચડાઈ અસલથી થતી આવે છે. દરેક દેશો કરતાં હિંદ એ ધનાઢ્ય અને માતબર દેશ હોવાથી એની કીર્ત્તિ સાંભળીને પરદેશીઓનાં મ્હોંમાંથી પાણી નીકળતું એની જાહોજલાલી, એની રમણીયતા, એની સૌંદર્યની સુગંધી ઠેઠ દૂરદેશ પર્યંત મ્હેકી ઉઠતી હતી. જેમ કમલની સુગંધીથી ખેંચાઇને ભ્રમર કમલમાં લપટાઈ જાય છે તેમ એ ધન અને સૌંદર્યની સુગંધમાં લોલુપ બનેલા પરદેશીઓ મોટા મોટા લશ્કરો લઈ હિંદ ઉપર ચડી આવી ભારતના ખીલેલા ઉદ્યાનને કચરી-છુંદી નાંખતા હતા. કોઈ કોઈ વખત એ સુગંધના લાલચુ ભ્રમરો કમલની સુગંધમાં લપટાવા જતાં એ સુગંધમાંજ ખુવાર પણ થઇ જતા હતા.

જોકે લોભ લાલચથી આકર્ષાઇ તે સમયના મ્લેચ્છો (ગ્રીસ, તુર્કી કે તાતારી, મુગલ કે શકલોકો) ભારત ઉપર ચડી આવી ખાનાખરાબી કરી પોતાને વતન ચાલ્યા જતા હતા છતાં જણાય છે કે તેમનાં હૃદય કંઇક કુણાં અને નરમ હતાં, એમનાં હૈયામાં દયાનો અંશ માત્ર પણ હતો. વર્ત્ત-માન સમય જેવા ક્રુર, રાક્ષસ, નિર્દય અને પોતાનોજ સ્વાર્થ પોષનારા તે સમયના માણસો નહોતા. તે સમયના મનુષ્યો ઘણા સારા અને કંઇક બીજાને પણ જોનારા હતા. વર્ત્તમાનકાળમાં તો ઉપરથી સારા જેવા દેખાતા મનુષ્યો પણ અંદરખાનેથી ઘણાજ ભયંકર, વ્યાઘ્ર અને એવા હિંસક

જાનવર કરતાંય ભયંકર હોય છે. એમનાં કૃત્યો સાંભળતાં કમકમાટી અને તિરસ્કાર ઉત્પન્ન થાય છે. આજે તો માનવ-કોટીમાં પાશવતાની બેહદતા વધી ગઇ છે અરે! પોતાના નજીવા સ્વાર્થ માટે પણ આજનો માનવી પોતાનાથી બની શકે તેવાં ગમે તેવાં અધમ કૃત્યો કરતાં શું કરવા અચકાય! માથા ઉપર મૃત્યુનો ભય છતાં એને નહી ગણકારતાં પોતાનાથી બને તેટલી અધમતા અને પાશવતાની કોટી તરફ તે ચાલ્યો જાય છે. આજના આવા ઝેરી જંતુથી પણ ભયંકર મનુષ્ય કરતાંય તે સમયના ચડાઈ લાવનારા મ્લેચ્છો સારા અને મનુષ્યના મનુષ્યત્વની કદર કરનારા હતા.

એ સમયમાં જગત ઉપર જૈનધર્મનું સામ્રાજ્ય વિશાળ હતું, વિશાળ હતું એટલુંજ નહી પણ એ વિશાળતા બળ-વાન પ્રજાસાં સમાયેલી હતી. એ બળવાન ગણાતી અનાર્ય મ્લેચ્છ પ્રજામાં ભલે દંભ હશે પણ આજના શયતાનની ઉપમાને લાયક મનુષ્યો ગણાય છે તેના કરતાં ઘણોજ ઓછો અરે કદાચ નહી જેવોજ દંભ હશે અને તેય પોતાના સ્વાર્થ પુરતોજ, પોતાનું કાર્ય ફત્તેહમંદ થતાં શત્રુ તરફ પણ એ મીઠી નજરે જોઈ એની કદર કરનારા હતા. એજ સારા સમયની બલીહારી ગણાતી હતી.

તેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથને સર્પનું લંછન હતું. એ સર્પને તક્ષ પણ કહે છે. શ્રી પાર્શ્વનાથના અનુયાયી તરીકે

ઓળખાવનારા તાર્ક્ષ્ય જાતિના રાજાઓ એમના શાસનમાં હતા. એ તાર્ક્ષ્ય જાતિના લોકો વહાણો લઇને અમેરીકા પણ ગયા હતા, તેમજ જુદા જુદા દેશોમાં ચડાઇઓ પણ કરતા હતા.

જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં મોટા મોટા પર્વતમાં એમણે પાર્શ્વનાથના ચિન્હ તરીકે સર્પ કોતરી કાઢી પદ્માવતીની મુર્ત્તિ પણ કોતરી કાઢીને તેમની ભક્તિ કરવા લાગ્યા. તાતાર વગેરે દેશો તરફથી હિંદ પર સ્વારી કરનાર શિથિયનો (શક લોકો) જૈન ધર્મ પાળનારા હતા. મહાવીર સ્વામીના સમયમાં પણ શકો જૈન ધર્મ પાળતા હતા. તેમજ અરબસ્તાન, ઇરાન, ગ્રીસ, મીસર અને તુર્ક વગેરે દેશોમાં જૈન ધર્મ ફેલાયેલ હતો તે સમય દરમીયાન એટલે મહાવીરસ્વામીથી બે ત્રણ સૈકા પર્યંત જગત ઉપર જૈન ધર્મના અનુયાયીની સંખ્યા ચાલીશ ક્રોડની હતી.

મહાન સંપ્રતિના સમયમાં પણ અફઘાનિસ્તાન, ઇરાન, તુર્કસ્થાન, ગ્રીસ, અરબાસ્તાન, ટીબેટ અને બ્રહ્મદેશ વગેરે દેશો ઉપર ઉપદેશકો મોકલી જૈન ધર્મની અપૂર્વ જાહોજલાલી ઝળકાવી લોકોને જૈન બનાવ્યા હતા. ઇશુ અને મહમદ પયગંબરના જન્મ પહેલાં દુનિયામાં જૈન ધર્મનું જોર અતિ વિશાળ હતું. સંપ્રતિના સમયમાં પણ જૈન વસ્તી ચાલીસક્રોડ જેટલી ગણાતી હતી. લંકા, આસામ વગેરે દેશો

પણ જૈન ધર્મને દીપાવી રહ્યા હતા. અરબસ્તાનના મુખ્ય શહેર મક્કા જેવા શહેરોમાં પણ મહમદ સાહેબના જન્મ પહેલાં જૈન મંદિરો હતાં ત્યાંથી અનેક જિન મૂર્તિઓ ત્યાંનો એક જૈન વ્યાપારી વહાણને રસ્તે મધુમતી નગરીમાં લાવ્યો હતો ત્યાંથી એક જીવત સ્વામી ( મહાવીરસ્વામી )ની પ્રતિમા પણ એ વ્યાપારી મહુવા (મધુમતી) માં લાવ્યો, કહે છે કે એ પ્રતિમા ભગવાનના બંધુશ્રી નંદીવર્ધનની ભરાવેલી ને મોટા માહાત્મ્યવાળી હતી. એના અધિષ્ઠાયકે એ વ્યાપારીને સ્વપ્નામાં ધર્મ વિપ્લવ થવાનો જણાવ્યાથી તે વ્યાપારી ત્યાંથી ઘણીખરી પ્રતિમાઓ મધુમતીમાં લાવ્યો હતો.

વીર સંવત ૫૦૦ વર્ષ પહેલાં મગધ ઉપર બિંબિસારનું રાજ્ય હતું. એ રાજા જૈન ધર્મી હતો એની પછી અજાતશત્રુ રાજા થયો એ સાર્વભૌમ ચક્રવર્ત્તી જેવો રાજા થયો હતો. તે સમયમાં જેટલી પૃથ્વી હતી એ બધીય પૃથ્વીનો એ માલેક હતો. આર્ય અનાર્ય સર્વે દેશો એને આધિન હતા. એણે સુધર્મા સ્વામીનું અપૂર્વ સામૈયુ કર્યું હતું. એની રાજધાની ચંપાનગરીમાં હતી તે પછી એના પુત્ર ઉદાયીયે પાટલીપુત્રમાં રાજગાદી સ્થાપન કરી. તેની પછી નવ નંદો મગધના તખ્તપર આવ્યા. નવમા નંદના સમયમાં ગ્રીસના મહાન્ એલેકઝાન્ડરની સ્વારી ભારત ઉપર થઈ. એણે પંજાબના રાજા પોરસને યુદ્ધમાં હરાવ્યો છતાંય એની શૂરવીરતાની એણે કદર કરી. એનું રાજ્ય એને પાછું આપ્યું.

પંજાબ જીતી એની આસપાસના બીજા કેટલાક મુલકમાં ફરી તે પાછો ગયો. ઈરાનના શાહ દારાશિકોહ જે મહાન જબરો ને દલપાંગલો કહેવાતો હતો તેને પણ સીકંદરે જીતી લીધો હતો.

નવનંદ પછી ચંદ્રગુપ્તના સમયમાં સીકંદરનો સેનાપતિ સેલ્યુકસ ભારત ઉપર ચઢી આવ્યો. ચંદ્રગુપ્ત અને સેલ્યુકસ વચ્ચે મહાન્ યુદ્ધ થયું ને સેલ્યુકસ એમાં હારેલ હોવાથી ચંદ્રગુપ્ત સાથે એણે સંધી કરી પંજાબની આસપાસનો મુલક આપવા ઉપરાંત પોતાની પુત્રી સેલ્યુકસે ચંદ્રગુપ્તને પરણાવી દીધી.

ભારત વર્ષ ઉપર એવી રીતે પરદેશીઓના હુમલા અવાર નવાર થવા લાગ્યા. શક લોકો, તાતાર લોકો, ગ્રીસના લોકોનો, અને મુગલ લોકોનો એમ એક બીજાનાં હુમલા આંતરે આંતરે હિંદ ઉપર થવા લાગ્યા. લગભગ વિક્રમ સંવત પહેલાં મધ્ય એશીયામાંથી આવેલા શકલોકોએ માળવાના ગર્દભિલ્લને હરાવીને એનું રાજ્ય જીતી લીધું. શક લોકોએ ભારત ઉપર રાજ્ય સ્થાપ્યું પણ થોડાજ વર્ષોમાં વિક્રમાદિત્યે તેમને હરાવી નસાડી મુક્યા.

જ્યાં સુધી વિક્રમાદિત્યનું રાજ્ય તપ્યું ત્યાંસુધી તો ભારતમાં શાંતિ રહી પણ તેમની પછી પાછી શક લોકોને ગ્રીસ લોકોની ચડાઈઓ હિંદ ઉપર શરૂ થઈ.

સૌરાષ્ટ્રમંડળમાં મધુમતી ઉપર જાવડશાહનો અધિકાર હતો. પિતાના સ્વર્ગગમન પછી કેટલાંક વર્ષ એમનાં પાણીના રેલાની માફક સુખશાંતિમાં વહી ગયાં. જુવાની ગઈ અને પ્રૌઢાવસ્થા ડોકીયાં કરવા લાગી. પણ બધાય દિવસો કોઈના સુખમાં ગયા છે. સરખા દિવસો કોઈનાય જાય છે. તેમના અમલ દરમીયાન એક દિવસે પાછાં મધુમતીના સમુદ્રને કાંઠે મ્લેચ્છોનાં વહાણો દેખાયાં, એ મ્લેચ્છોનાં વહાણો મધુમતીને કાંઠે નાગરાયાં ને એક પછી એક શસ્ત્રબંધ અનેક યોધ્ધાઓ એ વહાણમાંથી ઉતરી પડ્યા. જાવડશાહની નજર આગળ મધુમતીને લુંટી લીધી ને લોકોને પકડી કેદ કર્યાં.

સારાય સૌરાષ્ટ્ર, કચ્છ અને લાટ દેશમાં તેઓ પથરાઇ ગયા, જ્યાં ત્યાં લુંટ ચલાવી ધન, માલ મિલ્કત ઉપરાંત ઉત્તમ, મધ્યમ અને અધમ જાતિના સ્ત્રી પુરૂષોને પણ પકડી લીધા, જાવડશાહે બહાદુરી તો ખુબ બતાવી પણ સમયને આધીન થઇ તેઓ પણ કુટુંબ પરિવાર સહિત પકડાઇ ગયા.

માલમિલ્કત અને માણસોને કબજે કરી પાછા પોતાનાં દેશમાં આવ્યા, ઈરાન તરફથી મ્લેચ્છ લોકોની સ્વારી સૌરાષ્ટ્ર મંડળમાં એ પ્રમાણે આવીને ચાલી ગઈ. મ્લેચ્છોના સરદારે ભારતનો એ ખજાનો પોતાના રાજાને ભેટ કરી દીધો, ને કેદ પકડાયેલ સ્ત્રી પુરૂષોને પણ ત્યાં હાજર કર્યા.

તે સર્વને ત્યાંના શાહી રાજાએ પોતાના શહેરમાં રહેવાને છુટા મુકી દીધાં, એમને પસંદ પડે તેવી રીતે આજીવિકા ચલાવવાની પરવાનગી આપી. ધંધો કરવા માટે દ્રવ્યની મદદની પણ ગોઠવણુ કરી. પોતાના દેશમાંથી બહાર ન ભાગી જાય તેટલાજ પુરતી એમની ઉપર દેખરેખ રાખી. બાકી બીજી કોઇપણ રીતે એમની મરજી વિરૂદ્ધ એમને હેરાન કરવામાં આવ્યાં નહી.

જાવડશાહના પરાક્રમની મ્લેચ્છ સરદારે શાહી રાજા આગળ તારીફ કરવાથી તેમજ શાહી રાજાને પણ એ તેજસ્વી ને પરાક્રમી પુરૂષ લાગવાથી એની મરજી મુજબ એને વ્યવસ્થા કરી આપી. એને એની સ્વતંત્રતા સંપૂર્ણપણે પાછી આપી દીધી હોવાથી ત્યાં પણ જાવડશાહે વ્યાપાર શરૂ કર્યો. મોટા મોટા વ્યાપાર કરવાથી ત્યાં રહી એમણે ઘણું દ્રવ્ય મેળવ્યું. પોતાની જ્ઞાતિને તેમણે ત્યાં ધીમે ધીમે એકત્ર કરી. પોતાનો ધર્મ સારી રીતે પાળી શકે તેવી સગવડ માટે એક મોટું જિનમંદિર પણ ત્યાં બંધાવ્યું.

જાવડશાહ પોતાની મધુમતીની માફક આ મ્લેચ્છના નગરમાં પણ પોતાની જ્ઞાતિને ઉત્તેજન આપતા સુખમાં પોતાનો કાળ નિર્ગમન કરતા હતા. પોતાની હોંશીયારી અને પરાક્રમથી એમણે શાહી રાજાને પણ આંજી નાખ્યો હતો. વ્યાપારમાં પડેલ છતાં શાહી રાજાની કચેરીમાં પણ વખતો

વખત જતા હતા. શાહી રાજાના પરાક્રમી સરદારોમાં એમણે પણ સ્થાન મેળવ્યું હતું. ઝવેરાતની, અશ્વોની તેમજ બીજી વ્યાપારી પરિક્ષાથી શાહી રાજાનું મન રંજન કરી દીધું હતું.

પોતાના દેશની પ્રજા બાહુયુદ્ધ અને શારીરીક બળમાં શ્રેષ્ઠ થાય તે માટે ત્યાં મ્લેચ્છનગરમાં યુદ્ધની અનેક પ્રકારની તાલીમ અપાતી હતી, મલ્લયુદ્ધ, નિશાનબાજી, તલવારનાપટ્ટા, લાઠી વગેરેથી અનેક પ્રકારથી પરીક્ષા વર્ષમાં એકાદ વાર લેવાતી હતી. તેને માટે શાહની હાજરી નીચે મોટો મેળાવડો થતો હતો. એ સભામાં શૂરવીરોની અનેક પ્રકારે કસોટી થતી. પરીક્ષામાં ઉત્તીર્ણ થનારને ઇનામની નવાજેશ કરવામાં આવતી હતી.

સૌરાષ્ટ્રમંડળની જીત પછી એવો એક ઉત્સવ શાહે આડંબરથી ઉજવ્યો. શાહે મોટા મોટા સરદારો યોદ્ધાઓ અને પહેલવાનોને હાજર રહેવા ફરમાવ્યું. જાવડશાહને પણ હાજર રહેવા ફરમાવ્યું. બાહુયુદ્ધમાં, નિશાનબાજી તાકવામાં, તલવારના પટ્ટાથી એક બીજાની નેમ ચુકાવવામાં, વગેરેથી અનેક પ્રકારે પરીક્ષા કરવામાં આવતી હતી.

એ બધીય પરીક્ષામાં એક સર્વશ્રેષ્ઠ પહેલવાને સર્વને જીતી લીધા, એની સામે થવાની કોઇની પણ હિંમત ચાલી નહી, નિશાનબાજી કે બાહુયુદ્ધમાં એ પ્રવિણ અને એક્કો

માલૂમ પડ્યો. સર્વેની સાથેના યુદ્ધની પરીક્ષામાં એનો વિજય થવાથી શાહે મોટું ઈનામ એને માટે જાહેર કર્યું.

"નામવર! આપની આજ્ઞા હોય તો હું એમની સાથે હરીફાઇમાં ઉતરી મારી શક્તિની તુલના કરૂં." જાવડશાહે મળેલી આવી અપૂર્વ તકનો સદુપયોગ કર્યો. પોતાનામાં પણ કંઇક છે એવું બતાવવાનો વખત પાછો ફરી કયારે આવશે. હજારો મ્લેચ્છોની મધ્યમાં પોતે એકાકી ઘેરાઈ ગયેલો તે પોતાનું બળ શી રીતે બતાવી શકે, એ અનેક શસ્ત્રધારી યોદ્ધાઓની મધ્યમાં ગમે તેવો બળવાન પણ શું કરે? સમયને ઓળખીને આધિન થવું અગરતો શક્તિ બતાવી મૃત્યુને ભેટવું એ સિવાય એને માટે બીજો રસ્તો શું હોય?

સમયને ઓળખીને જાવડશાહે પણ શસ્ત્ર છોડી આધિનતા સ્વીકારી હતી, સમયને ઓળખીને ચાલવું એ બુદ્ધિનું લક્ષણ છે. પોતે કોઇ ચક્રવર્તી કે વાસુદેવ અથવા તો એવો અતિરથી કે મહારથી પુરૂષ નથી કે જે શસ્ત્રધારી હજારો સુભટોને એકલો મારી જીતી શકે. ગમે તેવો બળવાન તોય તે એક મનુષ્ય હતો, જેથી સમયને ઓળખવો પડ્યો હતો; પણ પોતાનામાં કંઇક છે, એ શક્તિનો પરિચય કરાવવાની આજની તકનો તેણે બરાબર ઉપયોગ કર્યો હતો.

શાહે એને તરતજ રજા આપી. "ઘણીજ ખુશીથી

શેઠ ! પણ સંભાળજો, તમે વ્યાપાર કરનારા ને આતો લડવૈયો ! વિચારીને ડગલું ભરજો. "

" ઘણીજ ખુશીથી નામવર ! આપની એ કૃપા હું આભાર સાથે સ્વીકારૂં છું. " એમ બોલતાંની સાથે ઉભો થઇ એણે કપડાં કાઢી નાખી એક ચડ્ડી અને શરીર સાથે મજબુત બરાબર બંધ બેસતું બાંડીયું રાખી પોતાની હમેશની ટેવ પ્રમાણે એક છલાંગ સાથે પોતાની જગ્યાએથી એ પહેલવાનની સમક્ષ કુદી પડ્યો.

એની આ રીતભાત જોઇ બધા દિંગ થઈ ગયા, શાહીરાજાને મોટા મોટા મ્લેચ્છ સરદારો, શૂરવીરો અને યોદ્ધાઓ તાજુબીથી જોઈ રહ્યા. એને જીતનારો સરદાર પણ જો કે સામાન્ય એના બળને જાણતો હતો છતાં આજના બનાવથી તે પણ તાજુબ થયો. બધાય આવા જબર પહેલવાન સાથેના યુદ્ધનું પરિણામ જાણવાને ઇન્તેજાર થયા.

બન્ને પહેલવાનોએ આંખો મીલાવી, બન્નેએ એક બીજાને નીરખી લીધા. પોત પોતાની શક્તિ પ્રમાણે એક બીજાએ અન્યો અન્યનું બળ પ્રમાણ નક્કી કરી લીધું. નિશાન તાકવાનો સામાન્ય પ્રયોગ અજમાવ્યો તેમાં પહેલવાન કરતાં જાવડશાહના નિશાને સારૂ કામ કર્યું. પહેલવાન જરા ઝાંખો થયો, મનમાં એને જરા ગ્લાનિ પેદા થઈ.

મલ્લયુદ્ધની હરીફાઇ ચાલી. બન્ને એક બીજાને સપ-

ડાવી એક બીજાની યુક્તિ નાબુદ કરવાની યુક્તિ અજમાવવા લાગ્યા. શાહનો પહેલવાન કંસના ચાણુર કે મુષ્ટિકમલ્લ જેવો અલમસ્ત અને જંગે બહાદૂર હતો, ત્યારે જાવડ જો કે પ્રતાપી અને શરીરે રૂષ્ટ પુષ્ઠ છતાં પહેલવાનથી કમ શરીર વાળો હતો. બન્નેનું યુદ્ધ ચાલ્યું. બધાય આતુરતાથી એ યુદ્ધ નીરખવા લાગ્યા. વિજય કોણ ભાગ્યવંતને મળે છે એની રાહ જોવા લાગ્યા.

પહેલવાને એકદમ દાવ મળતાં જાવડશાહને કમરમાંથી પકડ્યા. ઉંચા કરી નીચે પટકવા જાય છે ત્યાં તો પોતાના બન્ને હાથો પહેલવાનના ગળે દબાવી દીધા, ને પોતાનું મસ્તક એ વજ્ર સમાન છાતી ઉપર જોરથી અફાળ્યું. પહેલવાનને તમર આવ્યા ને હાથ ઢીલા થતાં જાવડશાહ છુટા થયા ને પહેલવાનને પકડી તરતજ જમીન ઉપર અફાળ્યો.

એકવાર જમીન ઉપર પડવાથી પહેલવાન હાર કબુલ કરે તેમ નહોતું, જેથી એ મજબુત શરીરનાં હાડ જરા ઢીલાં થાય તોજ યુદ્ધની પુર્ણાહૂતી થાય તેમ હોવાથી ફરી પાછા એક બીજા એક બીજાને જમીન ઉપર નાખતા યુદ્ધ કરવા લાગ્યા. તે દરમીયાન લાગ મેળવી જાવડશાહે પહેલવાનને કમરમાંથી પકડી તરતજ દડાની માફક જોરથી આકાશમાં ઉછાળ્યો. પહેલવાનને આકાશમાં ઉછાળેલા બધા તાજુબીથી જોઈ રહ્યા, બધાને લાગ્યું કે પહેલવાન નીચે પડતાંજ હવે પૂરો થઇ જશે. બસ ખેલ ખલાસ થઈ ગયો હતો.

બચાની તાજુબી વચ્ચે પહેલવાન જેવો જમીન ઉપર આવ્યો કે એમને જમીન ઉપર પડતાંજ જાવડશાહે અધરથી જ પોતાના બે મજબુત હાથોએ ઝીલી લીધો. આકાશની ઠંડી હવા ખાવાથી પહેલવાન હવે નરમ થયો ને હાર કબુલી લીધી. જાવડે એને જમીન ઉપર ન પડવા દેતા આડા હાથ રાખી ઝીલ્યો એથી એમની બહુ તારીફ થઇ. ખુદ શાહે પણ જાવડશાહનાં વખાણ કર્યા, પહેલવાને પણ પોતાને ઝીલી ને બચાવી લીધો તેથી આભાર માન્યો. શાહે જાવડશાહને ઇનામ ઉપરાંત મોટી ભેટ આપીને કાંઇક માગવાને કહ્યું. આખીય સભામાં, એ પરદેશીઓની–શૂરવીરોની સભામાં એ વીરનરની અપૂર્વ તારીફ થઇ.

વચનના બદલામાં જાવડશાહે પોતાના પરિવાર સાથે પોતાને વતન જવાની માગણી કરી પણ શાહે જણાવ્યું, " જો કે મારા વચનથી તમારે વતન તમે જઇ શકો છો છતાં તમે તમારી મરજી પ્રમાણે અહીંયાં સ્વતંત્રતાથી રહો. તમારાજેવા પરાક્રમીઓથીજ અમારી કીર્તિ છે. શાહી મહેલમાં મારા બંધુ સમાન ગણી તમારી મર્યાદા હું સાચવીશ, હાલમાં તમે અહીયાં રહો, સમય આવે તમે તમારે વતન જજો હું ખુશીથી રજા આપીશ. " શાહની મરજીથી જાવડશાહ પોતાના વતનની માફક ત્યાં રહ્યા. ધર્મ અર્થ કામ અને મોક્ષને નિરંતર પણે આરાધન કરતા પોતાનો સમય વ્યતિત કરવા લાગ્યા. મ્લેચ્છોના શહેરમાં પણ એ મોટા મોટા સરદારોનેય માનવા યોગ્ય થયા તો બીજાની તે વાતજ શું ?

# પ્રકરણ ૨૫ મું

## શત્રુંજયના ઉદ્ધારો.

" દેશ કે વિદેશમાં નર, ધર્મમાં જે નેક છે,
આ લોક કે પરલોકમાં નર, એજ જગમાં એક છે;
જગતને ઠગવાને માટે, ધર્મનો દંભ કરવાથી શું,
લક્ષ્મીની લાલસાને માટે, ધર્મનો ડોળ કરવાથી શું. "

આપણી વાર્તાની શરૂઆત પછી આજ સુધીમાં અર્ધ સદી ઉપરાંત સમય પસાર થઈ ગયો હતો. એ વિક્રમાદિત્ય કે ભાવડશાહ આજે આ દુનિયામાં નહોતા, સોમચંદ કે સુરચંદ એક પછી એક કાળના હવાલામાં સોંપાઈ ગયા હતા. આજે તો વિક્રમની પહેલી સદી પણ પૂર્ણ થઈ ગઈ હતી ને બીજી સદીની શરૂઆત થઈ ગઈ હતી. આજનો સમય આવો સારો હોવા છતાં એવા સારા સમયમાં એક વાતની મહાન્ ખામી જણાતી હતી. આજ કેટલાક વર્ષોથી શત્રુંજય જેવા મહાન તીર્થ ઉપર કોઈ યાત્રાળુ જઈ શકતું નહોતું અસુરપ્રવૃત્તિનું બળ એટલું બધુ વધી ગયેલું કે સાહસ કરીને કોઈ યાત્રાળુ ત્યાં જવાની હિંમત કરે તો ત્યાં જતાં પહેલાંજ

અધવચથીજ તે સ્વર્ગ તરફ રવાને થઈ જતો હતો. આવો અસુરોનો ત્રાસ હતો. વીર સંવત ૫૨૫ માં એટલે વિક્રમ સંવત ૫૫ માં શત્રુંજય તીર્થનો ઉચ્છેદ થઈ ગયો હતો.

સિદ્ધસેન દિવાકરસૂરી વિક્રમ સંવત ૩૦ લગભગમાં સ્વર્ગગામી થયા તે પછી વિક્રમ પણ એમના માર્ગે ગયા ને થોડા વર્ષો વીત્યા બાદ શત્રુંજય તીર્થ સંવત ૫૫ માં ઉચ્છેદ થઈ ગયું. એની એ સ્થિતિમાં એ આખોય સૈકો પસાર થઈ ગયો. શત્રુંજયનો અધિષ્ટાયક કપર્દીયક્ષ પણ પોતાના સાગરીતો સાથે મહામિથ્યાત્વ વૃત્તિવાળો થઈ ગયો હતો. તે તીર્થંકરની પ્રતિમાઓની પણ અનેક રીતે આશાતનાઓ કરતો હતો. એની એ દેવશક્તિ આગળ મનુષ્ય શક્તિનું બળ ક્યાં સુધી ટકી શકે વારૂ!—

એ સમયમાં મ્લેચ્છોના પણ ભારત વર્ષ ઉપર હુમલા હોવા છતાં મુનિમહારાજાઓ દરેક સ્થળે વિહાર કરી શક્તા હતા. આર્ય કે અનાર્ય દરેક દેશમાં સાધુઓનો વિહાર હોવાથી સંભવ છે કે જૈન ધર્મ સર્વત્ર પ્રગતિ કરી રહ્યો હતો. સાધુઓ વિહાર કરતા કરતા ઉત્તર હિંદુસ્થાનમાં ને તેથીય આગળ વધીને અરબસ્તાનને અફગાનિસ્તાન તેમજ ઈરાન વગેરે દેશોમાં ઉપદેશ આપતા પોતાનું સંયમ પાળી શકતા હતા.

વિક્રમની બીજી સદીની શરૂઆતમાં કેટલાક સાધુઓ

એવી રીતે વિહાર કરતા કરતા એ મ્લેચ્છનગરમાં આવી પહોંચ્યા. જ્યાં જાવડશાહે પોતાના જ્ઞાતિજનોને ઉન્નતિએ પહોંચાડ્યા હતા. જૈન મંદિર કરાવી ધર્મની ધ્વજા મ્લેચ્છ નગરમાં પણ ફરકાવી હતી. ત્યાંના શ્રાવકો ધર્મજીજ્ઞાસુ હોવાથી ત્યાં મહારાજ નિત્ય વ્યાખ્યાન સંભળાવતા હતા, અનેક ભવી સ્રી પુરૂષો એનો લાભ લેતા હતાં. જાવડશાહ અને સુશીલા શેઠાણી પણ એ જિનવાણીનું મધુરતાથી પાન કરી રહ્યા હતાં. કેટલાક દિવસ ગુરૂસમાગમના લાભમાં વહી ગયા. એ વ્યાખ્યાનમાં ત્યાંની મ્લેચ્છ પ્રજા પણ આવવા લાગી. ધર્મના હિતકારી વચનોમાં તેમને પણ આનંદ પડવા લાગ્યો, એ નીતિનાં સૂત્રો તેમણે પણ ગ્રહણ કરવા માંડ્યા. ક્રમે ક્રમે સરદારો અને શ્રીમંતો પણ એનો લાભ લેવા લાગ્યા.

ભાવીભાવે એક દિવસે શત્રુંજયનો પ્રસંગ ચાલ્યો. એ શત્રુંજયના ઉદ્ધારોનું વર્ણન ચાલ્યું. પહેલો ઉદ્ધાર રૂષભદેવના સમયમાં એમના પુત્ર ભરતચક્રવર્ત્તીએ કર્યો. ભરત મહારાજ સંઘ લઇને શત્રુંજયની તળેટીએ આવી પડાવ નાંખ્યો.

ભરત મહારાજે શત્રુંજયની તળાટી આગળ એક નગર વસાવી આણંદપુર નામ પાડ્યું. અને ત્યાંથી શત્રુંજય ઉપર ચઢ્યા. રાયણ વૃક્ષને હર્ષથી પ્રદક્ષિણા કરી,

તેની નીચે રહેલી મણીમય મંડળ ઉપર ભગવાનની પા
કાને નમસ્કાર કર્યો, મોટી ભક્તિ વડે તેમની પૂજા કર
ભરત મહારાજે જિનેશ્વરનો પ્રાસાદ રચવાને વર્દ્ધકી રત્ન
આજ્ઞા કરી જેથી ત્રૈલોક્યવિભ્રમ નામે પ્રાસાદ તૈયાર થ
તે પ્રાસાદ એક કોશ ઉંચો, બે કોશ લાંબો, અને એ
હજાર ધનુષ્ય પહોળો હતો. મણીમય એ પ્રાસાદમાં રૂષ
પ્રભુની ચતુર્મુખવાળી રત્નમય મૂર્ત્તિ ઝળકી રહી હતી તે
બન્ને પડખે પુંડરીકજીની મૂર્ત્તિઓ ગોઠવી. તેમજ કાયો
ત્સર્ગે રહેલી પ્રભુની મૂર્ત્તિની બન્ને બાજુએ ખડ્ગ ખેંચી
રહેલી નમિવિનમિની મૂર્ત્તિ તૈયાર કરાવી. બીજા પ
અનેક પ્રાસાદ કરાવી નાભિરાજા, મરૂદેવી માતા તથ
પોતાના પૂર્વજોની મૂર્ત્તિઓ બેસાડી. તેમજ બીજા નવીન
મંદિરોમાં તેવીશ તીર્થંકરનાં બિંબ પોતપોતાના દેહમાનને
વર્ણ પ્રમાણે સ્થાપીત કર્યા. સુનાભ ગણધરના હાથે સૂરિ
મંત્રો પૂર્વક પ્રતિષ્ઠાવિધિ ભરત મહારાજે કરાવ્યો. મરૂદેવ
માતાથી આરંભી પુંડરીક ગણધર સુધી જે સિદ્ધ થયા
તેમનાં શરીર તો ક્ષીર સમુદ્રમાં દેવતાઓએ પધરાવ્યાં ને
તે પછીના મુનિઓ શત્રુંજય ઉપર મોક્ષે ગયા તેમના
શરીરની ઉત્તરક્રિયા માટે શત્રુંજયના મુખ્ય શિખરની નીચે
ફરતી બબે યોજન ભૂમિ છોડી દઈને સ્વર્ગ નામના ગિરિ
ઉપર અગ્નિસંસ્કારની વ્યવસ્થા કરીને ત્યાંથી તાલધ્વજ
શિખર ઉપર આવીને ભરત મહારાજાએ જેના હાથમાં

ખડ્ગ, ઢાલ, ત્રિશૂળ અને સર્પ રહેલાં છે એવા તાલધ્વજ નામે દેવને ત્યાં રક્ષક સ્થાપ્યો.

ભરત મહારાજા પછી ગિરનાર ઉપર આવ્યા ત્યાં ભાવી નેમિનાથનાં ત્રણ કલ્યાણક ત્રણ મોટા જિનપ્રાસાદ કરાવી નેમિનાથની પ્રતિમા સ્થાપન કરી. બીજા પણ ઉત્તમ પ્રાસાદો કરાવી રૂષભદેવ, નેમિનાથ વગેરે તીર્થંકરોની પ્રતિમા સ્થાપન કરાવી.

ગિરનારથી વાયવ્ય દિશા તરફ એક પર્વત આવેલો હતો તે સંબધી હકીક્ત ભરત મહારાજે શક્તિસિંહને પૂછવાથી શક્તિસિંહે કહ્યું, "એક કુમતિ બરટ નામનો વિદ્યાધર રાક્ષસી વિદ્યા સાધી તે પર્વત ઉપર રહેલો જેથી આ ગિરિ પણ બરડાના નામથી વિખ્યાત થયો છે. ભયંકર વિદ્યાથી તેમજ ભયંકર રાક્ષસોથી સેવાતો અને આકાશગામિની વિદ્યાથી આકાશમાં ગમન કરતો તે મારી આજ્ઞા પણ માનતો નથી."

શક્તિસિંહની વાણી સાંભળી ભરત મહારાજાએ સુષેણને મોકલી પકડી મંગાવ્યો. એ બરટ મ્લાન મુખવાળો ભરતની આજ્ઞાથી જિનેશ્વરનો સેવક થયો ને એ પર્વત ઉપર આદિનાથ અને નેમનાથના બે ભવ્ય પ્રાસાદો કરાવ્યા. પૂર્વ

દિશાએ પોતાની શક્તિથી એક નદી વહેતી કરી. ચક્રવર્તીએ પણ તે તીર્થના અધિષ્ઠાયક તરીકે ખરટનેજ સ્થાપન કર્યો.

ત્યાંથી આબુ ઉપર જઈ ત્યાં પણ ગુરૂની આજ્ઞાથી તીર્થંકરોના પ્રાસાદો કરાવ્યા. ત્યાંથી રાજગ્રહી તરફ ગયા. ત્યાં વૈભારગિરિ ઉપર મહાવીર પ્રભુનું ઉત્તમ મંદિર કરાવ્યું. એવી રીતે શત્રુંજય, રેવતાચલ, સમેતશિખર, આબુ અને વૈભારગિરિ ઉપર અર્હંતના પ્રાસાદોપૂર્વક પહેલો ઉદ્ધાર ભરત મહારાજે કરાવ્યો.

ભરત મહારાજા પછી તેમની આઠમી પાટે દંડવીર્ય રાજા ત્રિખંડ ભરતનો સ્વામી થયો તેમણે શત્રુંજયના સંઘનું સ્વામીપણું સ્વીકાર્યું ને શત્રુંજય આવ્યા. એ જીર્ણ થયેલા પ્રાસાદો એમણે નવેસરથી બંધાવ્યા. ત્યાંથી ગીરનાર આબુજી, વૈભારગિરિ, અષ્ટાપદ અને સમેતશિખર સર્વ ઠેકાણે સંઘ સહિત યાત્રા કરવા આવ્યા અને એ તીર્થોનો ઉદ્ધાર કર્યો. ભરત મહારાજનાં મોક્ષગમન પછી છ કોટી પૂર્વ ગયા પછી બીજો ઉદ્ધાર દંડવીર્યે કર્યો.

દંડવીર્ય રાજાના મોક્ષગમન પછી સો સાગરોપમ ગયાં ત્યારે ઈશાન દેવલોકના પતિ ઈશાનેંદ્રે મહાવિદેહ ક્ષેત્રમાં સિમંધર સ્વામીના ઉપદેશથી શત્રુંજય ઉપર દેવતાઓ સાથે આવી નવીન પ્રાસાદ કરાવ્યા ને શત્રુંજયનો ત્રીજો ઉદ્ધાર કરાવ્યો.

એકદા ચોથા દેવલોકના પતિ માહેંદ્રે પ્રભુના એ જીર્ણ પ્રાસાદો જોયા. પોતાની ભક્તિથી તેણે નવા પ્રાસાદો કરાવી ઉદ્ધાર કરાવ્યો. એવી રીતે તાલધ્વજ, ગીરનાર વગેરે બીજા શિખરો ઉપર પણ ચૈત્યનો ઉદ્ધાર કરાવ્યો. ઈશાનદેવેંદ્રના ઉદ્ધારને કોટી સાગરોપમ કાલ ગયા પછી શત્રુંજય ઉપર માહેંદ્રનો ચોથો ઉદ્ધાર થયો.

માહેંદ્રના ઉદ્ધાર પછી દશ કોટિ સાગરોપમ કાલ ગયા પછી બ્રહ્મદેવલોકના ઈંદ્રે પાંચમો ઉધ્ધાર કર્યો.

પાંચમા ઉધ્ધાર પછી એક લાખ કોટિ સાગરોપમ કાલ ગયે છતે ભવનપતિના ઈંદ્ર ચમરેંદ્રે શત્રુંજયનો છઠ્ઠો ઉધ્ધાર કર્યો.

સગરચક્રવર્તી થયા તેઓ સંઘપતિ થઈને શત્રુંજયગિરિ ઉપર આવ્યા. તેમણે સુવર્ણગુફામાં રત્નમય બિંબ પધરાવી સોના અને રૂપાનાં નવીન મંદિરો કરાવી સુવર્ણની પ્રતિમાઓ કરાવી. લગભગ અર્ધ ચતુર્થ આરો વીતે છતે શત્રુંજયનો સાતમો ઉધ્ધાર બીજા સગર ચક્રવર્ત્તીએ કર્યો. ત્યાંથી ગિરનાર આવતાં માર્ગમાં ચંદ્રપ્રભાસ તીર્થમાં સોમયશાએ ભરાવેલા ચંદ્રપ્રભુ તીર્થંકરને નમી ત્યાંથી ગીરનાર આવ્યા. પછી આબુ, અષ્ટાપદ, સમેતશિખર, વૈભારગિરિ વગેરે સ્થળે યાત્રા કરી શત્રુંજયના રક્ષણ માટે લવણસમુદ્રને પશ્ચિમ દરવાજેથી પ્રવેશ કરાવી પ્રભાસ આગળ થંભાવ્યો.

ચોથા અભિનંદન સ્વામી શત્રુંજય ઉપર આવ્યા, ત્યારે તેમની દેશના સાંભળી વ્યંતરેંદ્રે નવીન પ્રાસાદો તૈયાર કરાવી આઠમો ઉધ્ધાર કર્યો.

આઠમા ચંદ્રપ્રભુ કેવલજ્ઞાન મેલવી વિહાર કરતાં શત્રુંજયગિરિ ઉપર આવ્યા. તીર્થના મહિમાનું વર્ણન કરી ત્યાંથી ચંદ્રોદ્યાનમાં સગર ચક્રીએ લાવેલા સમુદ્રને તીરે સમવસર્યા. ત્યાં દેશનાને અંતે ચંદ્રયશાના પીતા ચંદ્રશેખરે દીક્ષા ગ્રહણ કરી ભગવાનના કાયોત્સર્ગના સ્થાને સમુદ્રના તટ ઉપર ધરણેંદ્ર ચંદ્રપ્રભુનો ચંદ્રકાંતમણિનો એક પ્રાસાદ તૈયાર કરાવ્યો. ચંદ્રશેખર વિહાર કરતા ચંદ્રપ્રભા નગરીએ આવ્યા. તેમને ચંદ્રયશા પાંચસો રાજાઓ સાથે વાંદવા આવ્યો તેમને ઉપદેશ આપતાં કહ્યું કે, “ચંદ્રપ્રભુ અહિંયા ચંદ્રોદ્યાનમાં રહેલા હોવાથી આ ઉત્તમતીર્થ ચંદ્રપ્રભાસ નામે પ્રખ્યાત થશે. સમુદ્રની ભરતી આવે તેવા જે ભાગમાં પ્રભુ કાયોત્સર્ગે રહ્યા હતા ત્યાં લવણ સમુદ્રના અધિષ્ઠાયકે ભક્તિથી સમુદ્રને રૂંધીને સ્થળરૂપી પૃથ્વી કરી દીધી ને તે ઠેકાણે ધરણેંદ્રે પ્રભુનો નિર્મળ પ્રાસાદ તૈયાર કરાવ્યો ને તીર્થ થયું. સમુદ્ર પણ ત્યારથી પવિત્ર થયો. પૂર્વે ૠષભદેવનાં પૌત્ર અને બાહુબલીના પુત્ર સોમયશા (ચંદ્રકીર્ત્તિ) એ પોતાના ભાવથી ચંદ્રોદ્યાનની પાસે ભાવી તીર્થંકર ચંદ્રપ્રભપ્રભુનો પ્રાસાદ કરાવી આ ચંદ્રપ્રભા નગરી વસાવી હતી ત્યારથી આ સ્થાન પવિત્ર થયું છે.

સગરચક્રીએ શત્રુંજયની રક્ષાને માટે લવણુસમુદ્રને આકર્ષ્યો હતો પણ તેને અહીં આગળજ અટકાવ્યો હતો. તેને આઠમા તીર્થંકરના સ્નાત્રજલ સાથે સ્પર્શ થવાથી અતિ પવિત્ર છે. વળી બ્રાહ્મી નદીને પણ બ્રહ્મેંદ્ર પ્રભુને સ્નાત્ર કરાવવાને માટે લાવેલા હતા.

જેથી ચંદ્રયશાએ સોમયશાના પ્રાસાદની નજીકમા પ્રાસાદ કરાવી ચંદ્રપ્રભપ્રભુની ચંદ્રકાંત મણિમય મૂર્ત્તિ ભરાવી. પછી ચંદ્રયશા સંઘવી થઇને શત્રુંજયે આવ્યા. ત્યાંના જીર્ણ પ્રાસાદો જોઇ ગુરૂવાણીથી આદરપૂર્વક ઉદ્ધાર કર્યો. પુંડરિક, રૈવત, આબુ, વગેરે સર્વનો તેમણે ઉદ્ધાર કર્યો. એવી રીતે ચંદ્રપ્રભુના સમયમાં ચંદ્રયશાએ શત્રુંજયનો નવમો ઉધ્ધાર કર્યો.

શાંતિનાથના પુત્ર ચક્રાયુધે જીનપ્રાસાદોનો જીર્ણોધ્ધાર કર્યો અને કેટલાક નવા પ્રાસાદો બનાવ્યા. શત્રુંજયનો દશમો ઉધ્ધાર ચક્રાયુધે કર્યો.

રામલક્ષ્મણના હાથે અગીયારમો ઉધ્ધાર શત્રુંજયનો થયો. કેટલાક જીર્ણપ્રાસાદોનો ઉધ્ધાર કરાવી કેટલાંક નવાં બંધાવ્યાં. સીતાએ ચંદ્રપ્રભાસ નગરમાં એક નવીન ચૈત્ય કરાવી ચંદ્રપ્રભપ્રભુની સ્થાપના ગુરૂ પાસે કરાવી. દશરથ રાજાએ ગીરનાર ઉપર જઇ નેમિનાથની પૂજા કરી તીર્થોધ્ધાર કર્યો. કૈકેયીપતિની સંમતિથી બરઠા નામના ગિરિ

ઉપર જઇ ભરત રાજાએ કરાવેલા નેમિનાથના ચૈત્યનો પુનરૂધ્ધાર કર્યો અને નેમિનાથની પુનઃ સ્થાપના કરી. લંકા નગરીમાં કૌશલ્યાએ ઋષભદેવનું ચૈત્ય કરાવ્યું. સુપ્રભાએ વલ્લભીનગરમાં મોટું ચૈત્ય કરાવી શાંતિનાથની પ્રતિષ્ટા કરાવી. કાંપિલ્યનગરમાં રામે આદિનાથનો પ્રાસાદ કરાવ્યો. દશરથરાજાના પુત્રો સાથેની મહાયાત્રામાં સર્વેએ પોતપોતાની ભકિત બતાવી. તે પછી રામલક્ષ્મણને બળદેવ અને વાસુદેવની સમૃદ્ધિ પ્રાપ્ત થઇ ત્યારે શત્રુંજયની યાત્રાએ જઇ અગીયારમો ઉદ્ધાર કર્યો.

પાંડવો રાજ્યપ્રાપ્તિ પછી શ્રી કૃષ્ણની સાથે યાત્રા કરવાને સિદ્ધગિરિએ આવ્યા. કાળના માહાત્મ્યથી ચૈત્યો જીર્ણ થયેલાં જોયાં જેથી ગિરનારનો ઉદ્ધાર વાસુદેવે કર્યો અને શત્રુંજય ઉપર આદિનાથનું ઉન્નત ચૈત્ય કરાવ્યું ને સુગંધિત દિવ્ય દ્રવ્યોથી શિલ્પીઓ પાસે પ્રભુનું બિંબ રચાવી વરદત્ત ગણધરને હસ્તે શુભ મુહુર્ત્તે પ્રતિષ્ટા કરાવી તીર્થનો ઉધ્ધાર કર્યો. તેમણે કાષ્ટના પ્રાસાદો કરાવ્યા હતા.

અષ્ટપ્રકારી પૂજા રચાવી ચૈત્ય ઉપર મહાધ્વજ ચઢાવ્યો. યાચકોને ઇચ્છા પ્રમાણે અવિશ્રાંત દાન દીધું ને પ્રભુની આરતી ઉતારી પુષ્કળ દાન આપ્યું.

એ પ્રમાણે શત્રુંજયનો ઉધ્ધાર કરી પાંડવોએ ચંદ્ર-

પ્રભાસ તીર્થે જઈ ચંદ્રપ્રભપ્રભુની પૂજા કરી. ત્યાંથી ગીરનાર ઉપર નેમિનાથની, આબુ ઉપર રૂષભદેવની મહાપૂજા કરતા વૈભારગિરિ ઉપર ગયા. ત્યાં ભાવી તીર્થંકર મહાવીર સ્વામીને પૂજી સમેતશિખર કૃષ્ણની સાથે ગયા. ત્યાં ચોવીશે તીર્થંકરોની દશત્રિક સહિત પૂજા કરવા વડે ઉપાસના કરી. એવી રીતે સંઘપતિનું કર્ત્તવ્ય કરી પુણ્યથી પવિત્ર એવા તેઓ દ્વારિકામાં આવ્યા. ત્યાં કૃષ્ણને મુકી સર્વ રાજાઓને વિદાય કરી પાંડવો પોતાના નગર હસ્તીનાપુરમાં આવ્યા.

છેવટે એ પાંડવો શત્રુંજય ઉપર વીશ ક્રોડ મુનિઓ સાથે મોક્ષને પામ્યા છે. એવી રીતે ચોથા આરામાં બાર મોટા ઉદ્ધારો થયા છે. તે સિવાય આ મહાતીર્થના અસંખ્ય નાના ઉદ્ધારો તો થયા છે તેમજ અહીયાં અસંખ્ય પ્રતિમાઓ અને અસંખ્ય ચૈત્યો થયેલા છે. મોટા મોટા ઉધ્ધારો કરનારા ભાગ્યવંત પુરૂષોજ હોય છે. પૂર્વના કોઈ શુભ રૂણાનુબંધે આવું મહાન્ ઉધ્ધારનું કાર્ય કરી ભવસાગરને સહેજે તે જીવો તરી જાય છે.

---

# પ્રકરણ ૨૬ મું

## એ જાવડશાહ હું કે બીજો.

" શત્રુંજય ગિરનાર, સોરઠના શણગાર એ;
ઉત્તમ તારણહાર, શિવ વરવાનું સ્થાન એ.
પાપી ખુની અધમને, તારનારો એ એક છે;
મોહમલ્લને જીતવાને, શત્રુંજય તે એક છે. "

પહેલા આરામાં એંશી યોજન, બીજા આરામાં સીત્તેર યોજન, ત્રીજા આરામાં સાઠ યોજન, ચોથા આરામાં પચ્ચાસ યોજન, પાંચમા આરામાં બાર યોજન, અને છઠ્ઠા આરામાં માત્ર સાત હાથનું પ્રમાણ શત્રુંજયગિરિનું છે. જુદા જુદા ૧૦૮ નામોથી એની સ્તુતી કરેલી છે. મુખ્યતાએ એનાં નામ ૨૧ પણ છે. શત્રુંજયને કૈલાસ પણ કહેવામાં આવે છે. તાલધ્વજ પણ શત્રુંજયના એક શિખરનું નામ છે. ચોથા આરામાં એનું પ્રમાણ પચ્ચાસ યોજન પ્રમાણે બતાવ્યું છે. એ ચોથા આરામાં મોટા મોટા બાર ઉધ્ધાર થઇ ગયા છે બાકી સુક્ષ્મ ઉધ્ધારો તો ગણી ન શકાય એટલા બધા છે.

ચોથા આરામાં બારમો ઉધ્ધાર પાંડવોએ કરેલો તે પછી અત્યાર સુધીમાં ઘણાય સંઘવીઓ સંઘ લઇને આવેલા, એમણે જીર્ણોધ્ધારો કરેલા તેમજ નવીન ચૈત્ય પણ કરાવેલાં.

ગિરનાર પર્વત ઉપર નેમિનાથના મોક્ષગમન પછી બે હજાર વર્ષ વીત્યાબાદ રત્ન નામનો શ્રેષ્ઠી, સૌરાષ્ટ્રદેશના કાંપિલ્યનગરનો રહેવાસી હતો તે સંઘ લઇને શત્રુંજય આવ્યો ત્યાં ભગવાનને નમી રૈવતાચલ પર્વતે આવ્યો, હર્ષથી નેમિનાથ પ્રભુને સ્નાત્ર કરાવતાં એ લેપ્યમય મૂર્ત્તિ મૃત્તિકાના પિંડ સ્વરૂપ થઇ ગઈ જેથી એણે અંબિકાનું ધ્યાન કરી તપ કરવો શરૂ કર્યો. પ્રસન્ન થયેલી અંબિકાએ બ્રહ્મેંદ્રે રચેલું નેમિનાથનું બિંબ આપ્યું. તે ત્યાં મોટું ચૈત્ય કરાવી તેમાં સ્થાપન કર્યું. તે બિંબ ત્યાં એકલાખ ત્રણ હજાર બસોને પચ્ચાસ વર્ષ સુધી પૂજાઇ અંતર્ધ્યાન થઇ જશે. એકાંત દુષમ કાળમાં સમુદ્રમાં રાખી દેવતાઓ તેની પૂજા કરશે.

પાંડવના ઉધ્ધાર પછી પાર્શ્વનાથના બંધુ હસ્તીસેન રાજા સંઘ લઈને શત્રુંજય ઉપર યાત્રા કરવાને આવ્યા. ત્યાં એમણે શિખરે શિખરે નવીન ચૈત્યો કરાવ્યાં, ને સંઘભક્તિ કરી. તે પછી પાંચમા આરામાં પણ સંપ્રતિરાજા વગેરે ઘણા સંઘવીઓ સંઘ લઈને સિદ્ધાચળે આવી નવીન ચૈત્યો પણ કરાવ્યા. છેલ્લાં સિદ્ધસેનદિવાકરસૂરિના ઉપદેશથી વિક્રમ રાજા પણ શત્રુંજય ઉપર સંઘવી થઇને આવેલા હતા. એમણે પૃથ્વીને અનૃણી કરી પોતાનો સંવત્સર ચલાવ્યો. આવો મહાન્ શત્રુંજય અત્યારે વિષમસ્થિતિમાં આવી પડ્યો છે. એના અધિષ્ઠાયકો હિંસા કરનારા થઈ ગયા, મદ્ય માંસના

લોલુપી થયા, ને સિદ્ધગિરિની આસપાસ પચાસ પચાસ યોજન પર્યંત બધી ભૂમિ ઉજ્જડ કરી નાખી. એ અસુરોએ આજે પર્વત ઉપર ઉત્પાત મચાવી મુક્યો છે. શાસનરક્ષક દેવતાઓ પણ આની કેમ જાણે ઉપેક્ષા કરી રહ્યા છે. અને જેથી ઉજ્જડ ગામમાં એરંડો માને હું ધણી એવી રીતે કપર્દીયક્ષ પાપમાં રક્ત બની પોતાના સાથીતો સાથે ભગવાનની પણ આશાતના કરી રહ્યો છે. કોઇને ત્યાં જવા દેતો નથી. જો કોઇ સાહસ કરીને ત્યાં જવાને પ્રયાણ કરે છે તો કપર્દીયક્ષ તેને મારી નાખે છે. ભગવાન પણ આજે તો અપૂજ્ય છે એવા બારીક અને વિકટ સમયમાં પાંચમા આરામાં શત્રુંજયનો તેરમો ઉધ્ધાર જાવડશાહ નામે પુરૂષના હાથથી થશે.

મ્લેચ્છનગરમાં એ પ્રમાણે શત્રુંજયના ઉધ્ધારોનું મુનિરાજ વર્ણન કરતા હતા તે દરમીયાન જાવડશાહ પોતાનું નામ સાંભળી ચમક્યા.

“ પ્રભો ! શું કહ્યું જાવડશાહના હાથે તેરમો ઉદ્ધાર થશે એમ આપે કહ્યું. ” જાવડશાહે ફરીને ખાતરી કરવાને પૂછ્યું.

“ હા ! ભગવાને કહ્યું છે કે જાવડશાહ નામે પુરૂષ શત્રુંજયનો તેરમો ઉધ્ધાર કરશે. ” મુનિરાજે ફરીને કહ્યું. જાવડશાહ વિચારમાં પડી ગયા.

" શું વિચારમાં પડી ગયા શેઠ ? તમને એમાં કાંઈ સંદેહ જણાય છે વારૂ ? "

" પ્રભુવાણીમાં સંદેહ નજ હોય, પણ માત્ર મને સહેજ એક પ્રશ્ન થાય છે. "

" શું પ્રશ્ન થાય છે ? "

" જાવડશાહને હાથે તેરમો ઉધ્ધાર થશે તો એ જાવડશાહ તે હું કે બીજો કોઇ થશે. " એ શ્રેષ્ઠીની વાણી સાંભળી મુનિરાજ વિચારમાં પડી ગયા.

" શું તમારૂં નામ જાવડશાહ છે ? " ગુરૂએ આશ્ચર્યતાથી પૂછયું.

" હા ! કૃપાનાથ ! "

ગુરૂમહારાજ વિવેકી હતા એમને વિચાર કરતાં જણાયું કે નક્કી આનાથીજ ઉધ્ધાર થશે. " જાવડશાહ ! નક્કી તમેજ શત્રુંજયનો ઉધ્ધાર કરનારા મહાપુરૂષ છો. શત્રુંજયની દારૂણ સ્થિતિનું મેં તમારી આગળ વર્ણન કર્યું છે એથીય ભયંકર શત્રુંજયની સ્થિતિ છે. વિક્રમ સંવત ૫૫ થી શત્રુંજયનો ઉચ્છેદ થઈ ગયો છે. યાત્રા પણ ત્યારથી બંધ પડી છે. શત્રુંજયનો રક્ષક પેલો કપર્દી અસુર આજે ખરેખરો અસુર બની ભક્ષક થઇ ગયો છે. તમે આવી વિષમ

સ્થિતિ છતાં એનો ઉધ્ધાર કરવાને સમર્થ થશો. પણ તે પહેલાં ભગવાન રૂષભદેવનું બિંબ મેળવવા પ્રયત્ન કરો.”

“એ બિંબ કોની પાસેથી મેળવવું પડશે,” જાવડશાહે પૂછ્યું.

“ચક્રેશ્વરી દેવી પાસેથી તમને બાહુબલીજીએ ભરાવેલું ભગવાન રૂષભદેવનું બિંબ મળશે, માટે દેવીની ભક્તિ કરી એમની પાસેથી માગી લો.”

વ્યાખ્યાનની પૂર્ણાહુતિ થતાં ગુરૂને નમી જાવડશાહ ઘેર આવ્યા. નાહી ધોઈ ભગવાનની પૂજા કરી બલિદાન વડે ક્ષુદ્ર દેવતાને સંતુષ્ટ કરી તપસ્યા કરવી શરૂ કરી ને મનસાં ચક્રેશ્વરીનું ધ્યાન કર્યું. એ તપસ્યા કરતાં એક મહિનો પસાર થયો. માસિક તપને અંતે ચક્રેશ્વરીએ પ્રગટ થઇને કહ્યું, “હે જાવડ! તક્ષશીલા નગરીએ જઈ ત્યાંના રાજા જગન્મલ્લની પાસે તે બિંબની માગણી કર. તેના બતાવવાથી ધર્મચક્રની આગળ પ્રભુના બિંબને તું જોઇશ. એ બિંબને મેળવી પ્રભુએ કહેલા તીર્થનો તમે ઉધ્ધાર કરો.”

તપનું પારણુ કર્યા પછી એણે શાહી રાજાની આગળ નજરાણું ધરી તક્ષશીલા જવાની રજા માગી. પોતાને કેવું કામ કરવાનું છે તે હકીકત રાજાને કહી બતાવી. રાજાએ રજા આપી તેમજ જોઇતી મદદને માટે પણ કહ્યું.

શાહીરાજાની જરૂરી મદદ લઈ જાવડશાહ સર્વ પરિવાર સાથે તક્ષશીલાનગરી આવ્યા ત્યાંના રાજા જગન્મલ્લ આગળ ભેટણું મુક્યું. રાજાએ સંતોષ પામી આવવાનું કારણ પૂછ્યું.

જાવડશાહે પ્રતિમા સંબંધી હકીકત કહી સંભળાવી, રાજાની મરજીથી જાવડશાહે ધર્મચક્ર આર્ગળ આવી પવિત્રપણે તેનું પૂજન કર્યું અને તપ આદર્યું. કેટલેક સમયે એ પુંડરીકજીવાળુ એક રૂપભદેવનું બિંબ અકસ્માત્ ત્યાં પ્રગટ થયું. માણસોને ભાગ્યથી શું પ્રાપ્ત નથી થતું ? અથવા તો તપથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે.

પંચામૃતથી પ્રભુના બિંબને પ્રક્ષાલન કરી પૂજા કરી રથમાં બેસારી પ્રભુને તક્ષશીલા નગરીમાં લઈ ગયો. રાજા પણ જાવડના ભાગ્યથી પ્રસન્ન થયો ને રાજાએ પૂર્ણપણે સહાય આપી.

પોતાના ગોત્રીઓની સાથે જાવડશાહ પ્રતિમાને લઇને શત્રુંજય તરફ ચાલ્યો. માર્ગમાં કંઇ પણ વિઘ્ન ન આવે તે માટે રોજ એકાસણાનું તપ કરવું શરૂ કર્યું.

માર્ગમાં અનેક જાતના વિઘ્ન આવ્યાં. સ્થાને સ્થાને ભુમિકંપ, મહાવાયુ, અગ્નિદાહ વગેરે ઉપદ્રવ થવા લાગ્યા. ભાગ્યોદયથી એવા અનેક ઉપસર્ગોને નિવારતા જાવડશાહે સૌરાષ્ટ્રમંડલમાં પ્રવેશ કર્યો.

જાવડશાહને જેમ માર્ગમાં અધમ અસુરો તરફથી વિઘ્નો ઉપસ્થિત થયાં તેવી રીતે જાવડશાહ શત્રુંજયનો ઉધ્ધાર કરવા જાય છે એ વાત પણ ધીરે ધીરે પ્રચલિત થતી ગઈ. સાથે રૂષભદેવની પુંડરીકજી સાથેની ભવ્યમુર્ત્તિ રથમાં બીરાજમાન હોવાથી સ્થાને સ્થાને લોકો દર્શન કરવાને આવવા લાગ્યા, માર્ગમાં લોકો અનેક પ્રકારે મહોત્સવ કરવા લાગ્યા. અનેક શ્રીમંત શાહુકારો જાવડશાહ આગળ ધનનો ઢગલો કરવા લાગ્યા. તીર્થના ઉધ્ધારમાં એ ખર્ચવાને વિનંતિ કરવા લાગ્યા. કેટલાક ભાવી ભક્તો શત્રુંજયનાં ને તીર્થઉધ્ધારનાં દર્શન કરવાને એમની સાથે થયા. આજ કંઇ વર્ષોથી શત્રુંજયનો ઉચ્છેદ થઈ ગયો હતો. તાળાં દેવાયાં હોવાથી તેમ જ કપર્દી અસુરનો જાલિમ જુલમ હોવાથી કોઈની ત્યાં જવાની તાકાદ નહોતી. આજ વર્ષોથી ભગવાન અપૂજ્ય હતા. ભાવિક ભક્તો શત્રુંજય જવાને કલ્પાંત કરી રહ્યા હતા. શત્રુંજયની યાત્રા બંધ પડ્યાને લગભગ અર્ધી સદી વહી ગઇ હતી; તે સમયમાં ભારતની જૈન પ્રજાના અવારનવાર શત્રુંજયના સંઘો નીકળતા હતા પણ પાછળથી અસુરોના ત્રાસથી એ સંઘો બંધ પડી ગયા હતા. સાહસ કરીને જનારા અસુરોના હાથનો શિકાર થયા હતા. અનેક ત્રાસ, અનેક જુલમો તેઓ વરસાવી રહ્યા હતા; જેથી તીર્થ જવાની કોઈની હિમત ચાલતી નહોતી.

અસુરશક્તિ આગળ માનવશક્તિ અલ્પ હોય છે જેથી એ અલ્પશક્તિ માનવનું શું ગજું? અનેક જૈન શ્રીપુરૂષો શાસનદેવની પ્રાર્થના કરી રહ્યા હતા, અનેક જૈનો અનેક પ્રકારનાં તપ તપી રહ્યા હતા, જેનામાં જે શક્તિ હતી તે શક્તિ શત્રુંજય તીર્થ પ્રગટ કરવાને અજમાવી રહ્યા હતા, નિરાધાર જૈન અબળાઓ એ તીર્થને સંભારતી હૃદયના દર્દથી રડી પડતી હતી. અનેક અનાથો શત્રુંજય માટે કલ્પાંત કરી રહ્યા હતા, ગરવો સોરઠ દેશ શત્રુંજયના દર્શન માટે તરફડી રહ્યો હતો. કચ્છ, ગુજરાત આદિ દેશો દૂરથી એનું સ્મરણ કરી એના દર્શન માટે સારા સમયની આતુરતાથી રાહ જોઇ રહ્યા હતા. તે સમજતા કે કોઇ ભાગ્યવંત પુરૂષને હાથે આ મહાભારત કાર્ય અવશ્ય નિર્માયું હશે, સદાય અસુરોનો વિજય હોતો નથી. જાલિમોનું જોર સદાય ન ચાલે.



# પ્રકરણ ૨૭ મું.

## વતનમાં.

જાવડશાહે સૌરાષ્ટ્ર મંડળમાં પ્રવેશ કર્યો. પોતે રૂષભદેવની પ્રતિમા રથમાં પધરાવી શત્રુંજય તરફ પધારે છે. આ સમાચાર સૌરાષ્ટ્રના ખુણે ખુણે ફરી વળ્યા. જો કે આજના જેમ તે સમયમાં તાર ટપાલ કે વાયરલેસનાં સાધન નહોતાં છતાંય મુસાફરીનો માર્ગ સતત વહેતો હોવાથી વાત બધેય ફેલાઇ ગઇ. મધુમતીના લોકના પણ જાણવામાં આવ્યું કે આપણા ઠાકોર પધારે છે ને અહીંથી શત્રુંજય તરફ જવાના છે. બધેય સ્થાનકે ખૂબ હર્ષના સમાચાર ફેલાઇ ગયા, ભક્તલોકો શત્રુંજયનો માર્ગ ખુલ્લો થવાનો સાંભળવાથી તેમના હર્ષની તે વાતજ શી ?

જાવડશાહના સામૈયા માટે ભારે તૈયારીઓ ચાલી રહી. મહાજનને તો બમણો લાભ હતો. એક તો એ મધુમતીનો ધણી હતો બીજી રીતે શત્રુંજયનો ઉદ્ધાર કરનાર મહાન્ ભાગ્યવંત હતો. માર્ગમાં ગામે ગામ એમનાં માન સન્માન થતાં ગયાં, ગામ તેમજ શહેર કે નગરવાસીઓ પોતાને ગામ થઇને એમને જવાનું આમંત્રણ કરતા એટલુંજ નહી પણ કંઇ છેટેથી એમને શહેરના નાગરીકો પોતાને ગામ તેડી જઇ એમની ભક્તિ કરતા ને પ્રભુની દૃષ્ટિથી ગામ કે

શહેરને પવિત્ર થએલું માનતા હતા. આવી કેટલીક વિનંતિ ને આગ્રહથી જાવડશાહનો માર્ગ લાંબો થઈ ગયો જેથી એમણે સીધે સ્તેજ જવાનું પસંદ કર્યું. માર્ગમાં પણ જ્યાં શહેર આવતું ત્યાં પણ જરૂર સિવાય વધારે રોકાતા નહી; લોકોના માન સન્માનને સ્વિકારતા જાવડશાહ મધુમતી તરફ આવ્યા, ત્યાં તો એમની સાથે ઘણું માણસ ભેગું થયું. હજારો માનવ સમુદાય એ શત્રુંજયનાં દર્શન કરવાને ઉલટ્યાં હતાં; વિઘ્નની શાંતિ માટે માર્ગમાં તપ કરતા જિનેશ્વરનું ધ્યાન કે સ્મરણ કરી વિઘ્નનો નાશ કરતા હતા.

સારીય આલમમાં શત્રુંજયનો માર્ગ ખુલ્લો થવાના સમાચાર ફેલાઈ રહ્યા હોવાથી અસંખ્ય ચક્ષુઓ શત્રુંજયના દર્શન કરવાને તલસી રહી હતી. ભક્તો હર્ષથી ગાંડા ગાંડા થઈ જવા લાગ્યા. એ શત્રુંજયના ઉદ્ધાર નહિ પણ ભક્તો સમજતા હતા કે આતો જાવડશાહ દરેકને માટે મોક્ષના દ્વાર ખુલ્લાં કરે છે. તીર્થનો નાશ કરનારા જુલ્મી અસુરોના બળને તોડી લોકોના આત્મકલ્યાણનો માર્ગ ખુલ્લો કરવો એના જેવી મોટા ભાગ્યની નિશાની બીજી શી હશે. લોકો જાવડશાહને પરમ તારક માનવા લાગ્યા, માનવસમુદાયમાં એને અધીક ભાગ્યવંત માનવા લાગ્યા. કુમારિકાઓ, તરૂણીઓ અને પ્રૌઢાઓ તેમજ વૃદ્ધાઓ અનેક પ્રકારે જાવડશાહને આશીષો આપવા લાગી; એમના માર્ગમાં વિઘ્નોનો

નાશ થાય અને અસુરોનો પરાજય થાય તે માટે સહાય કરવા શાસનદેવની પ્રાર્થના કરવા લાગી.

જો કે આજ સુધીમાં ઉદ્ધારો શત્રુંજય ઉપર ઘણા થઈ ગયા છે પણ આ ઉદ્ધાર તો અદ્‌ભુત હતો, લગભગ અર્ધી સદી જેટલા સમય પર્યંતથી તીર્થનો અસુરોએ ઉચ્છેદ કરી નાખ્યો હતો. એવા અસુરોના જાલીમ બળને તોડી તીર્થનો ઉદ્ધાર કરવાનો હતો. આ કામ કાંઇ જેવું તેવું નહોતું. અસુરોના બળને તોડવા સમર્થ પુરૂષની જરૂર હતી. જગતમાં ચમત્કાર વગર કોઇ ઓછુજ નમસ્કાર કરે છે. રાવણના બળને તોડવાને તો રામનીજ જરૂર હોય. શત્રુંજયનો નાશ કરનાર અસુરની શકિતનો નાશ કરવાને એવાજ બળવાન પુરૂષની અગત્યતા હતી અને તેને માટે જાવડશાહે તૈયારી કરી હતી. મનુષ્ય પ્રયત્ન અને દૈવ કૃપા!

અર્ધી સદીથી શત્રુંજયનો ઉચ્છેદ થયેલ હોવાથી એવાં મનુષ્યો ઘણાંય હતાં કે જે સમર્થ છતાં શત્રુંજયની યાત્રા કરવાને શકિતવાન નહોતાં. કોઈકજ એવા મનુષ્યો હતા કે જેમણે દાદાનાં દર્શન કર્યાં હોય, શત્રુંજયને વધાવ્યો હોય. શત્રુંજયનો દેદાર નીરખી પોતાના આત્માને ભાગ્યશાલી માન્યો હોય, એવા ભાગ્યશાલી નર તે કવચિતજ હતા ને તેય જીર્ણ થયેલાને, વૃધ્ધાવસ્થાને આરે પહોચેલા ને ફરી આ શત્રુંજયના દર્શનની આશા આ જન્મારે કરવાની નેવે મુકેલી, કેટલાક તો મનુષ્યજન્મમાં આવી શત્રુંજયનાં દર્શન કર્યા વગર

પરજન્મમાં ચાલી ગયેલા, સાધુ મહારાજો વ્યાખ્યાનમાં શત્રુંજયનું માહાત્મ્ય કહે એનાં ઉધ્ધારનું વર્ણન કરે, અથવા તો ઘેર બેઠાં બેઠાં એનું સ્મરણ કરે, શત્રુંજયનો કલ્પ યાદ કરે કે પ્રતિ દિવસ શત્રુંજય સન્મુખ દિશાએ બેસીને ભાવીક ભક્તજન શત્રુંજયનું ચૈત્યવંદન કરે, ને મનમાં સંતોષ માને.

શત્રુંજય બંધ થતાં પહેલી સદીનાં ઉત્તરાર્ધમાં શત્રુંજયની આ સ્થિતિ હતી. તેના દર્શને ઉત્કંઠિત ભક્તોની પણ એ મુજબ પરિસ્થિતિ હતી. અત્યારે તો ચારેકોર નિરાશા હતી, એ નિરાશાય અંધકારમય હતી. પ્રકાશની આશા દૂર દૂર નજર ફેંકવા છતાં ક્યાંય દેખાતી નહોતી. મનુષ્યનો ત્રાસ હોત તો મનુષ્ય નિવારવાને સમર્થ થઈ શકે, રાજાનો ત્રાસ હોત તો રાજાના મૃત્યુ પછી પણ એનો અંત આવી શકે, ધર્મવિપ્લવ હોય તો કોઇ મહા વિદ્વાન વાદીઓ સાથે વાદ કરીને પણ પોતાનાં ધર્મમાં સ્થાપી શકે, પરન્તુ આતો ત્રાસ અસુરનો. જુલ્મ કરનારમાં એકે શક્તિની ઉણપ નહોતી, જળમાં સ્થળ કરે, અને સ્થળમાં જળ કરવાની, બધી પૃથ્વીને ડોલાયમાન કરી શકે એવો સર્વ શક્તિમાન હતો. બધા વિશ્વને જીતવાને સમર્થ હતો, એવા જાલીમ અસુરની સત્તા તળે દબાયેલા તીર્થને મનુષ્યની અલ્પશક્તિથી શી રીતે છોડવી શકાય.

મનુષ્યમાં કદાચ સર્વશક્તિમાન પુરૂષો હશે, પણ જ્યાં લગી કાળની સ્થિતિ બરાબર ન પાકી હોય ત્યાં લગી એ

બળવાનથી પણ શું થઇ શકે ? વજાસ્વામી જેવા સમર્થ યુગપ્રધાન પુરૂષના સામ્રાજ્ય કાલમાંજ શત્રુંજયનો ઉચ્છેદ થયો હતો ને એમની પાછળની વૃધ્ધાવસ્થામાં એમનીજ સહાયથી તીર્થોધ્ધાર થયો. એવા સમર્થ યુગપ્રધાન પુરૂષને પણ અનુકૂળ સમયની રાહ જોવી પડી છે. માણસ સર્વ શક્તિમાન હોય છતાં તથા પ્રકારના સાધનોને અભાવે તે શું કરી શકે ? કાર્યને અનુકૂળ જોઇતાં સાધનોનો અભાવ સમર્થ પુરૂષને પણ લાચાર બનાવી દે છે. એ સાધનો અમુક સમયેજ પ્રાપ્ત થવાનાં હોય તો તે સમય સુધી મને કે કમને ગમે તેવા પુરૂષને પણ રાહ જોવી પડે છે.

નિરાશામાં પણ અમર આશા છુપાયેલી હોય છે. અંધકાર પછી પણ પ્રકાશ જરૂર આવે છે તે મુજબ એવી નિરાશામાં જાવડશાહ પ્રતિમા લઇને શત્રુંજય તરફ જાય છે એ સમાચાર ચારેકોર ફેરી વળ્યાં, છતાંય એવા અસુરનો ત્રાસ જાવડશાહ કેવી રીતે નિવારશે તે માટે લોકોનાં મન સંશયગ્રસ્ત હતાં. કેટલાક આશાવાદીઓ શ્રધ્ધાથી જોનારા કહેતા કે જરૂર શાસનદેવ એને સહાય કરશે, સારા કામમાં જો કે સો વિઘ્નો તો આવે પણ કાર્યનો આરંભ કરનારા ડાહ્યા અને સુજ્ઞજન હોય તો કાર્યને પાર ઉતાર્યા સિવાય રહેતા નથી. તેવીજ રીતે આ કાર્ય પણ જાવડશાહ પાર ઉતારે એવી સમસ્ત જનની શાસનદેવ તરફ પ્રાર્થના હતી. શાસન દેવ પ્રાર્થના સ્વિકારે એટલે બસ ?

સૌરાષ્ટ્રમંડલમાં સીધે રસ્તે આવતા જાવડશાહ માણું એના મોટા સમુહ સાથે મધુમતી લગભગ આવી પહોંચ્યા. આખાયે સૌરાષ્ટ્રમંડલના લોકો-મહાજનવર્ગ એમનો સત્કાર કરવાને ભગવાનનાં-એ અદ્દભૂત પ્રતિમાનાં દર્શન કરવાને મધુમતી મંડલમાં આવી પહોંચ્યા. મધુમતીના લોકો પણ સામૈયું કરવાને તૈયાર થયેલા હતા, મોટી ધામધુમથી જાવડશાહનું એ પ્રતિમાનું-ભગવાનનું સામૈયું થયું. અનેક પ્રકારનાં વાજિત્રના નાદ થવા લાગ્યા, સ્ત્રીઓ મધુર કંઠે પ્રભુનાં ગીતો ગાવા લાગી, ભાટ ચારણો અનેક પ્રકારે ભગવાનની અને એ જાવડશાહની બિરૂદાવલી બોલવા લાગ્યા. મોટાઓનો આશ્રય લેવાથી નાનાઓ પણ મોટાઓની માફક પૂજ્ય છે. ભગવાનને લીધે ભગવાનના ભક્ત પણ જગતમાં પૂજાને પાત્ર બને છે એવી રીતે જાવડશાહ પણ ભગવાનને લીધે સર્વને સત્કારવા યોગ્ય થયા.

બે ગાઉ છેટેથી જાવડશાહનું સામૈયું થયું — લગભગ

. . . . . . . . . . . . . . . . . . . .

ભાલાની અણીઓમાં જાવડશાહ ઘેરાઇ ગયા તે વખતે તેમના પુત્ર જાજનાગની ઉમર પંદરેક વર્ષની હતી. આજે એમની સાથે પુત્ર પણ ભરયૌવન વયમાં મ્હાલી રહ્યો હતો. એ

યૌવનવંતા પુત્રની સાથે તેમજ પોતાના કુટુંબ, ગોત્રીય જનો અને બીજા અનેક સ્વામીભાઇઓ સાથે તે મધુમતીમાં પ્રવેશ કરતા હતા. એમના હર્ષનો કાંઇ પાર નહોતો.

એ સામૈયામાં સૌરાષ્ટ્રના શણગારરૂપ અનેક જુદા જુદા શહેરોનાં નામાંકિત પુરૂષો પ્રભુ દર્શને આવેલા હતા. પોત પોતાના મંડલ–શહેરમાં માન પામેલા, અગ્રગણ્ય અનેક શ્રીમંત પુરૂષો હતા, અનેક ગામ પરગામથી આવેલા ભાવિક ભક્તો સામૈયામાં દેખાતા હતા. એ મહાન્ ધામધુમ પૂર્વક સૌરાષ્ટ્રના અનેક શહેરના સદ્‌ગૃહસ્થોથી સત્કાર કરાતા અને સન્માનાતા જાવડશાહે પોતાના કુટુંબ પરિવાર સાથે શુભ મુહુર્તે મધુમતીમાં પ્રવેશ કર્યો. પોતાના નિવાસ સ્થાનમાં પધાર્યા. એ અત્યાર લગી શૂન્ય જણાતો રાજગઢ મનુષ્યોના ગર્જારવથી ગાજી ઉઠયો. માનવીઓના મહામેળાથી મધુમતી આનંદથી ઝળહળી ઉઠયું. એ રાજગઢમાં આવેલા અનેક મહેલો પૂર્વની માફક પાછા માણસોથી ઉભરાઇ ગયા. ભગવાનને પણ એક સુંદર જગાએ મ્હેમાન તરીકે સ્થાપન કર્યા, મુક્ત હાથે જાવડશાહે શ્રીફળ અને સાકરની લ્હાણી કરી. પોતાની સાથે આવેલા સ્વામીભાઇઓને માટે પણ ઉતારાની ગોઠવણ કરી એમના ખાનપાનની વ્યવસ્થા કરવા પોતાના માણસોને–સેવકોને હુકમ કર્યો. અનેક વિઘ્નોની પરાકાષ્ઠા તોડીને જાવડશાહ પરિવારસહિત મધુમતીમા આવ્યા.

જાવડશાહ દરબાર ભરીને બેઠા. બારબાર વર્ષે પોતાના સ્વામીને આવી રીતે પાછા ફરેલા જોઇ લોકોએ પોતપોતાની શક્તિમુજબ ભેટણાં ધર્યાં, સૌરાષ્ટ્રમંડળના નાગરીકોએ પણ એમની આગળ મોટાં ભેટણાં ધર્યાં. એવા હર્ષમાં એક પછી એક બીજા પણ નવીન હર્ષના સમાચાર મળ્યા, "સરકાર! ગામના પાદરે આપણા ગુરૂ વજ્રસ્વામી પધાર્યા છે!" એક સેવકે સમાચાર આપ્યા. એટલામાં સાગરના તટેથી દોડતો એક બીજો સેવક આવ્યો. પ્રભો! ચીન, મહાચીન આદિ દેશોમાં મોકલેલાં આપનાં અઢારે વહાણ બાર બાર વર્ષ વીત્યાબાદ આજે આપના ભાગ્યથી સુવર્ણથી ભરાઇને પાછાં આવ્યાં છે.

## પ્રકરણ ૨૮ મું

### વજ્રસ્વામી ગુરૂ.

પોતાના બન્ને સેવકોની વધામણીથી જાવડશાહ ખુબ ખુશી થયા. ભાગ્ય જ્યારે અનુકુળ થાય છે ત્યારે તે કાંઇ મુહુર્ત્તની રાહ જોતું નથી. જેવી રીતે સંસારમાં અકસ્માત આપત્તિઓ પ્રાણીઓને આવે છે તેવીજ રીતે સંપત્તિઓ પણ મનુષ્યોને ભાગ્ય યોગે આવી મળે છે. સકળ સભાની મધ્યમાં સેવકોએ આ સમાચાર આપ્યા, આથી સભાના

લોકો પણ દીંગ થઇ ગયા. શું જાવડશાહનું ભાગ્ય ! વતનમાં પગ મુકતાંજ બારબાર વર્ષે અઢારે વહાણ સુવર્ણથી ભરેલાં આજે પાછાં આવે છે. એ વહાણનો પત્તોય નહોતો, સમુદ્રમાં ગરક થઇ ગયેલાં કે એના વમળમાં સપડાયેલાં, એ આપત્તિમાંથી છુટી દ્વીપે દ્વીપે રખડતાં સુવર્ણદ્વીપે જઇ ચડ્યાં. કરીયાણાથી ભરેલાં મૂળ એ વહાણો, સાગરની ઘુમરીઓમાં સપડાઇ ગયાં, કેટલેક સમયે વાયુના સપાટામાંથી છુટ્યાં ને પવનની પ્રચંડ ગતિએ એને જ્યાં ત્યાં ભમાવ્યાં, આખરે સુવર્ણદ્વીપને કીનારે આવ્યાં અને આગ લાગવાથી કરીયાણું ખલાસ, પણ સુવર્ણદ્વીપમાંથી એ અઢારે વહાણો એક પ્રકારની (તેજંતુરી) થી ભરી પાછા ભરસાગરમાં ઝુકાવે છે ને તે મધુમતીનો કાંઠો નિહાળે છે એ પણ વિધિની વિચિત્રતાજને !

બધાય જ્યારે જાવડશાહના ભાગ્યનો વિચાર કરી રહ્યા હતા ત્યારે જાવડશાહ જુદાજ વિચારમાં હતા. એક સાથે બે વધામણી. એક તરફ ગુરૂનું આવાગમન અને બીજી તરફ લક્ષ્મીદેવીનું પ્રથમ કોનું સ્વાગત કરવું. આતો ભરત અને સગર ચક્રવર્તીની પેઠે થયું. એક તરફ ભગવાનને કેવલજ્ઞાન થયાની વધામણી બીજી તરફથી ચક્રરત્નની ઉત્પત્તિ, એ બેમાં પ્રથમ મહોત્સવ કોનો કરવો તે માટે ક્ષણભર વિચાર કરી વિવેકી ચક્રી ભગવાનના કેવલજ્ઞાનનો મહોત્સવ પ્રથમ કરી ચક્રની પૂજા કરે છે, કારણ કે ભગ-

વાન તો મોક્ષલક્ષ્મીને આપનારા છે ત્યારે ચક્રતો સંસારની વૃદ્ધિનું જ કારણ. જો કે મહાપુણ્યથી એની પ્રાપ્તિ થાય છે છતાંય સંસારને વધારનાર એ ચક્ર પોતાના ધરનારને સાતમી નરકે પણ મોકલે છે.

લક્ષ્મીને એવી રીતે સંસારવૃદ્ધિનું મૂળ સમજી વિવેકી જાવડશાહે પ્રથમ ગુરૂવંદનની તૈયારીનો નિશ્ચય કરી બધી સભાને ઉદ્દેશીને કહ્યું " લોકો ! આપણા સારા ભાગ્યેજ વજસ્વામીગુરૂ પધાર્યા છે. આપણા ધર્મસામ્રાજ્યમાં એ અત્યારે શાસનનાયક છે. દશપૂર્વી અને મહા સમર્થ એવા એ ગુરૂવરને કદાચ આપ પણ જાણતા હશો. આપણું પ્રથમ કર્ત્તવ્ય એ ગુરૂને વંદન કરીને ને ગુરૂમહોત્સવ કરીને આપણે બજાવીયે. ગુરૂનું આપણે સામૈયું કરીએ."

જાવડશાહની વાણીને, સર્વેએ અનુમોદન આપ્યું. જાવડશાહની માફક ઘણાયે ગુરૂનું નામ સાંભળેલું, એ સાથે એમનું સમર્થપણું પણ જાણમાં આવેલું. બધા એમનાં દર્શન માટે ઉત્કંઠિત થઇ ગયા. જાવડશાહ તરતજ મોટી ધામધૂમપૂર્વક ગુરૂની સામે ગયા, એ ગુરૂના સામૈયામાં શી ઊણપ હતી? પોતાના સામૈયા કરતાંય ગુરૂસ્વાગતનું સામૈયું અતિ અદ્‌ભૂત હતું. અનેક સમૃદ્ધિવંત નાગરિકો એમની સાથે હતા, વાજીંત્રના મધુરનાદ કર્ણને આનંદ આપી રહ્યા હતા, સૌભાગ્યવંતી લલનાઓ ગુરૂ-સ્વાગતની મધુ-

લીઓનો મીઠો સૂર વરસાવી રહી હતી. ભાટ ચારણો અનેક બિરૂદાવલી બોલી રહ્યા હતા. સુધર્માસ્વામીના કોણિકે કરેલા સામૈયા પેઠે અદ્‌ભૂત સામૈયાપૂર્વક જાવડ-શાહ આવીને ગુરૂને નમ્યા, વંદન કર્યું. સુવર્ણકમળ ઉપર બેઠેલા ગુરૂ વજ્રસ્વામીની આગળ બેઠા. એમની સાથે આ-વેલો સકલ પરિવાર પણ એમની પાછળ ત્યાં બેસી ગયો. ગુરૂએ ત્યાં થોડો સમય દેશના આપી, ત્યાંથી ગુરૂ પછી સામૈયાપૂર્વક ભગવાનને જુહારવા માટે મધુમતીમાં પધાર્યા. ભગવાનને જુહારી જાવડશાહે આપેલી પૌષધશાળામાં વજ્રસ્વામીએ નિવાસ કર્યો. ગુરૂ આગમનના હર્ષ નિમિત્તે શ્રીફળની પ્રભાવના થઇ.

જાવડશાહ એ પ્રમાણે ગુરૂનો મહોત્સવ કરી બાર વર્ષે આવેલાં પોતાનાં વહાણ જોવાને પોતાના પરિવાર સહિત સાગરના તટે ગયા. તેજંતુરીનાં ભરેલાં વહાણ એમણે તપાસી જોયાં, બરાબર એ શુદ્ધ તેજંતુરીથી ભરેલાં હતાં. લક્ષ્મીદેવીની પૂજા કરી એ અઢારે વહાણ પોતાના માણસો માર્ફતે ખાલી કરાવી તેજંતુરી પોતાના મકાનમાં મુકાવી.

વજ્રસ્વામીએ પણ દેશનામાં શત્રુંજયનું વર્ણન કરવા માંડ્યું. શ્રૂતજ્ઞાનથી વસ્તુસ્થિતિ જાણનારા વજ્રસ્વામીએ જા-વડશાહ આગળ શત્રુંજયનાં પ્રભાવનું વ્યાખ્યાન કરી તીર્થ-યાત્રા કરવા તેમને પ્રેરણા કરી. આ સિદ્ધાચલ તીર્થંકરોના

પવિત્ર ચરણકમલથી પવિત્ર થયેલ હોવાથી એ પુણ્યભૂમિ કહેવાય. એ ભૂમિ ઉપર અણુશણુ કરીને મોક્ષે જનારાઓનો કાંઈ પાર નથી. આ યુગની શરૂઆતમાં આદિનાથ ભગવાન કેવળજ્ઞાન મેળવ્યા પછી પૂર્વ નવાણુ વાર શત્રુંજયગિરિ ઉપર ચઢ્યા હતા, રાયણતળે એમનાંજ પગલાં સ્થાપન કરવામાં આવ્યા છે. એમણે શ્રી મુખે આ મહા તીર્થનું વર્ણન કર્યું છે. ઋષભદેવના મુખ્ય પુંડરીક ગણધર પંચક્રોડને પરીવારે અહીંયા અનશન કરી રહ્યા, અને એક માસને અંતે ચૈત્રીપુર્ણિમાને દિવસે પાંચક્રોડની સાથે સિધ્ધિપદને પામ્યા, ત્યારથી આ તીર્થની શરૂઆત થઇ છે. ભગવાન ફાગણ માસની શુકલ અષ્ટમીયે શત્રુંજય ઉપર આવ્યા હતા જેથી ફાગણ સુદી આઠમ પર્વ પ્રસિધ્ધ થયું. તેવીજ રીતે પાંચક્રોડની સાથે પુંડરીક ગણધર મોક્ષે જવાથી ચૈત્રીપુર્ણિમા પણ પર્વ થયું. એ બન્નેપર્વને વિશે આ તીર્થમાં આપેલું અલ્પ પણ દાન બહુ ફળને આપે છે.

ગઇ ઉત્સર્પિણિમાં સંપ્રતિનામે ચોવીશમા તીર્થંકર થયા હતા તેમને કદંબ નામે એક ગણધર હતા. કોટી મુનિઓની સાથે કદંબ ગણધર આ ગિરિ ઉપર મુક્તિ ગયા જેથી કદંબગિરિ નામ પ્રસિધ્ધ થયું. પુંડરીક ગણધર મોક્ષે જવાથી પર્વતનું અપર નામ પુંડરગિરિ કહેવાયું.

ભરત મહારાજ સંઘ સહિત પધાર્યા ત્યારે શત્રુંજયા

નદીને કાંઠે ચક્રવર્ત્તીની સેનાનો પડાવ હતો તેમાંના હાથી ઘોડા બળદ વગેરે રોગની પીડાથી મુક્ત થઇ સ્વર્ગે ગયા. અવિવેકી છતાં તીર્થના સ્પર્શથી એમનો સ્વર્ગવાસ થયો હોવાથી તે ગિરિ હસ્તગિરિના નામથી પ્રસિદ્ધ થયો, નમિ અને વિનમિ બે કરોડ મુનિવરોની સાથે ફાગણ સુદી દશમીને દિવસે મોક્ષ પામ્યા છે જેથી આ વિમલાચલ અધિક પવિત્ર છે. નમિવિદ્યાધરની ચર્ચી, કનકા વગેરે ચોસઠ પુત્રીઓ શત્રુંજયના એક શિખર ઉપર વ્રત ધારણ કરીને રહી, ત્યાંથી ચૈત્રમાસની કૃષ્ણ ચતુર્દશીએ મધ્યરાતે એક સાથે સ્વર્ગે ગઈ તેથી એ શિખર ચર્ચગિરિ નામથી પ્રસિદ્ધ થયું. ભગવાન ઋષભદેવ જ્યારે શત્રુંજય પધાર્યા ત્યારે તે ગિરિ મૂળમાં પચાસ યોજન પહોળો, શિખરે દસ યોજન પહોળો અને ઉંચાઇમાં આઠ યોજન પ્રમાણ હતો.

દ્રાવિડ અને વારિખિલ્લ દસક્રોડ મુનિઓની સાથે શત્રુંજય ઉપર કાર્ત્તિકપુર્ણિમાના દીવસે ચંદ્રકૃત્તિકા નક્ષત્રમાં આવતાં મોક્ષ પામ્યા ત્યારથી તે તિથિ પણ પર્વ તરીકે પ્રસિદ્ધ થઇ. અજીતનાથ ભગવાને શત્રુંજય ઉપર ચાતુર્માસ કરેલું તેમજ એક ક્રોડ બાવન લાખ પંચાવન હજાર સાતસે સિત્તોત્તેર સાધુઓ સાથે શાંતિનાથ ભગવાને પણ આ ગિરિ ઉપર ચાતુર્માસ કર્યુ હતું. અજીતનાથ સ્વામીનુ ચોમાસુ પૂર્ણ થયે કેટલાક મુનિઓ સાથે સુવ્રતાચાર્ય ગ્લાનિપણુ હોવા છતાં ચોખાના ધોવાણનું પાણીપાત્ર હાથમાં લઇને ધીમેધીમે

ચડતા શત્રુંજયના પ્રથમ શિખર પર આવ્યા. ત્યાં એ શિખરની સંધિમાં વિસામો લેવાને બેઠા. એવામાં કોઈ તૃષાતુર કાગડે આવી પાણીપાત્ર ઢોળી નાખ્યું. અતિશય તાપથી મુનિનું તાળવું સુકાઈ જતું હતું, જેથી તેમણે ક્રોધ લાવીને કહ્યું કે "હે કાકપક્ષી ! તારા આવા કૃત્યથી આ તીર્થમાં હવે તારી સંતતી આવશે નહિ અને મારા તપના પ્રભાવથી મુનિઓને કલ્પે એવું આશુક જળ સદા રહેજો." મુનિના આવા વચનથી કોલાહલ કરતાં કાગડાઓ ક્ષણમાં પર્વત છોડીને ચાલ્યા ગયા. ત્યારથી આ પર્વત ઉપર કાકપક્ષી આવતાં નથી. છતાં કદાચ કાકપક્ષી જો આ પર્વત ઉપર નજરે પડે તો વિઘ્નને નાશ કરવાને શાંતિકર્મ કરવું.

જ્યારે ભરત મહારાજ શત્રુંજયની યાત્રાએ પધાર્યા,

. . . . . . . . . . . . . . . . . . . . . . . .

નામે પ્રખ્યાત છે.

— બાહુબલીના એક હજાર આઠ પુત્રો (મુનિઓ) કેવળજ્ઞાન પામી મોક્ષ પામ્યા તે શિખર બાહુબલી નામે પ્રસિદ્ધ થયું.

બાહુબલીએ પણ ત્યાં રહી તપ કર્યું હતું. તાલધ્વજ પણ શત્રુંજયનું એક શિખર ગણાય છે. શત્રુંજયનાં એવી રીતે એકવીશ શિખરો વર્ણવેલાં છે. કચ્છ મહાકચ્છના વંશના તાપસો ચક્રાયુધના ઉપદેશથી બોધ પામી શત્રુંજય ઉપર આવ્યા તે એક શિખર ઉપર તપ કરતાં કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા તે શિખર તાપસગિરિના નામે પ્રસિદ્ધ થયું. રૂષભદેવના સમયમાં ગોમેધ નામે યક્ષ તીર્થનો અધિષ્ઠાયક હતો ને કપર્દીયક્ષ તો તે પછી સ્થાપન થયો છે, જ્યાં ત્રણ ક્રોડ સાથે રામ અને ભરત મોક્ષે ગયેલા છે અનંત તીર્થંકરો ત્યાં મોક્ષ પામેલા છે. અનેક ચક્રવર્તી, બળદેવ અને વાસુદેવો ત્યાં આવી ગયા છે. એકાણુલાખની સાથે નારદ મોક્ષે ગયેલા છે. વસુદેવની પાંત્રીસહજાર સ્ત્રીઓ, એકહજારની સાથે થાવચ્ચા પુત્ર મોક્ષ પામેલા છે. કૃષ્ણના શાંબપ્રદ્યુમ્ન *સાડા ત્રણ ક્રોડની સાથે મોક્ષ પામેલા છે. પોતાની બેનને ભોગવનાર ચંદ્રશેખર રાજાનો પણ એ ગિરિના આશ્રયથી ઉદ્ધાર થયો છે. અનેક પાપીઓ શત્રુંજયનો આશ્રય લઈને તરી જાય છે એવા આ મહાતીર્થનો હે જાવડશાહ ! આ વિષમ સમયમાં તું ઉદ્ધાર કર. સંઘ લઇને એ મહાતીર્થની યાત્રા કર અને આ ભવસાગર તરીજા, આવા સમયમાં તેરમો ઉધ્ધાર કરી મહાપુણ્યનું ફળ મેળવ.

---

*સાડા આઠ ક્રોડિ પણ કહ્યા છે.

તારી પછી બાહડમંત્રીનો ચૌદમો ઉધ્ધાર સંવત ૧૨૧૩ માં, સમરાશાહનો પંદરમો ઉધ્ધાર સંવત ૧૩૭૧ માં ને કર્માશાહનો સં. ૧૫૮૭ માં સોળમો ઉધ્ધાર થશે, અને સત્તરમો છેલ્લો ઉધ્ધાર દુઃપ્પસહસૂરિના સમયમાં વિમલવાહનરાજા કરશે. ગુરૂ ઉપદેશ આપતા હતા એ સમય દરમીયાન કોઈ દિવ્ય પુરૂષ દિશાઓને પ્રકાશીત કરતો, વિદ્યુતની જેમ આકાશને ચમકાવતો ને લોકોના ચિત્તને ક્ષોભ પમાડતો આકાશમાર્ગેથી કોઇ દેવપુરૂષ ત્યાં આવી વજ્રસ્વામીને નમ્યો, " ભગવાન ! મારૂં નામ કપર્દીયક્ષ, બધા વિશ્વનો સંહાર અને ઉદ્ધાર કરવાને સમર્થ અને સર્વ શક્તિમાન, લાખ યક્ષનો સ્વામી આજે આપની સેવામાં ઉપસ્થિત થયો છું. આપનાજ પ્રભાવથી આ ઋદ્ધિ પામ્યો છું તે સાંભળો !

---

# પ્રકરણ ૨૯ મું.

---

## કપર્દી યક્ષ.

લાગે જો સંગ સજ્જનનો, સુજનતા સહેજે આવે છે,
લાગે જો રંગ વ્યસનોનો, પલકમાં પ્રાણ જાવે છે;
પત્થર મુગટમાં બેસીને, ભલા ભલાને નમાવે છે,
સિંહ ચર્મ ઓઢીને, ગર્ધવ બધાને ડરાવે છે.

"વાહ મદ્ય તારી બલિહારી! મદિરાપાન એતો સ્વર્ગનું સુધાપાન! અરે પૂર્વે મોટા મોટા ઋષિઓ પણ એ સોમરસનું પાન કરતા હતા. મદ્યપાન એ કાંઈ આજનું ઓછું છે એ તો પહેલાના જમાનામાંથી ચાલ્યું આવેલું, એની મજા, એની લહેજત, એનો સ્વાદ જાણે અમૃત જ. એ ચીજ તો દેવને પણ દુર્લભ, યાદવો પણ એ મદિરાપાનમાં જ મસ્ત રહેતા.

"દુન્યામાં અચ્છી ચીજ યહ શરાબ હય
ઉન્કે સિવા કોઈ ચીજ બિલ્કુલ ખરાબ હય"

મગજ તર રહે છે, શરીરમાં અનેક પ્રકારે સ્ફુર્તિ આવે છે, તાકાદ આવે છે, ભગવાને પણ એને બનાવી પોતાની મોટી ફરજ બજાવી છે. જો જગત ઉપર માનવીઓના ખુશમિજાજ માટે મદિરા ભગવાને ન બનાવી હોત તો એ ભગવાનની કેવી ભયંકર ભૂલ ગણાત. માફ ન થઇ શકે એવી એ ભયંકર ભૂલ લેખાત. પણ ભગવાને મદિરા બનાવી ને મારા જેવા શોખીનોના જીવને ઠંડા કર્યા." એવી મદ્યપાનની તારીફ કરતો ને તેમાંજ મશગુલ ને અનેક રમણીયોથી વિંટાયેલ હું વિધવિધ ભોગોને ભોગવી રહ્યો હતો, હું એક રાજપુત્ર, તીર્થમાન નગરના ધણી સુકર્માનો એકનો એક પુત્ર, મારા પિતાને હું એકનો એક એટલે લાડકવાયો, મને પૂછનાર જગતમાં હવે કોણ હતું. બસ સુખ

ભોગવવું, આ મનુષ્ય લોકમાં જે જે મોજમજાહનાં સાધનો હોય તેનો ખુબ ખુશીથી ઉપયોગ કરી જીંદગીને ખ્હેલાવવી એજ મનુષ્ય જીવનનું ફલ હતું. એમાંથી મને બહાર કાઢવાને કોઈની તાકાદ નહોતી.

જગતમાં મનુષ્યને યુવાની એ એક એવી વસ્તુ છે કે એને સંભાળવી એ અતિ મુશીબત છે. એ યુવાની, મોજશોખ, ભોગવિલાસ અને એવી મોહકવસ્તુ તરફ સ્વાભાવિક આકર્ષાય છે. સંસારની એ લાલચભરી વસ્તુઓથી યુવાનીમાં મુક્ત રહેવું એ અતિ કઠીન વસ્તુ છે. એવી ભર યુવાવસ્થામાં લક્ષ્મી જો છુટથી વાપરવાને મળી હોય તો જોઇ લ્યો. લક્ષ્મીનો મદ યુવાવસ્થાને માનસિક વિકારોની તૃપ્તિને માટે જ્યાં ત્યાં ખેંચી જાય છે અને એમાંય ઠકુરાઈ મળી તો પછી પુછવું જ શું ! અને પાછો એ બધાંયને ઉત્તેજન આપનાર અવિવેક હોય પછી જુઓ એ પામર મનુષ્યની દશા !

યૌવન, ધનસંપત્તિ, ઠકુરાઈ અને અવિવેક એ એક એક વસ્તુ પણ અનર્થ કરનારી હોય છે તો એ ચારે વસ્તુઓ એકજ સ્થાનકે ભરાઇ ગઇ હોય તો પછી જોઈ લ્યો એની ઉદ્ધતાઇ. દૈવયોગે મારામાં એ ચારે વસ્તુનો નિવાસ હતો. એ ચારે વસ્તુથી હું મદોન્મત્ત થઇ ગયો હતો. મારા જેવામાં એ ચારે વસ્તુઓ ભરીને મારા જીવનને પાયમાલ કરવાની

શું વિધિનીએ ઓછી ભૂલ હતી. છતાંય એ ભૂલમાં હું રાજી ખુશીથી લપટાયેલો હતો. એ વિષયના સુખોમાં અને મદિરા-પાનમાં જતા કાળને પણ હું જાણતો નહતો.

એક દિવસ મારા પિતાએ મને કહ્યું, "કપર્દી ! હું વજ્રસ્વામી ગુરૂ પધાર્યા છે તેમને વાંદવા જાઉં છું, ચાલ! તારે આવવું હોય તો."

"તેમની પાસે જવાથી કાંઈ લાભ થાય કે નકામાજ પગ તોડતા જવું એટલુંજ?"

"લાભ કેમ નહિ. ગુરૂ તો ભગવાન જેવા, એમના દર્શનથી પાપનો નાશ થાય, એ આપણને ધર્મોપદેશ આપી સન્માર્ગ બતાવશે, સંસાર તરવાનો માર્ગ બતાવશે."

"ત્યારે એમાં આપણું કામ નહિ. મને તો મદ્યપાન ને મોજશોખમાંજ રમવા દ્યો."

મારાં આવાં વચન સાંભળી પિતા જરા નારાજ થયા, "અરે મુર્ખા ! એ મદ્યપાનમાંજ તું મરીશ એમ મને તો લાગે છે માટે એક વાર ગુરૂ પાસે ચાલ."

કંઈક શરમથી ને કંઈક પિતાના આગ્રહથી હું આપને વાંદવાને આવ્યો. આપનો ધર્મોપદેશ સાંભળ્યો. આપે મને મદ્યપાનથી થતા ગેરફાયદા જણાવ્યા.

"ભગવાન્ ! આપ મદિરાપાનને આવી રીતે અધમ

ગણો છો પણ એની લહેજ્જત તો કોઇ અદ્ભૂત છે. માણસે માણસ થવું હોય તો સુરાપાન કરવું, યાદવો જેવા પણ સુરાપાનમાં અહોનિશ મશગુલ રહેતા હતા તે આપે નથી સાંભળ્યું," મેં કહ્યું.

"યાદવો એના ભક્ત થયા તો એમાંજ એ ખુવાર થઇ ગયા એ શું તું નથી જાણતો. સૂરાપાન માણસની બુદ્ધિનો નાશ કરી એની જીંદગીનો અંત વ્હેલો આણે છે. વૃદ્ધાવસ્થા ઝટ આવે છે. મદ્યપાન સંસારમાં અનેક પાપકર્મ કરાવે છે. દુરાચાર તરફ માનવીને તે ખેંચી જાય છે. તું એનો ભક્ત થવાથી તને શું ફાયદો થયો તેજ જોને. વિષયોને આધિન થયો, ખાનપાનમાં મસ્ત થઇ જીહ્વેંદ્રિયનો લાલચુ થયો. એનાથી અનેક પ્રકારના લોકો ઉપર જુલ્મ કરવાનું મન થાય છે. નિરંતર એ પાપમાં રાચી તું પરભવને માટે શું કરવાનો છે ? તારા આત્માના હિત માટે શું કરીશ ? તું જાણે છે કે મૃત્યુ તો એક દિવસે અણુનોતર્યું આવનાર છે."

"મૃત્યુનું નામ સાંભળી હું ચમક્યો, "એ મૃત્યુ પછી શું ત્યારે," સ્વાભાવિક મારા મનમાં પ્રશ્ન થયો. એની પછી શું હોય ! પ્રકાશ પછી તો અંધારૂંજ ને, જીવનનો પ્રકાશ ખલાસ થતાં પાપ કરનારને તો અંધકારજ હોય.

"ભગવાન્ ! મને મદ્યપાનનાં પચ્ચખ્ખાણ કરાવો.

આજથી મદ્યપાન મારે હરામ છે શિવ નિર્માલ્ય છે." હું એકદમ પોકારી ઉઠ્યો.

આપે મને તરતજ મદિરાપાનનાં પચ્ચખ્ખાણ કરાવ્યાં. મેં પણ ત્યારથી મદ્યપાનનો ત્યાગ કરી દીધો, બીજી પણ આપે કેટલીક શિખામણ આપી ત્યાંથી વિહાર કરી ગયા.

પચ્ચખ્ખાણ કરાવીને આપ તો વિહાર કરી ગયા, એ પચ્ચખ્ખાણ પાળવામાં હું હમેશાં સાવધ રહેવા લાગ્યો. છતાંય પૂર્વના એ સ્વાદનું મને વારંવાર સ્મરણ થવા લાગ્યું. એ મદ્યપાન વગર બધું શૂન્ય જણાયું. જીવને બેચેની લાગવા માંડી, મારી આસપાસ રમણીમંડલ મને પ્રસન્ન કરવાને ખુબ પ્રયત્ન કરી રહ્યું હતું પણ મદ્યપાન વગર બધુંય મને નિરસ લાગવા માંડ્યું. એ સ્ત્રીઓ મને વારંવાર મદ્યના પ્યાલા ભરીને હાવભાવ કરતી પાવા લાગી, નયનો નચાવતી મધુરાં કટાક્ષ છોડતી મારા દિલને લોભાવવા લાગી. અનેક મીઠાં અને ચાટુ વચનોથી મને સંસારના રસમાં ઢોળી પાડ્યો. ભરસાગરમાં નાવડું ઝોકાં ખાય તેમ મારૂં મન પ્રતિજ્ઞાથી ડોલાયમાન થવા લાગ્યું. અરે! આવી પ્રતિજ્ઞા તે શે પળે. બાધા એટલે જાણે કાંઇ જ નહિ. એની જાણે કાંઈ કિંમત જ ન હોય, વળી પરભવ કોણ જાણે કોણે જોયો છે. હાથમાં આવેલી લ્હેજત છોડી દઇ પરભવ માટે વલખાં મારવાં તે તો પેલા ત્રિશંકુ જેવી સ્થિતિ થાય. સ્વર્ગ પણ ન મલ્યું ને

મૃત્યુ લોકની ગાદી પણ ગુમાવી. પરભવમાં કોણ જાણે શુંય મલશે ને આ ભવમાં પણ મળેલું ગુમાવવું એ તો મુર્ખાઈ છે. માટે ભાગ્યથી મળેલું શામાટે નહિં ભોગવવું.

આપની આપેલી બાધા હું પાળી શકયો નહિ, માનવ લોકની મોજમજાહમાં મુગ્ધ બની આપની શિખામણ હું ભૂલી ગયો. એ કામાંગનાઓના મોહમાં મુગ્ધ બની એમના કરકમલમાં રહેલા પ્યાલામાં ભરેલી મદિરાને અમૃત સમાન ગણી હોંશે હોંશે પાન કરવા લાગ્યો, એ મદિરાના પાનથી ઇંદ્રિયો ઉન્મત્ત થઇને હું વિષયોનો પાછો ગુલામ બની ગયો.

પણ એ બધુંય ઝાઝા દિવસ ન નભ્યું. એક દિવસ મધ્યરાત્રીને સમયે હું ભદ્રાસન ઉપર બેસી સ્ત્રીઓની સાથે કાદંબરીમદિરાનું ચંદ્રશાલામાં પાન કરતો હતો. નવકારમંત્રના સ્મરણપૂર્વક એનું હું પાન કરૂં એટલામાં પક્ષીથી ભક્ષણ કરાતા સર્પનું ઝેર એ મદીરામાં પડયું તેની ખબર પડી નહીં. એ મદિરાનું પાન કરી ગયો ને થોડી વારે વિષ આખા શરીરમાં પ્રસરવા માંડયું. તરતજ મારી મોહનિદ્રા ઉડી ગઇ. "ઓહો આતો ઝેર ! બસ હવે જીવનનાટકનો ખેલ ખલાસ!" આપના વચન તત્કાલ મને યાદ આવ્યાં.

મારા શરીરની નસેનસ ખેંચાવા લાગી, એ વિષની વિષમ જ્વાલા આખા શરીરનાં બંધન તોડવા લાગી. પ્રતિસમયે હવે હું મૃત્યુની સમીપમાં જતો હતો. મારા માતા

પિતા કુટુંબ બધું ભેગું થઈ ગયું. એ વિષ ઉતારવા અનેક ઉપાય કર્યાં પણ વ્યર્થ ! મારી અજલ પોકારી રહી હતી. સોહધેલાં મારાં સંબંધીઓ રડવા લાગ્યાં, મને જીવાડવા માટે એક પછી એક પ્રયત્ન ચાલુંજ હતા, પણ જ્યાં મૃત્યુનો ઘંટ વાગી રહ્યો હોય ત્યાં એવા સેંકડો ઉપાયોથી પણ શું ? એ ભોગ, મોજ મજાહ બધું ક્ષણમાં અદ્રશ્ય થઈ ગયું.

બધાંય ટગટગ મને જોયા કરતાં હતાં. મારી પ્રાણવલ્લભ કામાંગનાઓ પણ મને મૃત્યુ પામતો દુરથી નિરખી રહી હતી. એ મદિરાના શીશા ભરેલા પડેલા હું ટગટગ જોયા કરતો હતો. એ વૈભવ, ઠકુરાઇ, યુવાની અને યુવતીઓ બધુંયે છોડીને હું જવાનો હતો. આ બધુંય છોડીને હું ક્યાં જઇશ એની મને ખબર નહોતી. મારા શરીરમાં વિષની અસહ્ય પીડા વ્યાપી રહી હતી. આ બધાંને છોડીને શું હું મૃત્યુ પામી જઇશ. મને બહુ દુઃખ થયું.

ધીક્કાર છે આ સંસારને ! લ્યાનત છે આવા દુષ્ટ મોહના વિલાસને ! અરે મેં દુષ્ટે ગુરૂની આપેલી પ્રતિજ્ઞા તોડી તેનું મને આ લોકમાં ને અલ્પ કાળમાં ફળ મળ્યું. હું વારંવાર આપનું નામ સ્મરણ કરવા લાગ્યો, એ દુઃખમાં પણ નવકારમંત્રનું સ્મરણ કરવા લાગ્યો. અરે ! આ સંસારમાં મેં સર્વસ્વ ગુમાવ્યું છે; હવે મૃત્યુ સમયે મને આપ ગુરૂનું જ શરણ હો. આ મહાન્ નવકાર જ મારે

આધાર હો. વારંવાર આપને સંભારતો નવકારનું સ્મરણ કરવા લાગ્યો ને વ્યસનની નિંદા કરવા લાગ્યો. એવી રીતે પાપનો પશ્ચાત્તાપ કરતાં ને આપનું સ્મરણ કરતાં—નવકાર સાંભળતાં હું વિષ પીડાથી પીડાતો છતાં એ બધાંય સગાં સંબંધી જોતે છતે મૃત્યુ પામી ગયો ને આ યક્ષ જાતિમાં હું ઉત્પન્ન થયો.

મારૂં નામ કપર્દીયક્ષ ને એક લાખ યક્ષનો હું સ્વામી. અત્યારે ચાહે સો કરવાને હું શક્તિવાન છું. તો હે સ્વામી! કહો આપની શી સેવા બજાવું? આપ કહોતો પૃથ્વીને લવણસમુદ્રમાં ડુબાડી દઉં અથવા તો મેરૂને ક્ષણમાત્રમાં ચૂર્ણ કરી નાખું! આપનાજ પ્રભાવથી આ સ્થિતિને હું પામ્યો છું," એમ બોલતો યક્ષ વિનયથી નમી આભુષણોથી શોભતો વજ્રસ્વામી પાસે બેઠો. ચારે હાથો પાશ, અંકુશ, બીજોરૂ અને અક્ષમાલાથી જેના શોભી રહ્યા છે, હાથીનું જેને વાહન છે એવા અનેક નિધાનના સ્વામી દેવતાઓથી સેવાતા તે કપર્દી યક્ષે વજ્રસ્વામીની સ્તુતિ કરી.

કપર્દીનો વૃત્તાંત સાંભળી વજ્રસ્વામી અને જાવડશાહ સહીત પર્ષદા પણ ખુશી થઇ. વજ્રસ્વામીએ કહ્યું, "જાવડ! તું ભાગ્યશાલી છે. હવે શુભ મુહુર્ત્તે તું શત્રુંજય પ્રયાણ કર. લાંબા કાળથી જે સમયની અનુકૂળતાની હું રાહ જોતો હતો તે સમય આવી પહોંચ્યો છે. તારા ભાગ્યયોગે હું તને

મદદ કરવા આવ્યો હતો ને હવેથી આ કપર્દી યક્ષ તને સંપૂર્ણપણે સહાય કરનારો થશે." કપર્દી પણ પોતાને કરવા યોગ્ય કાર્યથી અતિ પ્રસન્ન થયો.

ગુરૂવાણી સાંભળી જાવડશાહ ઘણા ખુશી થયા. અને કપર્દીએ તેમની ખુશીમાં વધારો કર્યો. તમે ઘણી ખુશીથી શત્રુંજયનો ઉદ્ધાર કરો, ગુરૂ કૃપાથી એ જુલ્મી અસુરોનો હું સંહાર કરી તમારાં બધાંય વિઘ્નો તોડી નાખીશ. આ કાર્યમાં ગુરૂમહારાજની પેઠે છેવટ સુધી હું તમોને સહાયકારી થઈશ ને હવે એ અસુરોનો અંત આવેલો સમજો.

પોતે જે સમયની રાહ જોતા હતા તે સમય હવે આવી પહોંચ્યો હતો. મંત્રશક્તિ, ઉત્સાહશક્તિ અને પ્રભુશક્તિ શત્રુ કરતાં જ્યાં સુધી પૂરેપૂરી વિકાસ ન પામી હોય, ત્યાં સુધી ગમેતેવાને પણ રાહ જોવી પડે છે ને શત્રુના બળનો પણ વિચાર કરવો પડે છે. શત્રુ ગમે તેવા સમર્થ હતા અસુર હતા છતાં હવે એમનાં પાપ ભરાઇ ગયાં હતાં. પાપ કરતાં કરતાં એ શક્તિઓ હવે ઉત્સાહરહીત થઇ ગઈ હતી. જ્યારે આ તરફ ગુરૂ વજ્રસ્વામી, કપર્દી યક્ષ અને જાવડશાહની મંત્રણા અદ્દભૂત હતી. ઉત્સાહ પણ માયો સમાયો નહતો તેમજ પ્રભુત્વશક્તિની તો વાતશી ! જાવડશાહ સમર્થ ગુરૂ પણ મહા સમર્થ ને એવોજ કપર્દી યક્ષ અસુરોને માટે, બધોય યોગ અનુકૂળ આવવાથી એક દીવસના શુભ મુહુર્તે અને

શુભલગ્ને જાવડશાહે સકલ સંઘસહીત શત્રુંજય તરફ પ્રયાણ શરૂ કર્યું. ગુરૂ વજ્રસ્વામી પણ સાથે હતા, પેલો કપર્દીયક્ષ પણ પોતાના સેવકો સાથે આકાશમાં એમની સાથેજ ચાલતો હતો.

## પ્રકરણ ૩૦ મું

### તાંડવ નૃત્ય.

" ભલે હો દેવ કે દાનવ, ચલાવે પાપની ભઠ્ઠી,
અગર હો ચાહે કો માનવ, ચલાવે જુલ્મની ચક્કી;
સતાવે મોટો નાનાને, જમાનો એ હવે આવ્યો,
ગ્રીતમગારી ચલાવાનો, જમાનો એ હવે આવ્યો. "

એક તરફ જાલીમ અસુરોનું બળ તોડવા માટે વજ્રસ્વામી તથા જાવડશાહ શત્રુંજય તરફ જવાની તૈયારી કરી રહ્યા હતા. એમની આ શુભ પ્રવૃત્તિને સારોય સોરઠ દેશ અતિ આનંદથી વધાવી રહ્યો હતો. દૂર દૂર દેશની જૈન ધર્મ પાળતી પ્રજા એ પ્રવૃત્તિને નિહાળી રહી હતી, પરીણામ જાણવાને માટે અતિ આતુર બની રહી હતી. ત્યારે શત્રુંજય પર્વત ઉપર કાંઇક જુદુજ સ્વરૂપ જોવાઈ રહ્યું હતું. જ્યાં ધર્મરાજ્ય હોવું જોઇએ એને બદલે ત્યાં અસુરોનું પાપ સામ્રા-

જાય હતું. જ્યાં પ્રભુભક્તિના પાઠો પઢવા જોઇએ, જ્યાં યોગીઓએ મુક્તિપુરીમાં ગમન કરવા માટે અનશનનો માર્ગ ગ્રહણ કરવો જોઇએ, જ્યાં અપવિત્રતાનું નામ પણ ન હોવું જોઇએ એવી જગાએ આજે અસુરો કિલકિલાટ કરતા તાંડવ નૃત્ય આચરી રહ્યા હતા, અનેક પ્રકારની પાપલીલા એ પવિત્ર ડુંગરપર પ્રગટ કરી રહ્યા હતા. મદ્ય, માંસ, શીકારની લીલા રમી રહ્યા હતા. આ અસુરોની પાપલીલાથી માનવ પ્રાણીનો આજે કેટલાંય વર્ષો થયાં સંચાર નહોતો. આ જાલિમો આદિનાથની આગળ તાંડવનૃત્ય આચરતા અનેક આશાતનાઓ કરી રહ્યા હતા, આશાતના શું કે ભક્તિ શું કે વિનય વિવેક શું એ બધુંય માણસાઈ વર્ત્તન આ અસુરો ભૂલી ગયા હતા. તીર્થનું રક્ષણ કરવાને નિમાયેલા આજે ભક્ષક બની પોતાની જે શક્તિ હતી તેનો એ પાપીઓ દુર્વ્યય કરી રહ્યા હતા. એ શત્રુંજયનો રક્ષક કપર્દીયક્ષ પ્રભુનો ભક્ત હતો તીર્થનો અધિષ્ઠાતા હતો પણ મોહનીય કર્મના ઉદયથી એની બુદ્ધિ ફરી ગઈ. ગાઢ મિથાત્વનો ઉદય થયો ને પ્રભુની ભક્તિ કરનારો જ પ્રભુની આગળ અનેક આશાતના કરવા લાગ્યો.

લાખ યક્ષનો એ સ્વામી, એની શક્તિનું શું પૂછવું. બધાય અસુરો એ તાંડવનૃત્યમાં જોડાયા ને અનેક પાપલીલાઓ પર્વત ઉપર રમવા લાગ્યા. અયોગ્ય બિભત્સ આચરણ આચરવા લાગ્યા, પોતાની શક્તિનો દુર્વ્યય કરતા એ મદાંધોને નહિ આચરવા યોગ્ય કશું ન હતું !

કોઈ માથે બળતી સગડી મુકી બિભત્સ ભાષા બોલતા કુદવા લાગ્યા, કોઈ ગળે સર્પો વીંટાળી નાચ કરવા લાગ્યા, કોઈ ગળામાં માનવીના માથાનો હાર ભરાવી મુખેથી અટ્ટહાસ્ય કરતા ખેલવા લાગ્યા, કોઈ મ્હોંમાંથી રૂધીરની પીચકારીઓ મારતા કિકિયારીઓ પાડવા લાગ્યા, કોઈ અનેક પ્રકારનાં સ્ત્રી પુરૂષોનાં રૂપ વિકુર્વી એમની પાસે કુકૃત્ય કરાવતા અટ્ટહાસ્ય કરવા લાગ્યા, કોઈ જાનવરોનાં રૂપ વિકુર્વી પરસ્પર યુદ્ધ કરાવી એમાં મજાહ માનવા લાગ્યા. પોતાને જે જે ઈચ્છાઓ થતી તે તે ઈચ્છાનો તે તરત જ અમલ કરતા હતા. ઈચ્છાઓ પુરી કરવી એ એમનું કર્ત્તવ્ય હતું પણ એ ઈચ્છાઓ સારી છે કે ખોટી એ જોવા સરખો ય એમનામાં વિવેક ન હતો.

તેઓ ગમે ત્યારે ગમે તેવું રૂપ કરી કિલકિલાટ ને શોરબકોર મચાવી મુકતા હતા. પોતાનું મૂળ ઉત્પત્તિ સ્થાનક એવી ઉત્તમ ભૂમિકાનો ત્યાગ કરી એ વિભંગજ્ઞાનીઓએ શત્રુંજયના ડુંગરનેજ પોતાનું અમરધામ બનાવ્યું હતું. તાડ જેવું ભયંકર સ્વરૂપ કરનારા, એ ગુફા જેવી નાશીકામાંથી નિકળતા પવનવડે વૃક્ષો અને શિખરોને પણ કંપાયમાન કરતાં હતાં, જાણે મદીરાના પ્યાલા ગટગટાવતા હોય ને રૂધિરનું જાણે પાન કરતાં હોય એવી રીતે એ બિહામણા શ્યામ મુખને રૂધીરના કર્દમથી વ્યાપ્ત કરી પોતાની વિચિત્રતા બતાવવાની ચેષ્ટા કરી રહ્યા હતા. એ મહાપાપના ઉદયવાલા અસુરો અનેક પ્રકારનાં ભયંકર સ્વરૂપ

બતાવીનેજ ભીરૂ લોકના પ્રાણ હરી લેતા હતા. એ અટ્ટ-હાસ્યથી, ભયંકર કિલકિલાટથી વિકરાળ ચેષ્ટાઓવડે ડરા-વીને લોકોના પ્રાણ લેવા એમાં તો એમને ખુબ મજા પડતી હતી.

મનુષ્ય જ્યારે વિકરાળ કે ખુની બની જાય છે ત્યારે તે ગમે તેટલાં ખુન કરવાને અચકાતો નથી. મૃત્યુ કે પરમા-ત્માના લેશપણ ભયની પરવા કરતો નથી. જુલમગાર બની અનેકનાં ખુનથી પણ તૃપ્તિ પામતો નથી. જ્યારે અલ્પશક્તિ-વાળો મનુષ્ય પણ બેસિતમ જુલમ કરવામાં પાછુ વાળી જોતો નથી તો પછી આ તો અસુરોનું પરાક્રમ. અનેક પ્રકારની માયા કરનારા સર્વશક્તિવાન ગમે તેવાં સ્વરૂપ રચવાના શક્તિવાળા એવાં એમના જુલ્મોની તે શી હદ હોય !

શત્રુંજય ઉપર આવાં અનેક કુકર્મ કરવાનો પોતાનેજ જાણે અમરપટ્ટો મળ્યો હોય, અથવા તો પોતાના આવા સુંદર કાર્યની આડે આવવાની જગતભરમાં કોઈની તાકાતજ ન હોય, કોઈ દેવની પણ પોતાની સામે થવાથી શક્તિજ જાણે હોય નહી એવી રીતે પોતાને સર્વશક્તિવાન સમજ-નારા આ જાલિમ અસુરોના શત્રુંજય ઉપરના નિવાસથી સારાય આલમ ખળભળી રહી હતી.

આ ક્રુર અસુરો જાણે આલમને પડકારતા હોય કે શક્તિ હોય તો આવો ને અમારા આ અમર પરવાના રદ્દ કરો.

મનુષ્ય માત્રની શી શક્તિ ! શત્રુંજયની યાત્રા કરવાને જે ભક્તો ઘરેથી જતા તે બિચારા હંમેશને માટે આ જગતમાંથી ગુમ થઈ જતા હતા. એ જાલિમ અસુરો પોતાની ઇચ્છા પ્રમાણે એને મૃત્યુ પમાડતા હતા. એને રીબાવી રીબાવીને અનેક પ્રકારના ઉપાલંભ આપીને ત્રાહી ત્રાહી પોકરાવી ઘણા દુ:ખપૂર્વક આ જગતમાંથી રવાને કરી દેતા હતા. એના રૂધિરને પર્વતના જે તે ભાગમાં મંદિર કે ગમે તેવા ભાગમાં છાંટવાને એ જુલ્મગારોને અટકાવનાર કોઈ નહોતું. સમર્થ, શક્તિસંપન્ન દેવતાઓ એમના ભાગ્યયોગે પોતાના સુખમાં મગ્ન થયા હતા, કે પ્રમાદના યોગે સ્વાભાવિક રીતેજ આ તરફ તેમનું દુર્લક્ષ્ય હતું જેથી આ અસુરોના જુલ્મો વધે જતા હતા.

પોતાને ક્રીડા કરવા ખાતર કંઈકના જાન લેવામાં આવતા હતા. અનેક મનુષ્યો અને તીર્થંચો તેમના આનંદનાં ભોગ થયાં હતાં. જ્યાં ત્યાં એ મૃત કલેવરો ફેંકી દેવામાં આવતાં હતાં. કેટલાંક કલેવરોને ચુંથી નાખવામાં આવેલાં, કેટલાકના ટુકડે ટુકડા કરી દેવાયલા. એ હાડકાં સાથે રમત કરનારા પિશાચો જ્યાં ત્યાં હાડકાંને નાંખતા હતા, ચરબીથી અને રૂધિરથી અનેક પવિત્ર જગાઓને લેપ કરતા હતા, જ્યાં ત્યાં માંસના લોચાઓ ફેંકવામાં આવતા હતા. એ અસુરોની પિશાચોની આવીજ રમતો હતી. આવી બિભત્સ રમતોમાંજ એ આનંદ પામનારા હતા.

પોતાના દેવભવનાં સ્વર્ગીય નાટક, ગાનતાન કે દેવાંગનાઓના દિવ્ય સુખનો સ્વાદ છોડી આ મુર્ખાઓ આમાંજ સુખ માની બેઠા હતા. નાનાં બાલકો અજ્ઞાનપણાને લીધે વિષ્ટા ચુંથવામાંજ જેમ આનંદ માને છે, ગધેડાં એકબીજાને લત્તાપ્રહાર કરવામાંજ મજા માને ને વિષ્ટાનું ભક્ષણ કરે ત્યારેજ એને સુખ થાય, તેવીજ આ મહાન્ વિકરાળ વૈતાળોની,—અસુરોની,—પીશાચોની એ બાલક કે ગધેડાઓથી પણ માઠી હાલત હતી. એ સમર્થ શક્તિવાળા છતાં આવી અધમ ચેષ્ટામાં એમને રતિ થતી હતી. કે જેરતિ—પ્રીતિ દેવબાળાઓના દિવ્ય ભોગ સુખમાં પણ નહોતી. ખચીત જેવી જેમની ભવિતવ્યતા હોય છે તેવીજ તેમની બુદ્ધિ પણ હોય. માઠીગતિના જીવોને સત્ય માર્ગ નજ સૂઝે.

અસુરકુમારનિકાયના દેવતાઓમાં પંદર પરમાધામી દેવતાઓ મહાન્ ક્રૂર અને દુષ્ટ અધ્યવસાયવાળા સ્વભાવથીજ હોય છે. તેમના એવા અધ્યવસાય અને સ્વભાવને યોગ્ય કાર્ય એમને મલે ત્યારેજ એમને મહાપ્રીતિ થાય. એ પંદરે પરમાધામીઓને પોતાના દીવ્ય ભુવનોમાં સુખ થતું નથી. એ દીવ્ય નાટકોમાં, એ દેવકન્યાઓ સાથે ભોગો ભોગવવામાં પણ સુખ નથી થતું. એમને પોતાના એ દીવ્ય ભુવનની કોઈપણ રમણીય ચીજમાં રતિ થતી નથી. સુંદર ભોગો ભોગવવાને રમણીય નાટકોના દીર્ઘકાળ પર્યંત લ્હાવા લેવાને એ સ્વર્ગભૂમિ ઉપર વિહાર કરી

દીલને ખ્હેલાવવાને અનેક દીવ્ય ગાનતાન અને સંગીતનુ પાન કરવાને માણુસ પુણ્યકાર્ય કરી દેવલોકમાં જાય છે ત્યારે એવા સુખમય દેવભૂમિમાં પણ એ બહુલકર્મી ક્રૂર પરમાધામીને લેશપણ આનંદ કે મજા પડતી નથી ત્યારે એમની મજાનું સ્થાન કયાં ?

પહેલીથી ચોથી નરક પર્યંતના નારકીના જીવોને દુઃખ આપવામાં, એમને એમની પૂર્વની સ્થિતિ સંભળાવી મ્હેણાં ઉપાલંભ સંભળાવવામાં, ટુકડે ટુકડા કરવતથી કરવામાં, તત્પસીસુ પીવરાવવામાં, વૈતરણીનદી તરાવવામાં, સાણુસા વડે એંચવામાં, લોહરસનું પાન કરાવવામાં, ભાલાની અણીથી વીંધવામાં કે એમને આકાશમાં ઉંચા ઉછાળી ભાલા કે ત્રીશૂળની અણી ઉપર જીલી લઈ વીંધી નાખવામાં એવાં અનેક પ્રકારનાં નારકીના જીવોને દુઃખ આપવામાં એ પરમાધામીઓને એવો તો મહાઆનંદ થાય છે કે એવા મહાઆનંદમાં ને આનંદમાં એ નારકીઓમાંજ એમનું આખુંય જીવતર ખલાસ થઈ જાય છે. આવા મહાઆનંદનો ઉપભોગ કરવામાંજ એમના જીવનનો સર્વ કાલ ચાલ્યો જાય છે. અસુરકુમારનિકાયમાં ઉત્પન્ન થયા એજ એમનો લાભ, બાકી તો ત્યાંથી નીકળી નરકમાંનો આનંદ ચાખ્યા પછી ફરીને પોતાનાં ભુવન જોવાને પણ પ્રાયઃ ભાગ્યશાળી થતા નથી. એવી રીતે દેવ-

લોકનાં લાંબા આયુષ્ય દિવ્યસુખ ભોગવ્યા વગર હારી જાય છે. આ પણ એમના કઠીણ કર્મની બલિહારીજ ને !

અને પછી શું ! બદલોતો મલવોજ જોઇએ. લાંબા કાળ પર્યંત નારકીઓને દુઃખ દેનારા કાંઈ સલામત તો નથીજ એમને પણ પાછી લાંબાકાળે આ નરકપણાની ભયંકર યાતના ખમવી પડે છે. પરમાધામી મરીને સીધા અંડગોળીયા મનુષ્ય વજ્રરૂષભનારાચ સંઘયણ ને ધારણ કરનારા, મહાપ્રચંડ શક્તિવાળા જળ મનુષ્ય થાય છે. રત્નદ્વીપના મનુષ્યો એમને સપડાવવા માટે યંત્રમાં માંસના ટુકડા મુકી એમના નિવાસ આગળ યંત્રને ગોઠવે છે. એ અંડગોળીયો માંસની લાલચે યંત્રમાં દાખલ થાય છે. દાખલ થયો કે ખલાસ. તરતજ સપડાય જાય છે જેમ જેમ તે બળ વાપરી છુટવાનો પ્રયત્ન કરે છે તેમ તેમ અધીક જાલમાં સપડાયેલ માછલીની માફક સપડાતો જાય છે. પેલા મનુષ્યો એ યંત્ર ચાલુ કરે છે, યંત્ર ચાલુ થતાં એનું શરીર પીસાવા માંડે છે. એ વજ્રરૂષભનારાચ સંઘયણવાળો કાંઈ ઝટ મરે નહી, જેથી અનેક વેદના સહન કરતાં એ બૂમે બૂમ પાડે છે, અનેક ચીસો મૂકે છે, એ વેદનાની કારમી ચીસો મુકતાં બરાબર માસ વીતી જાય છે ત્યારે એ મૃત્યુ પામે છે. ને એમને પણ નરકની હવા ખાવાની વખત આવે છે. જોઇ લ્યો. આ પરમાધામીઓની દશા ! પણ સત્તા, ઐશ્વર્ય અને શક્તિ ખુબ વિકાસ પામ્યાં હોય ત્યારે ભલે

માણસ હોય કે દેવ પણ એને પોતાની ઠકુરાઇની અત્યંત ખુમારી હોય છે, એ ખુમારીજ એની પાસે અનેક અનર્થો કરાવી એને એમાંજ આનંદ બતાવે છે. કારણ કે અજ્ઞાનતાજ આ બધાય અનર્થોનું મૂલ છે.

શત્રુંજય ઉપર નગ્નતાંડવનૃત્ય કરનારા પણ આ કોટીનાજ હતા. અનર્થ કરનારા, જુલમ કરનારા કાંઇ ભવિષ્ય ઓછુજ જુએ છે કે આવી જહાંગીરી આપણી અનંતકાળ કાયમ રહેશે એ તો માત્ર વર્ત્તમાન કાળનેજ જોનારા છે. ઘણા ક્રુર કર્મી, ક્રોધી, અભિમાનીઓને કર્મોની અતિશય બાહુલ્યતાથી વર્ત્તમાન સિવાય ભૂતભવિષ્ય તરફ એમની પ્રાયઃ દષ્ટિ જતી નથી. મહામિથ્યાત્વના ઉદયવાળાને કે પાપમાં અંધ થયેલાને એ સિવાય બીજી કયી દૃષ્ટિ હોય ?

જાલીમોના જુલ્મ કરવાના પરવાના કાંઇ અમરતો નથીજ છતાંય અમુક વખત સુધી એમના તરફથી પણ જગતને સહન તો કરવું પડે છે. અમુક સમય પર્યંત એમની સત્તા અબાધિત અને નિરંકુશપણે જગત ઉપર અવશ્ય ચાલે છે. જગત એમના ત્રાસથી ગમે તેટલું ત્રાહિત્રાહિ પોકારે કે ખુદ ભગવાનની પણ પ્રાર્થના ભલે કરે, છતાંય એટલો સમય ખુદ ભગવાનને (વિધિને) પણ ઉપેક્ષા કરવી પડે છે. ગમે તેવાં ભયંકર કૃત્યો તરફ પણ આંખ આડા કાન કરવા

પડે છે. અમુક વખત સુધી એમને પણ સામ્રાજ્ય ભોગવવાનું હોય છે. એમના એ અધમ સામ્રાજ્યને વિધિ પણ તે વખતે તો ઓર મદદગાર થાય છે. પાપીને પાપ કરવામાં સહાયકારી બને છે અને બિચારા રંક, અનાથ, ગરીબ જનોના ભોગો ઉપર ભોગો લેવાય છે. અનેક નિર્દોષનાં રક્ત રેડાય, શિયલવંતીઓનાં શિયલ લુંટાય, એ બંધાય ભોગ જુલ્મગારોની તૃપ્તિને માટે જગતને ધરવા પડે છતાંય જુલ્મીઓનાં રૂવાટાં પણ ન ફરકે, એમનો એક વાળ પણ વાંકો ન થાય.

જગતની સારી નરસી દરેક વસ્તુ કાળની મર્યાદા ઉપર જરૂર આધાર રાખે છે. જ્યાં સુધી એનો કાળ પરિપક્વ ન થયો હોય ત્યાં સુધી કોઇનું કાંઇ થતું નથી. જુલમગાર હોય કે સિતમગર હોય અથવા તો જગતનો વિધ્વંસ કરનાર હોય એવા મહાશયતાન સામે બળવાનમાં બળવાન વ્યક્તિ પણ એનાં સિંહાસન ડોલાવવાને મીંટ માંડીને બેઠી હોય. પારાવાર ઉદ્યમ કરતી હોય પણ જો તેની સ્થિતિ પરિપક્વ ન થઈ હોય તો બળવાનનુ પણ કાંઈ ચાલે નહી ને ઉલટુ જુલ્મગારના જુલ્મનેજ ઉત્તેજન મળે.

આ અસુરોના તાંડવનૃત્યની પણ મર્યાદા હતી. ભલે તેઓ શત્રુંજય ઉપરના રહેઠાણના પોતાના અમર પરવાના ધરાવતા હોય, એમની એ અતુલનીય શક્તિ ઉપર ભલે એ નિર્ભય હોય; પણ હવે શત્રુંજયની આશાતના કરીને, ત્યાં

અનેક પ્રકારની બિભત્સ તાંડવલીલા કરીને, અનેક નિર્દોષ ધર્મીજનોનાં લોહી [1]પીને ખુબ લીલા કરી લીધી હતી. પચ્ચીશ વર્ષથી પણ અધિક સમય પર્યંત ખુબ સ્વચ્છંદતા પૂર્વક અસુરો મ્હાલ્યા હતા. જગતમાં પણ ઉદય તેનો અસ્ત જરૂર હોય છે એ નિયમ મુજબ એમની પાપલીલાનો અંત નજીક આવી પુગ્યો હતો. એમના એ દોરદમામ અસ્ત પામવાની તૈયારી કરી રહ્યા હતા. પાપના દિવસો એમના પૂરા થયા હતા. એમના નાશની નોબતો ગગડી રહી હતી, એમના જુલ્મોની કાળસ્થિતિ બરાબર પાકી ગઇ હતી.

## પ્રકરણ ૩૧ મું.

### એ વજ્રસ્વામી કોણ ?

ઇંદ્રના લોકપાલ વૈશ્રમણ (કુબેર) દેવતાનો સેવક એ તિર્યગ્ જાંભગદેવ, રમણીય દિવ્ય ભૂમિ ઉપર વિહરનારો પુણ્યશાળી આત્મા. એ દેવસંબંધીનાં ઉત્તમ સુખોને ભોગવનાર, મનની ઇચ્છા મુજબ ગતિ કરનાર સ્વેચ્છાએ વિહાર કરતો તે એક દિવસ અષ્ટાપદગિરિ ઉપર ભરત મહારાજાનાં

[1] દેવતાઓ કવલ આહાર કરતા નથી છતાં બતાવવા ખાતર એવી ચેષ્ટા કરે છે.

કરાવેલાં ચૈત્યોને વાંદવાને આવ્યો. એની સાથે એના મિત્ર-તિર્યગ્ જૃંભગદેવો હતા. મિત્રો સહિત એ દેવ ચૈત્યોને જુહારી એક સ્થાનકે જ્ઞાનગોષ્ટિ કરી રહ્યો હતો. તે દરમિયાન દૂરથી કોઇક મુનિને વેગથી અષ્ટાપદ તરફ આવતા જોયા.

અષ્ટાપદ ઉપર પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાન દશ હજાર મુનિઓની સાથે અનશન કરી મોક્ષે ગયેલા, તેમજ બાહુબલી વગેરે મુનિઓ પણ ત્યાં મોક્ષે ગયેલા હોવાથી ભગવાનના ચિત્તાસ્થાનમાં ઇંદ્રોએ ત્રણ મોટા સ્તૂપ કરાવ્યા, ને ચિતાની નજીકની ભૂમિ ઉપર ભરત મહારાજે એક મોટો સુંદર પ્રાસાદ કરાવ્યો. ત્રણ કોશ ઉંચો ને એક યોજન લાંબો પહોળો પ્રાસાદ તોરણથી રમણીય અને ચાર-દ્વારથી સુશોભિત હતો, પ્રાસાદની અંદર સુંદર પીઠિકા ઉપર કમલાસન પર રહેલી આઠ પ્રાતિહાર્ય સહિત રત્નમય ચાર શાશ્વત અર્હંતની પ્રતિમાઓ સ્થાપી. દેવચ્છંદા ઉપર [1]ચોવીશ જિનેશ્વરની પોતપોતાના પ્રમાણ, લંછન અને વર્ણ સહિત મણિરત્નની પ્રતિમા ભરાવીને બેસારી. દરેક મૂર્ત્તિ ઉપર ત્રણ ત્રણ છત્રો, બે બાજુએ બે ચામરો, યક્ષ, કિન્નરો અને ધ્વજાઓ યોગ્ય રીતે ગોઠવેલાં હતાં. તેમની પાસે ચક્ર-વર્ત્તીએ પોતાના પૂર્વજોની, બંધુઓની અને બેનોની મૂર્ત્તિઓ સ્થાપન કરી પોતાની પણ એક નમ્રતા ધારણ કરતી મૂર્ત્તિ

[1] પૂર્વમાં બે, દક્ષિણમાં ચાર, પશ્ચિમમાં આઠ અને ઉત્તરમાં દશ એવી રીતે ક્રમવાર ૨૪ બિંબ પધરાવ્યાં.

બનાવી. ચૈત્યની ચારે બાજુએ કલ્પવૃક્ષો, સરોવરો, વાવડીઓ, વગેરે કરાવી એની શોભામાં વૃદ્ધિ કરી. ચૈત્યની બહાર મણિરત્નથી પ્રભુનો એક ઊંચો સ્તૂપ રચાવ્યો તેની આગળ બીજા બંધુઓના મણીમય સ્તુપો કરાવ્યા. એની ચારે બાજુએ ઘણા મનુષ્યોથી પણ દુર્ભેદ્ય એવા લોહપુરૂષ રાખવામાં આવ્યા. ભગવાનના મૂળ પ્રાસાદનું નામ સિંહનિષદ્યા પ્રાસાદ રાખવામાં આવ્યું. ત્યારથી અષ્ટાપદ તીર્થ તરીકે જગતમાં પ્રસિદ્ધતાને પામ્યું. જે મનુષ્ય પોતાની શક્તિથી અષ્ટાપદની યાત્રા કરે તે તેજ ભવે મોક્ષનો વાત્રી બને એમ શ્રી વીર ભગવાને કહ્યું છે.

આ મહાન્ તીર્થની ક્રુર પ્રાણી અગર મનુષ્યોથી આશાતના ન થાય એમ ધારીને ભરત મહારાજે દંડરત્નથી પર્વતનાં શિખરોને છેદી નાખ્યા ને એક એક યોજનને આંતરે દંડરત્નથી આઠ પગથીયાં કરાવ્યાં, તેથી તે ગિરિ અષ્ટાપદનાં નામે લોકમાં પ્રસિદ્ધ થયો.

ભરત મહારાજ પણ કેટલાક મુનિઓ સાથે અષ્ટાપદગિરિ ઉપર આવી છેવટે અનશન ગ્રહણ કરી મોક્ષે ગયા. એમની પછવાડે અનુક્રમે બીજા કેટલાક સાધુઓ પણ મોક્ષ પદ પામ્યા તેમની પછી પણ ઊંચા ચૈત્યો બંધાવવામાં આવ્યાં.

સગર ચક્રવર્તીના જાહ્નુ વગેરે સાઠ હજાર પુત્રો અષ્ટા-

પદની યાત્રાએ પધાર્યા હતા, એમણે આ તીર્થની યાત્રા કરી હતી. અને આ તીર્થની રક્ષા કરવાનો તેમને પણ વિચાર થયો.

ભવિષ્યમાં મનુષ્યો લોભી, ક્રુર, નિર્દય અને એકાંત સ્વાર્થમાં જ મશગુલ રહેનારા થશે. એવા સ્વાર્થીઓને સો યોજન પણ કાંઈ દૂર નથી જેથી ભરતેશ્વરે પણ ભવિષ્યમાં થનારા લોભી મનુષ્યોથી આ પ્રાસાદનું રક્ષણ કરવાનો આ સર્વ પ્રયત્ન કરેલો છે છતાં આપણે પાકો બંદોબસ્ત કરવો જોઇએ એવું વિચારી એમણે દંડરત્નથી અષ્ટાપદની ચારે કોર મોટી ઊંડી ખાઇ ખોદવા માંડી. એ ખાઇ લાંબે કાળે પુરાઈ જશે જેથી ગંગાનું પાણી સમુદ્રમાંથી ખેંચી લાવી એ પાણી વડે ખાઈ પૂરી દીધી. તેમના આ કૃત્યથી નાગ કુમારોનાં ભવનો ડોલાયમાન થતાં નાગકુમારનાં ઇંદ્ર જ્વલનપ્રભે આવી પોતાની વિષદૃષ્ટિથી જન્હુ વગેરે સાઠ હજારને બાળી ભસ્મ કરી નાખ્યા.

એ ગંગાનો પ્રવાહ જગતને હરકત કરનારો થઇ પડવાથી જન્હુના પુત્ર ભગીરથે દાદાની આજ્ઞાથી ત્યાં આવીને નાગેંદ્રને સંતોષી એ જલપ્રવાહને દંડરત્નથી મુખ્ય માર્ગમાં લાવી સમુદ્ર સાથે મેળવી દીધી. ત્યારથી ગંગા જાન્હવી અને ભાગીરથી એ બે નામે પ્રસિદ્ધ થઇ. ત્યાર પછી મનુષ્યોની શક્તિ કાળ બળે કરીને જેમ જેમ ઓછી થતી ગઇ તેમ તેમ અષ્ટાપદ ઉપર જવાનો માર્ગ વિકટ થઈ ગયો. કાળે

કરીને પછી એ તીર્થ દેવતાઓ, અને વિદ્યાધરો માટે જ થયું. કોઇ લબ્ધિવંત મનુષ્યો જ સ્વશક્તિથી ત્યાં જઈ શકતા હતા. અથવા તો કોઈ વિદ્યાધર કે દેવતાની પ્રસન્નતાથી કોઇક ભાગ્યવંત મનુષ્યને અષ્ટાપદનાં દર્શન થતાં હતાં.

કોઈ દિવ્ય શક્તિધારી મનુષ્યને અષ્ટાપદ તરફ વેગથી આવતા જોઇને એ દેવો વિચારમાં પડ્યા, એ વિચાર કરે તેટલામાં તો એ મુનિ અષ્ટાપદ પાસે આવી પહોંચ્યા. સૂર્યનાં કિરણોનું અવલંબન લઇને અષ્ટાપદ ઉપર ચઢી ગયા. એ મુનિ તે તે જમાનાના સુપ્રસિદ્ધ ગૌતમ સ્વામી હતા. અષ્ટાપદનાં ચૈત્યોને જુહારી ચૈત્યવંદન કરતાં તેજ વખતે જગચિંતામણિનું ચૈત્યવંદન રચાયું.

એક ચૈત્યવૃક્ષની નીચે ગૌતમસ્વામી બેઠા એટલે પેલો જૃંભગદેવ પોતાના મિત્રો સાથે ગૌતમસ્વામીને વંદન કરીને એમની આગળ બેઠો. બીજા પણ વિદ્યાધરો વગેરે ચૈત્ય જુહારવા આવેલા તે વંદન કરીને ગૌતમસ્વામી આગળ બેઠા. ગૌતમસ્વામીએ ધર્મોપદેશ આપ્યો. ઉપદેશમાં કોઇક વાત એ જૃંભગદેવને બરાબર ન ઠસવાથી એ બોધ કરવાને માટે પુંડરિક કંડરિક નામનું અધ્યયન કહી સંભળાવી ધર્મમાં સ્થિર કર્યો.

અષ્ટાપદની યાત્રા કરી ગૌતમસ્વામી પર્વતની નીચે ઉતરવા લાગ્યા. ત્યાં એક એક પગથીયે પાંચસો પાંચસો તાપસ

અષ્ટાપદ ઉપર ચઢવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. એક ઉપવાસે પારણું કરનારા પહેલે પગથીએ હતા, છઠ્ઠને પારણે પારણું કરનારા પાંચસો બીજે પગથીએ હતા અને ત્રણ ઉપવાસના તપથી પારણું કરનારા પાંચસો ત્રીજે પગથીએ હતા. એવી રીતે પંદરસો તાપસો ત્યાંથી આગળ વધી શકતા નહોતા. ગૌતમસ્વામીની આવી અપૂર્વ શક્તિ જોઈ પંદરસોય એમના શિષ્ય થયા હતા. એમની ઇચ્છાથી નજીકના ગામમાંથી એક પાત્રમાં ક્ષીર લાવીને એનાથી પંદરસો તાપસોને પારણું કરાવ્યું એવા એ લબ્ધિવંત હતા. ભગવાન મહાવીરસ્વામી પાસે પહોંચે તે દરસીયાન પંદરસો કેવળી થઈ ગયા. ગૌતમસ્વામીની પાટ ન ચાલવાનું કારણ માત્ર એક જ હતું કે તેમણે જેમને જેમને દિક્ષા આપી તે સર્વે કેવલજ્ઞાન પામી મુક્તિમંદિરના વાસી બની ગયા. છેવટે ગૌતમસ્વામી પણ મુક્તિની વરમાળા પહેરી શિવવધુના સ્વામી થયા.

ભારતમાં અનેક દેશો એકબીજાની સ્પર્દ્ધા કરતા પોતપોતાની મહત્તા વધારી રહ્યા હતા. કચ્છ, સૌરાષ્ટ્ર, સિંધ, લાટ, ચેદી વગેરે અનેક દેશોમાં માળવા પણ સુપ્રસિદ્ધ હતો. એ માળવાની રાજધાની અવંતી ( ઉજ્જયિની ) તો કંઈ જમાનાનું જૂનું અને જાણીતું શહેર અનેક મહાપુરૂષોના ચરણકમળથી પવિત્ર થયેલું હતું. એની ગૌરવતાની સીમા નહોતી.

તે સિવાય બીજા પણ દશપુર, તુંબવન, માંડુ, ધાર

વગેરે અનેક શહેર માળવાની ગૌરવતા વધારી રહ્યાં હતાં. એ તુંબવનમાં એક શ્રીમંત રહેતા હતા એની ધન-દૌલતના કાંઈ સુમાર ન હતા, વ્યાપાર રાજગારથી અઢળક લક્ષ્મી આવતી હતી. એ શાહુકારના એકના એક પુત્રનું નામ ધનગિરિ હતું.

ધનગિરિ યૌવનાવસ્થામાં આવ્યા એટલે કન્યા ઉપર કન્યા આવવા લાગી. માતાપિતાએ એકના એક લાડીલા પુત્રને પરણાવવા અતિ આતુર હતાં. એ અઢળક દૌલતના વારસ આ એકના એક ધનગિરિ હતા એને પરણાવ્યા વગર તે ચાલે, લગ્નથી વિશેષ લ્હાવા સંસારીયાને બીજો તે કયા હાઇ શકે વારૂ ? પુત્ર કન્યા પસંદ કરે તા ઠીક નહિતર પિતાએ લગ્ન કરી નાખવાના નિશ્ચય કર્યો.

ધનગિરિ પણ જરા આડા તા ખરાજને ! પિતા એને એના મન પસંદ કન્યા પરણાવે તાય ભાઇને પર-ણવું ના ગમે, એને સારી શિખામણ પણ કાણ આપે, એણે તા પિતાને સાફ સાફ સંભળાવી દીધું કે મને પર-ણાવશા નહી, હું તા હવે સાધુ થવાના !

દીક્ષાની વાત સાંભળી માતાપિતા ચમકયાં. ખબરદાર સાધુ થયા તા, અમારા જીવતાં તા નહિ જ. અમારા મુવા પછી દીક્ષા ભલે લેજે. માતાપિતાએ ધનગિરિના ઘણાં પ્રયત્ના છતાં દીક્ષા લેવાની રજા ન આપી.

માતાપિતાની રજા સિવાય એ વૈરાગી ધનગિરિએ દીક્ષા લેવાનો પ્રયત્ન કર્યો પણ સિંહગિરિ આચાર્યે સ્પષ્ટ સંભળાવી દીધું, “ ભાઇ ! દીક્ષા લઇ આત્મકલ્યાણનો માર્ગ સાધવો એ મજેહની વાત છે. પણ માતાપિતાની રજા લાવો ! ”

“ ભગવાન ! માતાપિતા તો રજા આપે તેમ નથી. હું ઉમર લાયક છું મારે રજાની શી જરૂર છે. દીક્ષા લેવી એમાં રજા શી ? ”

“ ના ભાઈ ! એમ ન બને. તમે કોઈ પણ રીતે રજા મેળવવા પ્રયત્ન કરો, જરા રાહ જુઓ. જ્યારે તમે સંસારનો ત્યાગ કરી આત્મકલ્યાણનો માર્ગ સાધવા ઉદ્યમવંત થાઓ છો, એ તમારો માર્ગ નિષ્કંટક થાય, એ માર્ગે તમે કોઈ પણ વિઘ્ન વગર સહેલાઇથી જઈ શકો તે માટે વડીલ જનોની આજ્ઞાની આવશ્યક્તા છે. તમારા જેવા વૈરાગી અને વિનયી પુત્રે આજ્ઞાની રાહ જોવી જોઇએ, ” સિંહગિરિ આચાર્ય મહારાજે શિખામણ આપી.

ધનગિરિનો એ વૈરાગી દીક્ષા લેવાને આતુર થયેલો આત્મા નિરાશ થયો. “ ભાઇ નિરાશ થઈશ નહી. આજ્ઞાથી જે કાર્ય થાય એમાં મહત્તા છે—મોટાઇ છે. મહાવીરસ્વામીએ પણ શ્રેણિકના પુત્રોને દીક્ષા આપતા પહેલાં માતાપિતાની રજા લેવા મોકલ્યા હતા. ધન્નાજી પણ આઠ સ્ત્રીઓને સમજાવી એમની સાથે દીક્ષા લેવા ગયા હતા. અને શાલિભદ્ર

જેવા સુકુમાળને પણ રજા વગર દીક્ષા આપવામાં નથી આવી, એ માતા રજા નથી આપતી, છતાં પણ શાલીભદ્ર માતા પાસેથી દીક્ષાની અનુમતિ મેળવે છે. ”

“ આખરે શાલીભદ્રના આત્મબળ આગળ માતા હારી જઈ એ પ્યારા એકનાએક દેવ જેવા ભોગીપુત્રને દીક્ષાને ખોળે અર્પણ કરે છે. છ વર્ષના અતિમુક્તકુમાર દીક્ષાના ઉત્સાહવાળા થતાં માતા પિતાની રજા મેળવે છે ત્યારેજ ભગવાન દીક્ષા આપે છે. કૃષ્ણની દાસી થનારી પુત્રીને વીરા શાળવી પરણે છે. જ્યારે દીક્ષા લેવાની વૃત્તિ થાય છે ત્યારે કૃષ્ણ વીરા શાળવીની રજા લીધા પછી એ પુત્રીને દીક્ષા અપાવે છે. બત્રીશ બત્રીશ સ્ત્રીયોનો ભોગી અવંતીકુમાર નલિનીગુલ્મ વિમાને જવાને ભગવાન આર્ય સુહસ્તિ પાસે દીક્ષા પામે છે. સુહસ્તિસૂરિ શું કહે છે ? ‘માતાની રજા લાવો’ અવંતિને માતાની રજા નથી મળતી છતાંય એ રજા લેવાને કેટલો પ્રયત્ન થાય છે. છેવટે પોતાને હાથે લોચ કરી સાધુનો વેષ પહેરી લીધો. માતા એના આત્મબળ આગળ પરાજય પામે છે. પછી ગુરૂમહારાજ એને પ્રવ્રજ્યાનો વિધિ કરાવે છે. તું જાણે છે ને રૂષભદેવ જેવા ભગવાન દીક્ષા આપનાર છતાં સુંદરીને દીક્ષા લેતાં ભરત મહારાજે અટકાવી હતી. પરિણામે સુંદરીએ ગ્રહસ્થપણામાંજ સાઠ હજાર વર્ષ પર્યંત આંબીલની તપસ્યા કરી હતી. પણ ભગવાને દીક્ષા આપી નહી. આખરે ભરત મહારાજે રજા આપી ત્યારેજ સુંદરીએ દીક્ષા લીધી.

ધનગિરિની આવી વાણી ધનપાલશેઠની સુનંદાએ સાંભળી, એ સુનંદાના બંધુ આર્યસમિતે સિંહગિરિ પાસે દીક્ષા લીધેલી હતી. એનીજ બેન સુનંદાએ નક્કી કર્યું કે "એ ધનગિરિનેજ હું પરણું. આ ભવમાં તેજ મારો વર થાઓ."

સુનંદાએ પોતાનો નિશ્ચય પિતાને જણાવી દીધો. ધનપાલે ધનગિરિના પિતાને વાત કરી લગ્ન કરી નાખ્યા. ધનગિરિની મરજી નહિ છતાં સુનંદા અને ધનગિરનાં લગ્ન થયાં ને દીક્ષાના કોડ મનમાં રહી ગયા.

લગ્ન થયા છતાં ધનગિરિ તો વૈરાગીજ હતો, માતા પિતાના આગ્રહથી એને કમને લગ્ન કરેલું પણ એથી કાંઈ એનો દીક્ષાનો ભાવ કમી થયો નહી. એતો પહેલાના જેવો ભાવ સાધુજ હતો. પરિણીત સ્થિતિમાં કેટલોક કાળ વ્યતિત થયો ને માતા પિતા પણ આ લોકમાંથી વિદાય થઈ ગયાં. હવે એનો દિક્ષાનો માર્ગ મોકળો થઇ ગયો.

સુનંદાએ પણ મનમાં તો નક્કી ધાર્યુંજ હતું કે સ્વામી જો દીક્ષા લેશે તો આપણે પણ દીક્ષા લેશું. એવાં પરિણામ છતાં પણ તેમનો કેટલોક કાલ સંસારીપણામાં વ્યતિત થયો. સંસાર સુખ ભોગવતાં ગૌતમસ્વામીએ પ્રતિબોધિત પેલો તિર્યગ્ જૃંભગદેવ આયુ પૂર્ણ થતાં ચ્યવી છીપમાં મોતીની જેમ સુનંદાના ઉદરમાં ઉત્પન્ન થયો.

# પ્રકરણ ૩૨ મું.

---

## ધનગિરિની દીક્ષા.

અર્થ અને કામમાં મગ્ન રહેવાથી સંસારીઓ ક્યારે પણ ધર્મ સાધી શકતા નથી. એ ધર્મ ત્યાગમાર્ગ સિવાય નજ સધાય, કારણ ગૃહસ્થને અનેક જંજાળ વળગેલી હોય છે અનેક ઉપાધિઓમાં ગુંથાયલ રહેવાથી મોક્ષનો માર્ગ સાધવાને અવકાશ રહેતો નથી. મોક્ષનો માર્ગ સાધવાને યોગ્ય રસ્તો તો સાધુજીવન છે. આ સંસારમાં અલ્પ આયુષ્યવાળા માનવોનું જીવન આશામાંને આશામાંજ પૂર્ણ થાય છે. મારે તો પ્રથમથીજ દીક્ષા લેવાની હતી પણ માતા પિતાની રજા નહી મળવાથી હું ચારિત્ર લેતાં અટકી ગયો હતો. પાછો બળાત્કારે પિતાએ પરણાવ્યો. પરણાવી સંસારના ખાડામાં નાખી દીધો. માતાપિતા પણ સ્વર્ગવાસી થયાં, હવે દીક્ષાને માટે મને કોઈની રજાની જરૂર ન હોતી. પણ આ પરણેલી પ્રિયાને એકલી તરછોડી રઝળતી મુકી દીક્ષા લેતાં મન અચકાતું હતું. હવે પ્રિયા ગર્ભવંતી હોવાથી એ હરકત પણ દૂર થઈ હોવાથી એને સમજાવી દીક્ષા લઈ આ ભવસાગર તરી જાઉં.

ધનગિરિ હવે દિક્ષાને માટે ઉતાવળો થઇ ગયો હતો.

સંસારમાંથી નીકળી જવાનો એણે નક્કી ઠરાવ કર્યો, તત્વનો જ્ઞાતા હોવાથી આ દુઃખપૂર્ણ સંસારનું સ્વરૂપ એ જાણતો હતો. જન્મ મરણનાં તથા રોગ શોકાદિકનાં દુઃખોથી એ ત્રાસી ગયો હતો. આયુષ્ય ચંચળ હોવાથી આક્ષણભંગુર શરીરનો અંત કયારે આવશે તે કાંઇ નક્કી નથી તેથી વિવેકી મનુષ્યે આ સંસારની મોહનિદ્રામાંથી તાકીદે જાગૃત થવું જોઇએ કાળ કાંઇ કોઇની ઓછી રાહ જુએ છે !

એક દિવસે ધનગિરિએ સુનંદાને દીક્ષા લેવાના ઉદ્દેશથી કહ્યું, " આ સંસારથી મારૂં ચિત્ત ઉદ્વિગ્ન હોવાથી હું હવે દીક્ષા લેવાને જાઉં છું. આ બધું તને ભળાવી હું રવાના થાઉં છું. "

" સ્વામી ! હાલમાં દીક્ષા લેવી આપને શું યોગ્ય છે ? મારી સ્થિતિ તરફ તો જુઓ, જરા અબળાની દયા ખાઓ ?"

" તારી દયાથીજ હું આટલો વખત સંસારમાં રોકાયો, હવે તું ગર્ભવંતી છે. પુત્ર થશે તે તને આધારભૂત થશે. ધન પણ આપણે ત્યાં પુષ્કળ છે. ખાઓ, પીઓ ને બની શકે તેટલું ધર્મસાધન કરો ! "

" એ બધુંય ખરૂં પણ પુરૂષ વગરતે કાંઇ ઘરની શોભા છે. ગમે તેવી મહેલાતો પણ એકાકી અબળાઓને શા કામની ? "

“ હું હવે કોઇપણ રીતે આ સંસારથી બંધાવા માગતો નથી. સુનંદા ! રાજી ખુશીથી મને જવાદે, અન્યથા તારી નામરજી છતાં હું હવે ચાલ્યો જઇશ. કોઇરીતે હવે હું સંસારમાં રહી શકીશ નહી ને તારી રજાની પણ મને જરૂર નથી. ”

“ ભલે ન. રહોતો! પણ પુત્રનો જન્મ મહોત્સવ કરી પુત્રનું સુખ જોઈ ભલે ખુશીથી દીક્ષા લેજો. ગમે તેમ કરી પુત્રના જન્મ સુધી તો તમે રહોજ ? ”

“ તે નહી બને. હું હવે એક દિવસ પણ રહેવા માગતો નથી, સમજી ? ભલી થઇને મને જવાદે, તું તારૂં સંભાળી લે, મને મારૂં સાધવા દે. ”

“ પણ તમારે એટલી તો મારી અરજ સ્વિકારવીજ જોઇએ, પુત્રનો જન્મોત્સવ કર્યા પછી દીક્ષા લો તો તમને શું વાંધો છે ? ”

“ હું એમ પૂછુ છું કે અત્યારે દીક્ષા લેવામાં તને શું વાંધો છે ? આજના ક્ષણભંગુર દેહનો તે કાંઇ ભરૂસો છે. કોણ જાણે છે કે કાલે શું થવાનું છે. ”

“ બીજું શું થવાનું વળી, તમારે દીક્ષા લેવાની ને મારે સંસારની ઉપાધિમાં ફસાઈ રહેવાનું. પણ દીક્ષા લેતાં પહેલાં સર્વની અનુમતિ લેવાય તોજ એની શ્રેષ્ઠતા છે.

મહાવીર ભગવાન પણ ભાઈના કહેવાથી બે વર્ષ સંસારમાં રહ્યા હતા ને તમે તો એમનાથીય વધ્યા કે શું ?"

"સુનંદા ! તું ખોટી જક્ક ના કર. મહાવીરસ્વામી જ્ઞાનથી જાણતા હતા એમને દીક્ષાનો સમય ત્યારેજ હોવાથી એ થોભ્યા હતા. આપણને એવું વિશેષ જ્ઞાન નથી. આવતી કાલે શું થવાનું છે એનીય આપણને તો ખબર પણ નથી."

"અરે જગતનો ન્યાય તો જુઓ. લોકો સ્ત્રી માટે તો આભ જમીન એક કરી નાખે છે. રામે સીતાજીને મેળવવા પાછળ શું નથી કર્યું ? પાંડવોએ દ્રૌપદીના રક્ષણ માટે, કાંઇ બાકી રાખી છે, અને ત્યારે તમે મળેલી સ્ત્રીને પણ છોડી દેવા તૈયાર થયા છો."

"એ બધાય મોહના ચાળા હતા. એજ રામ જ્યારે ત્યાગી થયા ત્યારે કોઈ પણ મોહ એમને બાંધવાને સમર્થ થયો નહોતો, એજ પાંડવોએ સર્વસ્વનો ત્યાગ કરી દીક્ષા લીધી હતી. મોહના નાટકને સમજનારાઓને આખરે તો એ બધુંય સંસારી નાટક છોડીને દીક્ષા લેવી જ પડે છે સમજીને ?"

"તેથીજ તમે પણ આટલા બધા દીક્ષા માટે આતુર જણાઓ છો. તમારી દીક્ષાની વાત સાંભળી મને બહુ દુઃખ થાય છે પાછળ મારી શી વલેહ થશે."

"બહુ સારૂજ થશે. મારી તો પ્રથમથીજ લગ્ન કરવાની મરજી નહોતી, છતાં હઠ કરીને તું પરણી. પહેલેથી મેં સાફ જણાવ્યું હતું કે હું દીક્ષા લેવાનો છું. માટે મારી સાથે લગ્ન કરશો નહી. તો પછી મારા જેવા વૈરાગીને તારે પરણવું જ નહોતું."

"છતાંય ભૂલથી પરણી જવાયું એમાં તમને મોટું શું નુકશાન થયું. તમને તો ઉલટો ફાયદોજ થયોને, દુઃખ તો મને આવ્યું."

"નુકશાન, આથી ઓછું નુકશાન બીજુ શું હોઈ શકે! જો મારાં લગ્ન ન થયાં હોત તો આજે ક્યારનીય મેં દીક્ષા લીધી હોત. શિવવધુની વરમાળ મેળવવા મેં કેટલોય પ્રયત્ન કર્યો હોત. એ વૈરાગીયો ઉપર રાગવાળી રમણીનો ત્યાગ કરી રાગીઓ ઉપર વૈરાગી સ્ત્રીને ભજવાથી શું? એ તો નરકનો જ રસ્તો બતાવનારી. અલ્પસુખ અને મહા દુઃખ."

"સ્ત્રીઓને તમે નરકનો રસ્તો બતાવનારી કહી નિંદો છો એ તમારા જેવા વૈરાગીઓને શોભે નહી. સાઠ હજાર વર્ષ પર્યંત આંબિલનું તપ કરનાર સુંદરીના નામથી પાપનો નાશ થાય છે. વિજયા શેઠાણી સતીયોમાં પણ અદ્ભુત હતાં. તીર્થંકર, ચક્રવર્ત્તી અને અક્ષયવીર્ય પુરૂષને ઉત્પન્ન કરનારી સ્ત્રીઓજ હોય છે. સ્ત્રીઓની સહાયથી પુરૂષો સંસારમાં

અદ્‌ભૂત કાર્ય કરી શકે છે. પુરૂષોનો ઉજ્વળ સંસાર સ્ત્રીઓને લીધેજ હોય છે, એવી સ્ત્રીઓની તમે નિંદા શું કરો છો ? આવું કામ કરવા સાધુ થાઓ છો કે શું ?"

"સ્ત્રીઓને નિંદવાની મારી વાતજ નથી પણ બધી સારી સ્ત્રીઓ ઓછીજ હોય છે. સારી સ્ત્રીઓતો તરતજ પુરૂષને સારા કાર્યમાં અનુમોદના આપે. તારી મરજી હોય કે ન હોય, આવતી કાલની પ્રભાતે હું આ ઘરનો હમેશને માટે ત્યાગ કરીશ"

"ભલે જેવી આપની મરજી ને જેવું મારૂં ભાગ્ય!"

પોતાના પતિની દીક્ષાની વાત જાણી પોતે આનંદ-રહીત થઈ ગઈ પતિને દીક્ષા લેતા અટકાવવાને એણે બની શકે તેટલો પ્રયત્ન કર્યો પણ ધનગિરિના નિશ્ચય આગળ એનું શું ગજુ ?

ધનગિરિના દીક્ષાના સમાચાર સગાં સંબંધીમાં પણ ફેલાઇ ગયા, સગાં વ્હાલાં આવીને ધનગિરિને અનેક રીતે સમજાવવા લાગ્યા. " આવી તરૂણ ભર યુવાનીવાળી ગર્ભ-વંતી સ્ત્રીને રઝળાવી તું શું સાધુ થવા માગે છે ? સંસારી-પણે બને તેટલું કરવામાં તને કોણ મનાઇ કરે છે ? પૂર્વ પુણ્યના પ્રભાવે તને ધન મળ્યું છે, સારી સ્ત્રી મળી છે સર્વ કાંઈ છે એ ભોગવ અને મનુષ્યજન્મ સફળ કર. સાધુ થઇને આ બધું ફના કરવા શું બેઠો છે. આ સ્ત્રી

અને આ ધનની તારી પછવાડે શી દશા થશે એનો કાંઇ વિચાર આવે છે કે નહિં. આ જુવાન સ્રીનો તો વિચાર કર. તારા વિના એની જુવાની શેં જશે એનો વિચાર કર્યો ? બધા સગાંના વચનને અવગણીને તમારે સાધુ થવું છે કે યાદ રાખજો પસ્તાવું પડશે. ઘરમાં સ્રીની રજા લીધી કે, નાની બાયડીને છોડી સાધુ થતાં લાજ નથી આવતી લાજ ! જરા શરમાવ ! વિશેષ શું કહીયે. જેને ખાવા ન મળે તેવા ગરીબો ભલે સાધુ થાય, આજીવિકાના દુઃખથી કંટાળેલાને સાધુઓ ભલે મુંડે, બૈરી ન મળવાથી એકલો આમ તેમ હરાયાઢોરની માફક આથડતો હોય એના કરતાં તે ભલેને સાધુ થાય. જો શ્રીમંતો તારી માફક બધા સાધુ બની જશે તો ગરીબ શ્રાવકોનો ઉદ્ધાર કોણ કરશે. એની લક્ષ્મીની શી દશા થાય. ધન તારી પાસે ઘણું છે તો સાધર્મીની ભક્તિ કર, ગરીબ શ્રાવકોને મદદ આપી એમને સુખી કર. એ લાભ શું તને ઓછો લાગે છે કે સાધુ સાધુ જંખી રહ્યો છે. કયા સાધુએ તને ભૂરકી નાખી છે એ તો કહે ? ”

તમને સંસારના રસીયાઓને આ સિવાય બીજું શું કહેવું ગમે ? સાધુના નામથી આટલા બધા ભડકો છો શું કરવા. તમે તમારે ઘેર સિધાવો. તમારા અભિપ્રાયની મને જરૂર નથી, ” ધનગિરિએ સાફ સંભળાવી દીધું.

ધનગિરિનો નિશ્ચય જાણી સગાં વ્હાલાંએ કહ્યું,

" ભાઇ ! જેવી તમારી મરજી. અમે તો સારાને માટે તમને કહ્યું હતું પણ તમારો વિચાર નક્કી છે તો પછી અમે વિશેષ કહી શકતા નથી, સાધુના આચાર પાળવા કઠીન છે માટે વિચાર કરીને ડગલું ભરજો. "

છતાંય તે પછીની બીજી સવારે ધનગિરિ સુનંદા જોતે છતે ઘરમાંથી ચાલ્યો ગયો ને સિંહગિરિસૂરિ પાસે જઇને ધનગિરિએ વિધિપૂર્વક પંચમહાવ્રત ઉચર્યા.

સુનંદા એ જતા ધનગિરિને જોઈ રહી. આ વિશાળ સંસારમાં એકલી અટુલી સુનંદા આનંદ રહિત થઈ ગઈ. મોહની પ્રબળતાથી હૈયામાં બહુ દુઃખ થયું. નેત્રમાંથી અશ્રુ-પ્રવાહ વહેવા લાગ્યો. એને ગળે કાચકી બાજી હોય તેમ ગદગદિત થઇ ગઈ. " હા ! બાલપણમાં આવીજ રીતે બેનનો ત્યાગ કરી ભાઇએ દીક્ષા ગ્રહણ કરી હતી. આજે પોતાનો ત્યાગ કરી પતિ દીક્ષા લેવા જતો હતો. ભાઇ જેવો ભાઈ ગયો, સ્વામી પણ ગયા. છતે પતિએ આજે વિધવા જેવી મારી સ્થિતિ થઇ ભવિષ્યમાં થનારો પુત્રજ મારા જીવનનો આધાર રહ્યો. "

# પ્રકરણ ૩૩ મું.

---

## વજ્રજન્મ.

ધનગિરિની દીક્ષા પછી સુનંદાએ કેટલાક દિવસ તો દિલગિરિમાં પસાર કર્યા. ધીરે ધીરે દિવસો જેમ જેમ વ્યતિત થવા લાગ્યા તેમ તેમ એ લાગણી ઓછી થવા લાગી ને પોતાના ગર્ભનું પોષણ કરવા લાગી. એ ગર્ભના ઉપરજ એના સુખ દુઃખનો આધાર હતો. અનુક્રમે ગર્ભ વૃદ્ધિ પામવા લાગ્યો. સુનંદા સમજુ અને વિવેકી હતી. ગર્ભાવસ્થામાં સ્ત્રીઓએ કેવી રીતે રહેવું જોઇએ તે સમજતી હોવાથી ઘણીજ સાવધાનીથી ગર્ભનું રક્ષણ કરવા લાગી. ગર્ભમાં પણ ઉત્તમ જીવ હોવાથી સુનંદાને કાંઇ તકલીફ પડી નહી. તેમજ તેનું ઉદર પણ વૃદ્ધિ પામ્યુ નહિ. ગુઢગર્ભાની પેઠે એનો ગર્ભ વૃદ્ધિ પામવા લાગ્યો. પતિની દીક્ષા પણ ગર્ભના આનંદમાં ભૂલાઇ ગઇ. હવે માત્ર એનાં સંસ્મરણો જ યાદ રહી ગયાં, હવે તો એને બાલક સંબંધી જ વિચારો થતા. બાલકને આમ રમાડશું ને બાલકનું આમ પોષણ કરશું, બાલકને સારામાં સારી કેળવણી આપવા પ્રબંધ કરશું ને બાલકને એવા મોજમજાહના સ્થાનમાં રાખશું કે જેથી એને વૈરાગ્ય સ્પર્શે નહિ.

રાતદિવસ અનેક પ્રકારના તરંગોમાં ડોલાયમાન સુનંદાનો કાળ સુખપૂર્વક વ્યતિત થવા લાગ્યો, અને નિકટનાં સગાંવ્હાલાં એની સંભાળ રાખતાં હતાં. ઘેર પૈસો હતો એટલે ધન સંબંધી તો ચિંતા હતીજ નહિ. આવકનું સાધન પણ નિયમિત હતું. કેટલીક સ્થાવર મિલકતોનું ભાડું આવતું હતું તેમજ કેટલીક વ્યાજની આવકો પણ સારી હતી તેની વ્યવસ્થા માટે ધનગિરિએ લાયક માણસની નિમણુંક કરી હતી. ઘરમાં પણ કામકાજને માટે દાસીઓ–કામકરનારીઓ રાખવામાં આવેલી હતી. તેમજ બીજા પણ કેટલાક માણસો રાખેલા હોવાથી એનો વ્યવસાય સારી રીતે ચાલતો હતો.

એ ગર્ભ રૂડી રીતે વૃદ્ધિ પામતાં સુનંદાને પ્રસુતિનો સમય નજીક આવી પહોંચ્યો. સગાં વહાલાંની કૌટુંબિક સ્ત્રીઓ પ્રસુતિ સમયે ત્યાં એકઠી થઈ ગઈ. શુભગ્રહોનો યોગ મળે છતે અને શુભલગ્ન ચાલતે છતે, નક્ષત્ર વગેરેનો યોગ પણ રૂડો હતો ને ચંદ્રમા પણ ઉત્તમ રાશિમાં સ્થિત થયે છતે સુનંદાએ સુખપૂર્વક પુત્રનો જન્મ આપ્યો.

એ સુકુમાર બાલકની કાંતિ અતિ અદ્‌ભૂત હતી. એ સોહામણા અને તેજસ્વી બાળકને જોઈ કૌટુંબિક સ્ત્રીઓ અરસપરસ વાતો કરવા લાગી "અલી ! જોયો આ બાળક, વાહ ! કેવો સુંદર અને તેજસ્વી છે !"

"ખચિત. એ દેવલોકમાંથી આવેલો હશે, તેથીજ આવો પુણ્યવંતો જણાય છે. અહીંયાં પણ ભાગ્યવંતને ઘરેજ આવ્યો છેને, માત્ર એકજ ખામી છે," બીજી સ્ત્રી બોલી.

"તારી વાત હું સમજી, એનો પિતા નથી એજ ખામીને, તારી વાત સાચી છે. સુશીલા ! જો એનો પિતા આજે હોત તો આ કર્મવંતા પુત્રનો કેવો મજેનો જન્મ-મહોત્સવ થાત ?"

"એનેય આ શું સુજ્યું કે એ સાધુ થઇ ગયો. આવો રૂપાળો સંસાર છોડીને એ સાધુ થયો, શું માણ-સનીય મતિ છે કંઇ?" એક સ્ત્રીએ વચમાં ટહુકો કર્યો.

"મને તો લાગે છે કે એ સિંહગિરિસૂરીજી જંતર-મંતર વાળા છે કોણ જાણે એમણે શીયે ભભૂતિ નાખી દીધી કે એતો દીક્ષા દીક્ષાજ ઝંખી રહ્યા હતો. પરણાવ્યોય જબરજસ્તીથી, અને પરણ્યો તોય એનેને સુનંદાને જાણે લેવાદેવા ન હોય. એતો કોણ જાણે કે સુનંદાને ભાગ્યેજ આ સારો દિવસ આવ્યો" સુનંદાની ફોઇજીએ બળાપો કર્યો.

"આવી સાહ્યબી, આવો રૂપાળો ઠાઠમાઠ, સુનંદા જેવી ગુણીયલ સ્ત્રી, આવો મજેહનો પુત્ર છોડી સાધુમાં શું ભર્યું હશે. જેમ લોકો સાધુ થતા હશે અને એ સાધુઓનેય કાંઇ ધંધો છે કે જે આવ્યો તેને આ મુંડ્યો ?" એક સંસા-રની રસીયણ બોલી.

"સાધુપણામાં સુખ તો કાંઇયે નથી બાઇ, કઠીણ વ્રત કરવાં પડે, તાપ તડકો સહન કરવો, શિયાળામાં ટાઢથી ધ્રુજવું પડે, ટાઢું ઉનું કે ખારૂં ખાટું જેવું તેવું ભોજન કરવું પડે, તપસ્યાઓ કરવી પડે, જમીન ઉપર સુવુ પડે, રોજ વિહાર કરવા પડે, દીક્ષા લઇને પણ એમાં મોટી કઠીનતા છે બાઈ ! બધીય ઇચ્છાઓને રોકવી પડે અને મનને વશ રાખવું પડે. એ તે કાંઈ જેવી તેવી વાત છે," એક જણીયે ખુલાસો કર્યો.

"આટલી બધી કઠીનતા છે છતાંય લોકો સાધુ શું કરવા થતા હશે ત્યારે."

"દુઃખ સહન કરવા, દુઃખ (પરિસહ) સહન કરવાથી જ પાપનો નાશ થાય."

"એ દુઃખ સહન ન થાય તો શી દશા થાય."

"દીક્ષા છોડી પાછા સંસારમાં પસાર, બીજુ શું થાય વળી."

"લીધેલી દીક્ષા છોડાય ખરી ત્યારે."

"છોડાય તો નહી પણ દીક્ષા ન પળે તો બીજો રસ્તો શું ?"

"દીક્ષામાંને દીક્ષામાંજ મોજ મજા ઉડાવાય, ઉપર દીક્ષાના કપડાં હોય, એ મહાવીરસ્વામીનો વેષ હોય એટલે

વેશને જોઈ ભોળા લોકો ગાંડાઘેલા થઇને ભક્તિ ખુબ કરે, એ ભક્તિને પ્રતાપે જે જોઇએ તે મળે. પછી દીક્ષા છોડી એવો તે કોણુ હોય કે પાછો સંસારમાં પડે. સંસારમાંય એ આવનારને કમાવાની ઉપાધિ ઓછી છે કાંઈ? ”

“ તારી વાત તો સાચી છે. દીક્ષા છોડવી એના કરતાં એમાં જ મજા કરવી એ બની શકે તેવું છે તો ખરૂ, કારણુ કે મહાવીરનો વેષ જોઈ શ્રાવકોની ભક્તિ તો ઉભરાઈ જવાની, એ ભક્તિનો લાભ લઇ એવા સ્વચ્છંદી સાધુઓ જરૂર મોજ ઉડાવવાના, પણુ આજે એવા સાધુઓ કાંઇ નથી, મહાગુણુ-વાન અને પૂજ્ય એવા મુનિઓ ઉપર દોષ આરોપ કરવો એ તો બહુ મોટું પાપ છે બાઈ, ” એક ઠરેલ બાઇ બોલી.

“ આ જુઓને આપણા ધનગિરિ પણુ કેવું ઉજ્વળ ચારિત્ર પાળે છે. મોટી મોટી તપસ્યા કરે છે. દુષ્કર ક્રિયાઓ કરી આત્માને પાપરહિત કરે છે. મહાવીર ભગવાનના એ સાધુઓમાં ખામી શોધવી ને દુધમાંથી પોરા કાઢવા તે બરાબર છે. ”

અત્યારે તો એવા સાધુઓ નથી એ હું પણુ જાણું છું. આ તો એક સ્વાભાવિક વાત થઈ કે દીક્ષા ન પળે તો સાધુજીને દીક્ષા છોડવા કરતાં એ કપડામાં જ મજા ઉડાવ-વાનું બને કે નહિ. આ બેમાંથી એ કયું પસંદ કરે. દીક્ષા છોડવાનું કે પોલ ચલાવવાનું. ”

"જેને પોલ ચલાવતાં આવડતી હોય, જેને પાપનો ભય ન હોય, જેને મહાવીરના વચનની કિંમત (શ્રદ્ધા) ન હોય, અને જે જનતાને ઠગવાને પાવરધો હોય, ભોળાભક્ત શ્રાવકો દોષ ન જોતાં અતિ શ્રદ્ધાળુ બની અહર્નિશ જેની સેવામાં હાજર હોય તેવા સાધુઓ પોલ ચલાવે, બાકી તો ન પળે તો દીક્ષા છોડી સંસારમાં આવી પોતાની વાસનાઓ પૂરી કરે અને પશ્ચાત્તાપ કરેતો ફરી સમય આવે દીક્ષા લઇ આત્માને તારે એ શ્રેષ્ઠ વાત છે."

"એ વાત જવા દો હવે. જ્યારે એવી વસ્તુસ્થિતિજ આજે નથી તો પછી એવી નકામી વાતો શી કરવી? આપણે નજરે જોઇએ છીએ કે સાધુઓનાં સાધુત્વ કેવાં કષ્ટસાધ્ય છે, આ સંસાર તરવાની કેવીએ મહાન્ પ્રવૃત્તિ કરી રહ્યા છે."

"ખરી વાત છે કે સાધુજીવન એતો પૂજવાને યોગ્ય છે. કદાચ ભવિષ્યકાળમાં કોઈ સાધુઓ એવા થાય તે જુદી વાત છે. કારણકે ભગવાને કહ્યું છે કે ધર્મ ચાળણીની માફક ચળાશે, સાધુઓમાં અનેક મત મતાંતરો (ગચ્છો) થશે, પોતપોતાનો મત સ્થાપવા ઝગડામાં પડશે, પોતાની મતિ-અનુસાર વર્ત્તશે, આચારમાં પણ શિથિલતા જોવાશે, આવી પોલો પણ ત્યારે જોવાશે, પણ એની આપણે શી પંચાત? કરશે તે ભરશે. ભવિષ્યકાળની વાતો આજે કર-વામાં શું લાભ?"

"આપણે શી વાત કરતા હતાં ને ક્યાં ચાલ્યા ગયા. ધનગિરિએ દીક્ષા ન લીધી હોત ને આજે આ બાલકનો પિતા હાજર હોત તો શું રૂપાળો આનંદ આનંદ વર્ત્તાત. પણ ભાવી બળવાન છે. ભાવી આગળ માનવીનું તે શું ગજું ?"

"ખરી વાત છે, દીક્ષા લેતા પહેલાં એમને સમજાવવામાં કાંઈ બાકી રાખી છે. સુનંદાએ પણ આભ જમીન એક કરી નાખ્યા, છતાંય આ બાલકનો પિતા સાધુ થઈ ગયો."

એ કૌટુંબિક સ્ત્રીઓ એ પ્રમાણે વાતો કરતી હતી. વાતો કરતાં કરતાં બાલકની જન્મ ક્રિયા કરી. પોતાનાથી બની શકે તેવી તેમણે ખુશાલી જાહેર કરીને સાકર વ્હેંચી.

સ્ત્રીઓની વાતો એ બાલક સાંભળતો હતો. દુનિયાના દરેક બાલકો કરતાં આ બાલકના અધ્યવસાય તીવ્ર હતા, એની જ્ઞાનશક્તિ કોઇ અદ્‌ભૂત હોવાથી સ્ત્રીઓની તમામ વાતો એણે સાંભળી, એ વાતો સાંભળતાં બાલકે વિચાર કર્યો કે, "નક્કી મારા પિતાએ દીક્ષા ગ્રહણ કરી છે. મારા પિતાએ દીક્ષા ગ્રહણ કરી તો મારે શું કરવું." સ્ત્રીઓના મુખથી દીક્ષા એ શબ્દ સાંભળી બાળકને પૂર્વભવને સૂચવનારૂં જાતિસ્મરણ જ્ઞાન થયું અને જાતિસ્મરણ જ્ઞાનથી એ સર્વ વસ્તુસ્થિતિ જાણવા લાગ્યો.

"હું પણ સાધુ થાઉ તો ઠીક, પણ હું સાધુ કેવી રીતે થઇ શકું. માતા મને સાધુ થવા માટે રજા આપે

ખરી, ત્યારે શું ઉપાય કરૂં ? પિતા-પાસે જવું એ પણ સાચુ, ને માતા રજા આપે એવું પણ કાંઈક કરવું જોઈએ. ”

એ જાતિસ્મરણ જ્ઞાન પામેલા બાળકે માતા પાસેથી રજા મેળવવા માટે એક વિચાર નક્કી કરી રાખ્યો. એ વિચારને અમલમાં પણ મુકી દીધો.

પિતાની દીક્ષાની વાત સાંભળતાં બાલકે ત્યારથી રડવાનું શરૂ કરી દીધું. રડવું બાલચાપલ્યતાથી તોફાન કરવું, માતાને સંતાપવી, એને કાયર કાયર કરી થકવવાનો પ્રયત્ન શરૂ કર્યો. એની માતા તેમજ બીજી પણ અનેક સ્ત્રીઓ એને રડતો બંધ કરવા માટે અનેક પ્રયત્નો કરવા લાગી. અનેક પ્રકારનાં મીઠાં વચનં, મધુર હાલરડાં, રમકડાં તેમજ હસાવાના પ્રયત્નો કર્યા, બીજી દિશા તરફ મનને લઈ જઈ રડવાનું ભુલવવાની પ્રવૃત્તિ કરી પણ એ બધાય પ્રયત્નો વ્યર્થ જવા લાગ્યા. જેમ જેમ પ્રયત્ન થાય તેમ તેમ બાલક વધારે રડવાનું શરૂ કરે. બાલકની આવી પ્રવૃત્તિથી માતા કાયર કાયર થઈ ગઈ. એવી ને એવી સ્થિતિમાં છ છ માસનાં વ્હાણા વહી ગયાં.



# પ્રકરણ ૩૪ મું.

## અર્પણ.

મહાવીરસ્વામીના નિર્વાણ પછી ૪૯૬ વર્ષે વજ્રસ્વામીનો જન્મ થયો અર્થાત્ વિક્રમ સંવત ૨૬ માં વજ્રસ્વામીનો જન્મ થયો. જન્મ થતાંજ પિતાએ દિક્ષા લીધી એવા શબ્દો કાને આવતાં તેમને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. એ જાતિસ્મરણથી પોતે પણ દીક્ષા લેવાને માટે તૈયાર થયા. હવે માતાની રજા લેવા માટે એમનો આ પ્રયાસ હતો. જેમને ચારિત્ર લેવાના ભાવ થાય છે અને જેઓ ખરેખરા વૈરાગી છે એમને જગતની કોઇ પણ વ્યક્તિ રોકવાને સમર્થ છે ખરીકે.

માતા પિતા કે વડીલોની રજા મેળવવી એ જ દીક્ષીતના વૈરાગ્યની ખરી કસોટી છે. જો દીક્ષિત ખરેખર વૈરાગ્યવાસીત હોય, સંસારમાંથી નિકળવાને આતુર થઈ રહ્યો હોય તો પછી કોઈ પણ ઉપાયે એ રજા મેળવે છે. શાલિભદ્ર અને અવંતિસુકુમાર જેવા અખુટ વૈભવ અને બત્રીસ બત્રીસ રમણીયોના ધણી થનારાઓને પણ માતાઓએ રજા આપી છે. રાજકુમારો પણ માતાપિતાની રજા મેળવે છે. રાજ્યકર્ત્તા અભયકુમારે પણ મગધરાજની રજા મેળવી હતી. માતાપિતા કે વડીલોની રજા મેળવી દીક્ષા લેવી એ એક

જૈનશાસનનો ન્યાયી અને ગૌરવવંતો રાજમાર્ગ છે. એમાં શાસનની શોભા છે. એવા માર્ગે વર્ત્તન કરવાથી ગુરૂ અને શિષ્ય બન્નેની શોભા છે. એ બન્નેની શોભામાં શાસનની પણ શોભા છે. એવી રીતે દીક્ષા લેનારાઓ જલદીથી આત્મહિત કરી શકે છે. પાછળ ધર્મની નિંદા ન થાય ગુરૂઓની અવગણના ન થાય તેમજ મહાવીરના શાસન તરફ અભાવ ન થાય એ માટે રજા લેવાનો હેતુ જણાય છે.

વજ્રકુમારે રડવાનો ધંધો હાથ કરેલો હોવાથી સુનંદા બહુજ કંટાળી ગઇ. એની પાડોશણો પણ શું કરે? બાળકને મનાવવાના અથાગ પ્રયત્ન થાય છતાંય જ્યાં ઈચ્છાપૂર્વક–ઈરાદાપૂર્વક રડવાની પ્રવૃત્તિ થતી હોય તે શી રીતે અટકે.

સુનંદા તો દેવકુમાર જેવા છતે પુત્રે પણ આનંદરહિત થઇ ગઈ. પુત્રને મનાવવા માટે એ માતા કાંઈ બાકી રાખે. જેટલા ઉપાયો મગજમાં ઉત્પન્ન થયા તે સર્વે કરી ચુકી પણ નિષ્ફળ, વજ્રકુમાર રડતાં બંધ પડેજ શું કરવા?

છ માસના વ્હાણાં વહી ગયાં ત્યારે સિંહગિરિ આચાર્ય ધનગિરિ અને આર્યસમિત આદિ શિષ્ય પરિવાર સાથે તુંબવનનગરમાં પધાર્યા. એમના આગમનની વાર્તા ગામમાં જલમાં તેલબિંદુની માફક પ્રસરી ગઇ.

સુનંદાની પાડોશણોએ ધનગિરિના આગમનના સમાચાર સુનંદાને જણાવતાં કહ્યું કે "બેન! સુનંદા! એક વાત

તને ગમે તો કરૂં ? માઠું ન લગાડશો; તમને મારી વાત ગમશે કે ? ”

“ પણ સાંભળ્યા વગર તે કેમ ખબર પડે ? ”

“ સુનંદા ! આજ છ માસથી આ છોકરો તમને સંતાપે છે. તમે એનાથી કાયર કાયર થઈ ગયાં છો. એ છોકરો પણ રડી રડીને કોણ જાણે શું માગે છે તેની શી ખબર પડે. હું તમને એક રસ્તો બતાવું ? ”

“ અને તે રસ્તો ! ”

“ એના પિતા ધનગિરિ આવ્યા છે તેમને અર્પણ કરી દે. જોઇએ તો ખરા એ રડતા છોકરાને કેવી રીતે મનાવે છે તે ! ”

“ ઓય મા ! છોકરાને તે કાંઈ આપી દેવાય, ભલેને તે ક્યાં સુધી રડ્યા કરશે, થાકશે એટલે એની મેળે રડતો રહી જશે, ” સુનંદાએ કહ્યું.

“ રડતો રહી જાય તો સારી વાત છે, પણ રડતો ન રહે તો મેં કહ્યું એ ઉપાય સર્વશ્રેષ્ઠ છે. તે બરાબર વિચાર કરી જોજે ”

એ પાડોશણોની વાત બાળ વજ્રકુમારે પણ સાંભળી, એ વાતોથી એણે જાણી લીધું કે એના પિતા ધનગિરિ

બંધાર્યાં છે. પાડોશણો પિતાને સોંપી દેવા કહે છે પણ માતા ના પાડે છે માટે વધારે તોફાન મચાવું તો ઠીક.

છ માસનો બાળક કંઈ પણ સમજી શકે નહિ છતાં વજ્રકુમાર સમજતા એનું કારણ એમને જન્મથી થયેલું પેલું જાતિસ્મરણજ્ઞાન હતું. એ જ્ઞાનથી એમણે પૂર્વ ભવ જોયો હતો. પોતે દેવભવમાંથી આવ્યા છે એ પણ જાણતા હતા. આ મનુષ્ય ભવમાં બાલપણથી દીક્ષા ગ્રહણ કરી જગત ઉપર ધર્મધુરંધર થવાને તે જન્મ્યા હતા. બીજાની માફક એ સામાન્ય કોટીના પુરૂષ નહોતા, પુરૂષ છતાં આજના જમાનાના એ મહાન્ પુરૂષ હતા. જે ધર્મ સામ્રાજ્યના નાયક થવાને જ સરજાયેલા હતા, એવા જીવોને સંસાર પ્યારો નજ હોઇ શકે.

વજ્રકુમારે અધિકાધિક રૂદન શરૂ કર્યું. એ છ માસનો વજ્ર હાથ પગ પછાડે ને રડે, માતા ખોળામાં લે તો ત્યાં પણ હાથ પગ પછાડી મહાન રૂદનધ્વનિથી માતાના કાન પણ ફોડી નાખે. અહર્નિશના એ વ્યવસાયથી માતાની ધિરજ ખુટી ગઇ. ખરેખર એ કંટાળી ગઇ ને ગમે તેવાની પણ ધિરજ ખુટી જાય. રોજના અણધાર્યા પ્રતિકુળ બનાવોથી માણસ કયાં સુધી ધિરજ ધારણ કરે. દરેક વસ્તુની હદ હોય છે. પરિવર્ત્તન પણ કાળે કરીને દરેકમાં થયાંજ કરે છે.

સુનંદાને પણ લાગ્યું કે "બાળકને એના પિતાને સોંપો

હોય તો ઠીક. આ કંટાળો હવે ક્યાં સુધી હું સહન કરૂં ? સર્વને છોકરા તો હોય છે પણ આનાથી તો આડો આંક ! દેવ જેવો બાળક છે પણ શું કરીયે, સોનાની કટારી કાંઇ પેટમાં મરાય ! કોણ જાણે એ મારી પાસેથી કેવા પ્રકારનું ઋણ ચુકવવા આવ્યો છે કે વેર સંબંધે એ મારે ત્યાં આવ્યો છે તે તો જ્ઞાની જાણે, એના રોજના ચાલુ રૂદનથી હવે તો હું તદ્દન કંટાળી ગઇ છું. હવે તો જરૂર એના બાપને જ આપી દઉં."

પાડોશણોની સલાહ એને ગળે ઉતરી, એના પિતા ફરતા ફરતા આવે તો આ પુત્રને જરૂર આપી દેવો, એ નિશ્ચય કરી સુનંદા એના પિતાના આગમનની રાહ જોવા લાગી.

સિંહગિરિસૂરિ પોતાના શિષ્ય પરિવાર સાથે અહીં પધાર્યા હતા. એક દિવસે ધનગિરિ અને આર્યસમિત એ બન્ને મુનિઓએ ગુરૂને વંદન કરી અરજ કરી " પ્રભો ! જો આપ આજ્ઞા આપો તો અમારા સગાઓને વંદાવા જઈએ."

તે વખતે શુભ શકુન થવાથી ગુરૂએ જ્ઞાનનો ઉપયોગ મુકી ધનગિરિને લાભ થવાનો જાણી ધનગિરિને કહ્યું; " વત્સ ! તમને આજે ભિક્ષામાં જે કાંઇ સચિત્ત અચિત્ત મલે તે લઇ આવજો."

" તહત્તિ ! આપનું વચન હું અંગીકાર કરૂં છું, " ધનગિરિએ ગુરૂનું વચન મસ્તકે ચઢાવ્યું.

ધનગિરિ અને આર્યસમિત ગુરૂની આજ્ઞા મેળવી ફરતા ફરતા ધનગિરિ રહેતો હતો એ શેરીમાં આવ્યા. ધનગિરિને શેરીમાં આવ્યા જાણી પાડોશણોએ તરતજ સુનંદાને સમાચાર આપ્યા, કે તારા પતિ ધનગિરિ આવી પહોંચ્યા છે. " તો હે સુનંદે ! આ પુત્રને તું આપ તો ખરી એને તેઓ શું કરે છે ?"

સુનંદા પણ કંટાળી ગઇ હોવાથી પુત્રને સોંપી દેવા તત્પર થઇ. તે જેવી બારણામાં આવી કે તેટલામાં તો બન્ને મુનિઓ આવી પહોંચ્યા. બન્ને મુનિઓને વાંદીને ધનગિરિ તરફ જોઈ સુનંદા બોલી, " આટલા સમય સુધી આ બાલકનું મારા આત્માની જેમ મેં પાલન કર્યું છે. મેં અનેક રીતે એને સમજાવવા-મનાવવાના પ્રયત્નો પણ કરી જોયા. છતાં પ્રતિદિવસ રૂદન કરતાં એણે મને હેરાન હેરાન કરી નાંખી છે. હું એનાથી હવે તદ્દન કંટાળી ગઇ છું. જોકે તમે દીક્ષિત છો તથાપિ આ તમારા પુત્રને તમે ગ્રહણ કરો, પણ મારી જેમ તમે એનો ત્યાગ કરશો નહિ."

" હે ભદ્રે ! હું તો એને લઇ જઈશ પણ તું એમ કરવું રહેવા દે, તું માતા થઇને બાલકને તજી દે તે ઠીક કહેવાય નહીં."

" ઠીક હોય કે નહી. પણ મેં તમને સોંપી દેવાનો નિશ્ચય કર્યો છે. હવેથી હું એને એક દિવસ પણ રાખવાને શક્તિવાન નથી."

"પણ તું જાણે છે એ વાત કે અમને આપ્યા પછી તને તારો પુત્ર ફરીને પાછો મળી શકશે નહિ. સમજી."

"ભલે ન મળે તો, મારે હવે એની જરૂર નથી. તમે એને લઇ જાઓ, તમારે જોઇએ તેમ એની વ્યવસ્થા કરવા તમે મુખત્યાર છો!"

"એ વિચારો તારા હંમેશને માટે કાયમ રહેશે, થોડા માસ પછી પાછા ફરી જશે તો."

"ના કદિપણ નહી ફરે, છોકરો હું તમને અર્પણજ કરી દઉં છું."

"હજી પણ વિચાર કરી લે, હજી છોકરો તારી પાસે છે ત્યાં લગણ કાંઇ બગડ્યું નથી."

"મેં તો વિચાર કરેલોજ છે; મારો એ વિચાર હવે ફરે તેમ નથી."

"તેં નક્કી વિચાર કર્યો ત્યારે!"

"હા! નક્કી!"

"શું વિચાર કર્યો ?"

"એજ વળી તમને આપી દેવાનો."

"જેવી તારી મરજી, પણ એક કામ કર ત્યારે!"

"વળી શું કામ કરવાનું છે."

"પાડોશીઓને સાક્ષી રાખીને આપ, એટલે પાછળથી તું કદાચ પુત્ર ઉપર હક્ક કરતી આવે તો પેલા સાક્ષીઓ ત્યારે કામ આવે."

"મારે તો આ બાળકની જરૂરજ નથી. છતાં તમારા મનની પ્રતીતિ માટે ભલે તમારી અને મારી વચ્ચે સાક્ષીઓ મધ્યસ્થ તરીકે રહે."

સુનંદાએ ચારપાંચ સારા સારા પ્રતિષ્ઠિત ગ્રહસ્થોને ભેગા કર્યા, એ ગ્રહસ્થોને બધી વાત સમજાવ્યા પછી તેમની સમક્ષ ધનગિરિએ ઝોળી પહોળી કરી. સુનંદાએ તરત જ એ ઝોળીમાં પુત્રને મુકી દીધો. સુનંદાએ પુત્રને ઝોળીમાં મુક્યો કે તરત જ જાણે સંકેત ન કર્યો હોય તેમ રડતો બંધ થઈ ગયો.

પુત્રવાળી ઝોળી ધનગિરિએ ઉપાડી લીધી ને બન્ને મુનિઓ ત્યાંથી પાછા ફરતા ગુરૂ પાસે આવ્યા. ગુરૂ સિંહગિરિસૂરિજી તો ધનગિરિના માર્ગની પ્રતિક્ષા જ કરી રહ્યા હતા. દૂરથી બન્ને મુનિઓને આવતા જોઇ ગુરૂ મહારાજ સામે આવ્યા, પુત્રની ભારયુક્ત ઝોળી ઉપાડવાથી ધનગિરિની ભૂજાઓ નમી જતી જોઈ ગુરૂ બોલ્યા, "મહાભાગ! ભીક્ષાનાં ભારથી તું શ્રમિત થઈ ગયો જણાય છે. તારી ભૂજાઓ પણ વાંકી વળી જાય છે. માટે તારી ઝોળી તું મને આપ, કે જેથી તારી ભુજાઓને આરામ મળે." એમ કહી ગુરૂએ ઝોળી લઇ લીધી. ધન-

ગિરિએ પણ યત્નથી સૌભાગ્યના પાત્ર અને રૂપરૂપના અંબાર સમા એ પુત્રને ગુરૂ મહારાજને અર્પણ કર્યો. એ ઝોળીમાંથી તેજથી સૂર્ય સમાન દેદીપ્યમાન એ બાળકને પોતાની બે ભૂજા વડે આચાર્ય મહારાજે ગ્રહણ કરી લીધો. બાળકના અતિ ભારથી આચાર્ય મહારાજના હાથો પણ નમવા લાગ્યા. તેના ભારથી હાથનો ભંગ થતો જોઇ વિસ્મય પામી ગુરૂ બોલ્યા, " અહો પુરૂષરૂપધારી આ વજ્ર છે કે શું ? "

આચાર્ય મહારાજ બાળકને લઇને ઉપાશ્રયમાં આવ્યા, તેટલામાં તો એમને એટલો બધો પરિશ્રમ લાગ્યો. એમના બન્ને હાથો જાણે અતિ મહેનત કરવાથી થાકી ગયા હોય, એવી સ્થિતિ હોવા છતાં બાળકની કાંતિ જોઈ બોલ્યા, " આ મહા ભાગ્યવંત બાળક પ્રવચનના આધાર રૂપ થશે. અતિ ભારથી પુરૂષરૂપધારી આ વજ્ર કોઇથી ધારણ કરી શકાય તેમ નથી. આ બાળકની હે સાધુઓ ! તમારે બહુ જ સંભાળ રાખવાની છે. કારણ કે રત્નો પ્રાયઃ અપાયવલ્લભ ( વિઘ્નોને પ્રિય ) હોય છે. "

ગુરૂમહારાજે એ પ્રમાણે બાળકનું ભવિષ્ય ભાખી એને માટે શી વ્યવસ્થા કરવી તેમના વિચારમાં પડ્યા. આ બાળકની વાત સાંભળી શ્રાવકશ્રાવિકાનો મોટો સમુદાય ત્યાં એકઠો થઇ ગયો, સાધ્વીઓ પણ ભેગી થઈ. બધાંય બાળકને જોઈ ખુશી થયાં. બધાંને લાગ્યું કે, " આ બાળક જૈન શાસનના આધાર રૂપ થશે. "

"ભગવાન્ ! આપને આ બાળકનું ભવિષ્ય કેવુ જણાય છે. અમે બધા તો અનુમાનથી વાતો કરનારા, પણ આપ જ્ઞાનથી આ બાળકનું ભવિષ્ય કહો !" એક મહાન્ શ્રાવકે કહ્યું.

સિંહગિરિ આચાર્યે જ્ઞાનથી એનું ભવિષ્ય જોઈ બોલ્યા, " આ બાળક મહાપુરૂષ થશે. શાસનનો નાયક, સંપૂર્ણ દશપૂર્વનો ધરનાર છેલ્લો આ બાળક જ છે. આની પછી કોઇ દશપૂર્વી થશે નહી. અનેક શક્તિઓ અને લબ્ધિ એને પ્રાપ્ત થશે; આઠ વર્ષની ઉમ્મરમાં દીક્ષા ગ્રહણ કરી અનેક શાસનનાં કામો કરશે, અનેક રાજાઓ એના ભક્ત થશે, યુગપ્રધાન એવો મહા પ્રાભાવિક થશે. મહાવીર ભગવાન પછી તેવીશ ઉદય થવાના, તેમાં પહેલો ઉદય થઇ ગયો અને બીજો ઉદય આ પુરૂષથી શરૂ થશે. મહાન તીર્થ શત્રુંજયનો ઉદ્ધાર કરવામાં અતિ સહાય કરનાર થશે."

"એ શું કહ્યું આપે, શત્રુંજયનો તીર્થોદ્ધાર," શત્રુંજયનો ઉદ્ધાર સાંભળી બધો આશ્ચર્ય પામ્યા.

"હા ! શત્રુંજયનો ! એ તિર્થ ભવિષ્યકાળમાં બંધ થશે. ઘણા વર્ષ પર્યંત બંધ રહેશે. તે આ પુરૂષની વૃદ્ધાવસ્થામાં એના હાથથી ખુલશે. જાવડશાહ તીર્થનો ઉદ્ધાર કરનાર થશે પણ આ પુરૂષના પ્રયત્નથી, મિથ્યાત્વી અસુરોથી એ તીર્થનો વિધ્વંસ થઇ જશે, કોઇ પણ યાત્રા કરી શકશે નહીં. આ પુરૂષની શક્તિથી એ અસુરો પરાજય પામી

ત્યાંથી ભાગી જશે ને તીર્થનો માર્ગ આ પુરૂષના પ્રયત્નથીજ ખુલ્લો થશે."

બધાય આ પુરૂષની શક્તિથી અજાયબ પામ્યા. વજ્ર બાળક પણ જાતિસ્મરણજ્ઞાનવાન હોવાથી ગુરૂનાં વચનો એમણે પણ સાંભળ્યાં હતાં.

આચાર્ય મહારાજે વજ્રકુમાર સાધ્વીઓને સોંપ્યો. ત્યારથી વજ્ર બાલક સાધ્વીને ઉપાશ્રયે રહેવા લાગ્યો. સાધ્વીઓની ભક્તા શય્યાતરી શ્રાવિકાઓએ ઉછેરવાની માગણી કરવાથી આર્યાઓએ તેમને સોંપ્યા. પોતાના પુત્ર કરતાં પણ અધિક પ્રીતિથી તેને ઉછેરવા લાગી. એક કમલથી બીજા કમલે જેમ હંસ જાય તેમ એક હાથથી બીજે હાથ શય્યાતર રમણીઓના હાથે ફરતો તે તેમના ઉત્સંગમાં રમવા લાગ્યો. એ બાળકને રમાડવામાં શય્યાતર સ્ત્રીઓ હર્ષઘેલી થઇ જતી. એક ઉત્સંગથી બીજા ઉત્સંગમાં ક્રીડા કરતો બાલ બધાંને આનંદના સ્થાન રૂપ થયો. મહાભાગ્યવંત એવી તે સુંદરીઓ વજ્રને સ્નાન, ખાન અને પાન કરાવવામાં સ્પર્ધા બતાવવા લાગી.

બાળક છતાં પણ જ્ઞાની વજ્ર વયોવૃદ્ધની માફક શાંત અને ગંભીર જણાતો હતો. બાળક છતાં શય્યાતર સ્ત્રીઓને અરૂચી થાય તેવું કદી પણ કાર્ય કરતો નહિં. ને આહાર પાણી પણ માત્ર શરિરને નિર્વાહ જેટલાંજ લેતો હતો. તેય પોતાને ખપે તેવાં પ્રાશુકજ લેતો હતો. જાતિસ્મરણ જ્ઞાન હોવાથી એ વિવેકી

આચાર વિચાર સમજતો હતો જેથી તેને આહાર નિહારની જ્યારે જરૂર પડતી ત્યારે, પોતાનું રક્ષણ કરનારા માણસોને સ્પષ્ટ સંજ્ઞાથી જણાવી દેતો હતો.

વજ્રકુમાર અનેક શય્યાતરી સ્ત્રીઓથી પોષાતો હોવાથી તે દરેક સ્ત્રીઓ ઉપર સમાન પ્રીતીગુણ ધરાવતો હતો. સાધ્વીઓના ઉપાશ્રયમાં જ્ઞાનનાં ઉપકરણો, તથા ચારિત્રનાં નાનાં નાનાં ઉપકરણો લઇને બાળક્રીડા કરતો વજ્ર આર્યાઓને અને શય્યાતર સ્ત્રીઓને આનંદ પમાડતો હતો.

વજ્રકુમાર એવી રીતે આનંદ કરતો વૃદ્ધિ પામતો હતો. સિંહગિરિ આચાર્ય તો વજ્રને સાધ્વીઓને સોંપી શિષ્યો સહિત ત્યાંથી વિહાર કરી ગયા હતા. વજ્રનું અહીંયા લાલન પાલન થતું હતું. બીજના ચંદ્રની માફક ક્રમે ક્રમે તે વૃદ્ધિ પામતો હતો. આનંદમાં મ્હાલતા એ વજ્રકુમારની બાલચેષ્ટાની વાતો ગામમાં થવા લાગી. એ વાતો અનુક્રમે સુનંદાના સાંભળવામાં પણ આવી. પુત્રથી કંટાળેલી માતાને પાછો ફરી એક વાર પુત્રનાં સુખદર્શન કરવાનો અભિલાષ થયો. ગમે તેવો તોય એ પોતાનો પુત્ર હતો. તે પોતે એ બાળકની માતા હતી, એ માતાનાં હૈયાં તો પુત્ર તરફ સ્નેહથી ઉભરાતાંજ હોય!



# પ્રકરણ ૩૫ મું.

## રકઝક.

એક વખતે એક અજાણી સ્ત્રી વજ્રકુમારને શય્યાતરી સ્ત્રીઓ પાસેથી લઇને રમાડવા લાગી. પયઃપાન કરાવતી અને અત્યંત લાડ લડાવતી આ સ્ત્રીને જોઈ શય્યાતરી સ્ત્રીઓ વિસ્મય પામી. "આ કોણ સ્ત્રી હશે કે બાળકને—અજાણ્યા બાળકને આટલા બધા લાડથી રમાડે છે." શય્યાતરી સ્ત્રીઓ શંકાથી જોવા લાગી.

"બાઈઓ! બહેનો! તમે શું જોઇ રહ્યાં છો! આ બાળકને હું ઓળખતી ન હોઉં એમ ધારશોના? હું આવી રીતે રમાડું છું તેથી તમને શું અજાયબી લાગે છે કે?"

"હા! જરૂર! તમને કોઇ દિવસ જોયાં નથી, છતાં આ બાળકનાં ચિર પરિચય વાળાં હો તેમ રમાડી રહ્યાં છો?"

"આ બાળકની હું ચિરપરિચય વાળીજ છું. ચિર પરિચય અથવા તો કાંઇપણ સંબંધ વગર કોઇ આવી રીતે રમાડી શકેજ નહિ."

"ત્યારે શું આ બાળકને તમે ઓળખો છો કે?"

"નાકિમ ઓળખું, કોઇ પોતાના આત્માને તે ભૂલી જતું હશે વળી ?"

"પોતાના આત્માને તો કોઇ ન ભૂલે, પણ તમારો આત્મા જેવો આ બાળક શી રીતે; તમારે ને એને શું સંબંધ ?"

"મારે ને એને શું સંબંધ! અરે બેનો! તમે એટલુંય નથી સમજતાં કે આ બાળકની માતા કોણ છે ?"

"એની માતા જે હશે તે હશે, એની માતાએ તો આવા દેવ જેવાં બાળકથી કંટાળી ગુરૂ મહારાજને અર્પણ કરી દીધો, હવે એને અને માતાને શું ?"

"ગુરૂ મહારાજને અર્પણ એટલે શું ? એનો અર્થ હું કાંઇ સમજી શકતી નથી. એની માતાએ તો એના પિતાને આપ્યો હતો. હું એની માતા છું. એના પિતાને મેંજ સાચવવા આપ્યો હતો શું પિતા પુત્રને ન સંભાળી શકે ?"

"તમે આ બાળકની માતા છો એમ !"

"હા! ઘણા દિવસથી આ બાળકનું મુખ નહિ જોએલું હોવાથી આજે એને રમાડવા આવી છું અને મારા બાળકને..."

"મારા બાળકને....એ શું વળી," શય્યાતરી સ્ત્રીઓ અજાયબી બતાવતી બોલી.

" લેવા વળી, મારા બાળકને લેવા આવી છું, " એ અજાણી સ્ત્રી સુનંદા હતી તેણે પોતાના આગમનનો સ્પષ્ટ રીતે ખુલાસો કર્યો.

સુનંદાનો ખુલાસો સાંભળી શય્યાતરી સ્ત્રીઓ ચમકી. રખેને બાળકને લઇને પસાર ન થઇ જાય. બધીય સ્ત્રીઓ સુનંદાની આસપાસ ફરી એને ઘેરી લીધી. સુનંદા એ સ્ત્રીઓની મધ્યમાં ઘેરાઇ ગઇ.

" બાઇ ! તમે એની માતા હશો એ અમે જાણુતા નથી. માટે અમે તમને પુત્ર આપીશું નહિં. અમને તો પુત્ર ગુરૂ મહારાજે આપેલો છે. આર્યાઓના ઉપાશ્રયે રહેલા આ બાલકને અમે ઉછેરી મોટો કરીએ છીએ. "

" હવે તમે શું જોઇને લેવા આવ્યાં છો તે, તમે તો ગુરૂ મહારાજને આપી દીધો હતો. પ્રથમ આપવા સમયે પાછો લેવાનો કરાર કરેલો કે, આપી દીધેલી વસ્તુ કોઇ પાછી લેતું હશે કે, આપવા ટાણે વિચાર કરીયેને, કે જેથી પાછળ પસ્તાવું ન પડે, " બીજી સ્ત્રી બોલી.

" બેન ! મેં તો એના બાપને સંભાળવા આપ્યો હતો. કોઈ વસ્તુ સ્હેજે એકબીજાને અપાય, એમાં શું કરાર કરવા પડે છે, એ વસ્તુ તો પાછી મૂળસ્થાનકે પાછીજ આવે ને ! "

" આ કંઈ સ્હેજનો સોદો નથી. તમે તો આપી દીધો

હતો. એમ અમે સાંભળ્યું છે જેથી તમને પાછો માગવાનો કંઈ હક્ક નથી."

"એવું કાંઈ નથી, મેં કાંઇ આપી દઇ મારો હક્ક જતો કર્યો નથી. એના પિતાને મેં સાચવવા આપ્યો હતો, મેં કાંઇ તદ્દન આપી દીધો છે એવું કાંઈ નથી."

"તે તમે જાણો, અમે એમાં કાંઇ ન સમજીએ, પ્રથમ તો એની માતા તમે છો એ અમે જાણતાંજ નથી. છતાંય માનો કે તમે એની માતા હો તો પણ અમે તમને આપશું નહિ."

શય્યાતરી સ્ત્રીઓનાં આવાં વિરૂદ્ધ વચનો સાંભળી સુનંદા ચમકી. એ પુત્રને કેવી રીતે હાથ કરવો એની તેને ગમ પડી નહિ. ચારે બાજુએ સ્ત્રીઓનું ટોળું જામેલું હતું, પોતે વચમાં એકાકી ઘેરાઇ ગઇ હતી. એ બધાની વચમાં પોતે એકલી હતી. અસહાય અને નિરાધાર હતી. ઝઘડો કરવાની તેની વૃત્તિ નહોતી. બહુ ખેચપકડ કરવામાં પણ મજા નહોતી.

"નહિ આપવાનું કારણ ?" સુનંદાએ કહ્યું.

"કારણ તો દેખીતુંજ છે. તમે કાંઇ અમને સોંપ્યો નથી, સાધુ મહારાજ–ગુરૂ મહારાજને અમે શું જવાબ દઇએ."

"એમને કહી દેજો કે એની માતા આવીને પુત્રને તેડી ગઇ."

"ના તે નહિ બને, તમારે જો આ પુત્રને લઇ જવો હોય તો એક રસ્તો તમારી મરજી હોય તો બતાવું.

"શું રસ્તો ?"

"એના પિતા આવે,–ગુરૂ મહારાજ અહીંયા પધારે ત્યારે આવજો ને એમની પાસે માગણી કરજો."

"એ પણ ઠીક છે, એના પિતા આવશે એટલે એમની પાસેથી હું પાછો મેળવીશ. પણ ત્યાં સુધી એક મારી શરત તમારે પણ પાળવી પડશે."

"શી શરત છે તમારી?"

"આ બાળક ને હું રોજ રમાડવા આવીશ, તમારે મને રમાડવાને અને સ્તનપાન કરાવવા આપવો પડશે."

"તે રમાડજોને બાઈ એમાં અમને શું હરકત છે, એમાં અમે વાંધો નહિ લઈએ, અમને તો તમે લઈ જાવ એમાં વાંધો છે; રમાડવામાં નહિં."

એટલેથી સુનંદાએ મન વાળીને પુત્રને રમાડી પાછો ધાવમાતાની જેમ શય્યાતરીઓને સોંપી દીધો ને પોતે ઘેર આવી.

તેણે પોતાના શ્વસુરપક્ષ તેમજ પીયરપક્ષના પુરૂષોને ભેગા કર્યા અને પુત્ર સંબંધી હકીકત કહી સંભળાવી કે

"એનું નામ વજ્રે પાડયું છે. વજ્રે શય્યાંતરી સ્ત્રીઓને ત્યાં મોટો થાય છે. હું એને લેવા ગઇ હતી પણ મને એમણે આપ્યો નહિ."

એ બધાય સગાંસ્નેહિઓ ગુસ્સે થયા, "શા માટે ના આપે, એ છોકરો આપણો છે, આપણે કોઇપણ રીતે એને લાવવોજ."

"પણ શી રીતે લાવશું, એતો આપવાની જ ના પાડે ત્યાં."

"ના શું પાડે. મારા મારી કરી ઉપાડી લાવશું, એ છોકરાને કાંઇ આપણે સાધુ બનાવવા આપ્યો નથી સમજ્યા, ચાલ ક્યાં છે અમને બતાવ."

"હું તમને બતાવું પણ અત્યારે મારામારી કરવી ઠીક નહિ. એના પિતા આવે ત્યાં લગી સબુરી ધરો. એના પિતા પાસેથી હું માગી લઇશ, તે જો ના પાડશે તો પછી કોઇ રીતે મેળવવો તો પડશે, ચાહે તો મારા મારી કરીને, અથવા તો રાજા આગળ ફર્યાદ કરીને."

"અરે ત્યાં સુધી ધિરજ શું કરવા ધરે છે. વળી એ છોકરાને ક્યાંય છુપાવી દેશે તો પત્તોય નહિ લાગે," એક જણ બોલ્યો.

"ખરી વાત છે, આજનું કામ કાલ ઉપર મુલતવી

રાખવામાં સાર નથી. અમે બધા તારી સાથે આવીએ છીએ, જોઈએ તો ખરા કોની માએ સવા શેર સુંઠ ખાધી છે કે બાળકને રાખી શકે."

"તે બધુંય ખરૂ, પણ અત્યારે ધાંધલ કરવામાં સાર નથી. એના પિતા અત્યારે અહીંયા નથી, ને શય્યાતરીને ત્યાં રહેલા બાળકને એ લોકો આપશે નહિ. અત્યારે આપણે ધાંધલ કરશું તો પણ આપણી ઉલટી નિંદા થશે. ધનગિરિને આવવા દો. પછી શું પરિણામ આવે છે તે જોઈ લેવાશે."

આ વિચારોને સુનંદાએ પણ અનુમોદન આપ્યું. "તમારી વાત ઠીક છે. આપણે એ આવે ત્યાં સુધી રાહ જોઈએ તો ઠીક, જેથી લોકમાં આપણી હાંસી ન થાય."

"ઠીક જેવી તમારી મરજી ત્યારે." બધાએ અનુમતી આપી.

બધાયે એ વાતને સંમત્તિ આપી ને "ધનગિરિ આવે ત્યારે જરૂર બાળકને પાછો લઈ લેજો, આપણે એને સાધુ બનાવવો નથી. જો તે ન આપે તો ત્યાર પછી જોઈ લેવાશે" એમ કહી સગાં વ્હાલાં સુનંદાને ઘેરથી પોતાને ઘેર ચાલ્યાં ગયાં.

સુનંદા પણ ત્યાર પછી રોજ વજ્રને રમાડવા શય્યા-

તરોને ઘરે જવા લાગી, ધાવમાતાની જેમ સ્તનપાન કરાવતી પુત્રનું લાલન પાલન કરવા લાગી. બીજના ચંદ્રની કળાઓ જેમ પ્રતિદિવસ વૃદ્ધિ પામે છે તેમ વૃદ્ધિ પામતા વજ્રકુમારને જન્મથી ત્રણ વર્ષનાં વ્હાણાં વહી ગયાં. વજ્રકુમાર ત્રણ વર્ષના થયા.

---

# પ્રકરણ ૩૬ મું.

## વજ્રના મામા.

"ભગવાન્ ! આપણું જૈનશાસન આટલું બધું ગૌરવવંતુ છતાં એમાં કંઇ પ્રભાવ કે ચમત્કાર કશુંય જોવાતું નથી એ શું ? આપણા ધર્મમાં શું એવું કાંઇ નથી, આ બીજા ધર્મમાં કેવા ચમત્કારો છે. એ ચમત્કારોથી હજારો લોકો એ ધર્મમાં જોડાય છે ને એનું ગૌરવ ગવાય છે, ત્યારે લોકો આપણા ધર્મની નિંદા કરે છે. જોયા આ જૈન લોકો, એમના દર્શનમાં ચમત્કાર કે પ્રભાવ કાંઇએ છે ? "

"કેમ તમારે આવી રીતે બોલવું પડે છે, આપણા ધર્મ ઉપર કાંઈ આવી પડી છે શું ? "

એમજ છે, પ્રભુ ! આ નગરમાં બ્રાહ્મણોનું જોર વધારે

છે, બ્રાહ્મણો મહા વિદ્વાન અને પોતાના ધર્મનો ખુબ આડંબર બતાવનારા છે. વારે વારે આપણા જૈનધર્મની તેઓ નિંદા કરે છે, હાંસીને ઉપહાસ્ય રોજનું સાંભળીને અમે તો કંટાળી ગયા છીએ."

"તેઓને એમ કરવાનું કાંઈ કારણ છે કે સ્વભાવિક આપણી નિંદા કરી રહ્યા છે. કાંઈ ચમત્કાર એમણે પ્રગટ કર્યો છે કે એમ જ ?"

"ભગવાન્ ! વાત જાણે એમ છે કે આ અચલપુર નગરની બહાર કન્યા અને પૂર્ણા એ બન્ને નદીઓની વચમાં એક બેટ (દ્વીપ) છે, તેમાં પાંચસો તાપસો રહે છે. જેથી એ બ્રહ્મદ્વીપના નામથી ઓળખાય છે. એ બ્રહ્મદ્વીપના તાપસોનો ગુરૂ મહા શક્તિવાન છે, ગમે તો એને દેવ પ્રસન્ન હોય અથવા તો એની પાસે કોઇ ચમત્કારીક શક્તિ હોય, જેથી એ રોજ આપણા ધર્મનું ઉપહાસ્ય કરે છે."

"એનામાં કયો ચમત્કાર તમે જોયો છે કે જેનાં તમે વખાણ કરો છો."

"ચમત્કાર ! એના ચમત્કારની વાતજ શી કરીયે, એ ચમત્કારથી તો અમે પણ અંજાઈ ગયા છીએ, એ ચમત્કાર જ બધા અનર્થનું મૂળ છે. એ ચમત્કારથી તો આખુય શહેર એની પાછળ ઘેલુ થયું છે. બધાય એના

ભક્ત થયા છે ને બ્રાહ્મણો તો ખાસ એ તાપસને ગુરૂ તરીકે માની એને પૂજે છે, એ ચમત્કારમાં પોતાના ધર્મનું ગૌરવ સમજી આપણી નિંદા કરી રહ્યા છે."

"પણ એ ચમત્કાર તો કહો?" ગુરૂએ પૂછ્યું.

"હા! ભગવાન્! એ તો ભૂલી ગયા અમે,, તેની પાસે ગમે તે શક્તિ હોય પણ એ તાપસ રોજ પાદુકા પહેરી નદીમાં પણ જમીનની માફક ચાલે છે. અરે બન્ને કાંઠે નદીનાં પૂર વહ્યાં જતાં હોય છતાં જેમ જમીન ઉપર ચાલીયે તેની માફક પાણીમાં તે ચાલ્યો આવે છે. જરાય ડુબતો નથી કે વસ્ત્ર પણ પલળતાં નથી, નિત્ય પાદુકા પહેરી જળ માર્ગે ગમનાગમન કરી લોકોમાં આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. ને શ્રાવકોને દેખી એમની મશ્કરી કરતો કે, 'અમારા મતમાં જેવો પ્રભાવ છે તેવો તમારા મતમાં નથી માટે મારો કહેલો ધર્મ તમે અંગીકાર કરો.' તેની રોજની આવી વાણીથી શ્રાવકોનાં મન પણ ડોલાયમાન થયાં છે. તેના પ્રભાવ તરફ અંજાયા છે."

ગુરૂ જ્ઞાની હતા, ઘણા–શ્રુતના જાણકાર હોવા છતાં બુદ્ધિબળથી એનું કારણ જાણી લીધું. એ ગુરૂ તે આપણા વજ્રકુમારના મામા અને સુનંદાના ભાઈ આર્યસમિત આચાર્ય હતા. ગુરૂ આજ્ઞાથી પોતાના શિષ્ય પરિવાર સાથે વિહાર કરતા એકદા તેઓ અચલપુર પધાર્યા હતા.

અચળપુરમાં આ તાપસગુરૂએ લોકોને ભોળવીને પોતાની મહત્તા જમાવી હતી. લોકોને ઠગવામાં કુશળ આ તાપસગુરૂ પગમાં અમુક ઔષધીઓનો લેપ કરી પાદુકા પહેરી તે નદીને માર્ગે નગરમાં આવતો હતો ને પાણીથી ભરપુર એ નદીમાં ઔષધિના પ્રભાવે સ્થળની જેમ ચાલી શકતો હતો. એની એ શક્તિથી લોકો અંજાઈ એની ભક્તિ કર્યે જતા હતા. પોતાની આવી શક્તિથી તાપસગુરૂને જનતાને ઠગવાની મજા પડતી હતી. એ દ્વારાએ એને રોજ મિષ્ટ ભોજન મળતાં હતાં ને ઉપરથી દક્ષિણા મળે એ તો જુદી. તાપસની આવી શક્તિથી દરરોજ લોકો એની પોતાને ઘેર પધરામણી કરાવતા હતા ને પોતાની શક્તિથી ગર્વિત થયેલો તે અહર્નિશ જૈન શાસનની નિંદા કરતો હતો, શ્રાવકો મનમાં મુંઝાઈને સાંભળી રહેતા હતા. કોઈ મહાગુરૂ પધારે અને આ તાપસનો ગર્વ ઉતારે એવા અનુકૂળ સમયની રાહ જોતા હતા.

એકદા આર્યસમિતાચાર્ય ધનગિરિ આદિ મુનિઓ સાથે વિહાર કરતા કરતા અચળપુરમાં પધાર્યા, ત્યારે અચળપુરના શ્રાવકોએ એ તાપસ સંબંધી સર્વ હકીકત ગુરૂમહારાજને નિવેદન કરી. સર્વ હકીકત જાણીને ગુરૂમહારાજે શ્રાવકોની આગળ કહ્યું, “ અરે ભોળાઓ ! એમાં ચમત્કાર જેવું કાંઈ નથી. આવતી કાલે જ તમે એ તાપસને ભોજનનું નિમંત્રણ કરો. જ્યારે એ તાપસ તમારે

ત્યાં જમવા આવે ત્યારે પહેલાં એના ચરણનું પ્રક્ષાલન કરજો. પ્રક્ષાલન કરતાં એના બન્ને ચરણ જળથી એવા સાફ કરજો કે ઔષધિ લેશ માત્ર પણ ન રહે. પછી જમાડી સત્કાર કરી એને વોળાવા નદી સુધી તમે જજો ને પછી એ નદી ઉપર સ્થળની માફક ચાલે છે કે કેમ તેની ખાતરી કરજો. તે છતાંય જો એ પાણીમાં ચાલ્યો જશે તો હું બીજો ઉપાય કરીશ. પણ પ્રથમ તમે આ કામ કરજો. ”

આચાર્ય આર્યસમિતગુરૂનું વચન શ્રાવકોએ અંગીકાર કર્યું. જે સમયની રાહ જોતા હતા તે સમય આવી પહોંચ્યો હોવાથી શ્રાવકોએ હવે તેની પોલ જાહેર કરવાનો નિશ્ચય કર્યો.

બીજે દિવસે પણ તાપસગુરૂ નદી ઉપર ચાલીને નગરમાં આવ્યો, જેને ત્યાં ભોજનનું નિમંત્રણ હતું ત્યાં ગયો, એ માણસે ખુબ ભક્તિથી એનું સ્વાગત કર્યું. લોકો પણ ભેગા થયા હતા, બ્રાહ્મણો પણ એ તાપસને ગુરૂદેવ તરીકે માની એના ચરણામૃતનું પાન કરતા હતા, આજે શ્રાવકો પણ ત્યાં પહોંચી ગયા હતા. તાપસના ગુણનાં વર્ણન કરતા શ્રાવકો પણ જાણે તાપસના ભક્તો થઇ ગયા હોય તેવા જણાયા, “ ગુરૂદેવ ! કાલે આપણે ત્યાં ભોજનનું આપને આમંત્રણ છે. ” ઉપરાઉપરી શ્રાવકોએ આમંત્રણ કર્યા, ઘણા શ્રાવકોએ આમંત્રણ કર્યા હોવાથી તાપસગુરૂ

મનમાં ખુબ મલકાયો. " આખરે તમે સમજ્યા ખરા, હું તો તમને કહેતો જ હતો કે તમારા ધર્મમાં કાંઇ વિશેષ નથી. હવે તમે બધા મારા ભક્તો થઈ જાવ. અમારા ધર્મથી તમારી દરેક ઇચ્છાઓ પૂરી થશે. "

" ખરૂ કહો છો બાપજી ! આપના ભક્ત થવાનુ અમે નક્કી જ કર્યું છે. આપના જેવા ગુરૂ મોટા પુણ્ય-યોગે જ મળે છે. કાલે મારે ઘેર આપ જરૂર પધારવા મારૂં આમંત્રણ સ્વીકારો ! એક શ્રાવકજીએ તાપસને મીઠા વચનોથી પીરસવા માંડયું.

છેવટે તાપસદેવે એક શ્રાવકને ઘેર પધારવાનું નિમંત્રણ કબુલ રાખ્યું ને તે દિવસે ત્યાંથી રવાને થઇ ગયા. એમની ખુશીનો પાર નહોતો.

બીજે દિવસે શ્રાવકો તાપસને આવવાને સમયે તેને લેવાને સામે ગયા. નદી ઉતરી આવતા તાપસગુરૂને મીઠી વાણીથી સંતોષ ઉપજાવ્યો. " આપના પ્રભાવની અમે જતે દિવસે કિંમત આંકી. અમને સદ્‌બુદ્ધિ આખરેય જાગી. આપ હમેશાં અમારા જ મેમાન થજો. રોજ અમારા શ્રાવકો પોત-પોતાને ઘેર આપને પધરાવશે, હમણાં થોડા દિવસ સુધી. આપે કૃપા કરી અમારી શ્રાવકોની વિનંતિ સ્વીકારવી. "

વાતો કરતા કરતા શ્રાવકોએ તાપસગુરૂને જેમના તરફથી નિમંત્રણ હતું તેમના ઘેર પધરાવ્યા. શ્રાવકને ઘેર તાપસજી

પધારેલા હોવાથી લોકોમાં તેમજ બ્રાહ્મણોમાં ખુબ પ્રશંસા થઈ, અનેક બ્રાહ્મણો તે શ્રાવકને ઘેર પધારી તાપસ ગુરૂદેવનાં વખાણ કરી જૈન ધર્મની શ્રાવકોને મ્હોઢે જ શ્રાવકોના ઘરમાં રહી તેમનું અન્ન ખાઇ નિંદા કરવા લાગ્યા. આ પણ બ્રાહ્મણોની શ્રેષ્ઠતાનો નમુનોજને !

શ્રાવકો પણ મનમાં સમજતા હતા કે તમે પણ એક વખત નિંદા કરી લ્યો, ઘડી પછી જુઓ તો ખરા કોની મશ્કરી થાય છે તે છતાં ઉપરથી બ્રાહ્મણોને મ્હોંએ મીઠી મીઠી વાતો કરવા લાગ્યા.

સમય થતાંજ ચોકમાં બાજોઠ માંડ્યો શ્રાવકોમાં પણ કેટલાક એવા પણ હતા કે તાપસને પુરો કરી નાખવો, એને ફજેત કરવો, પણ યુક્તિપૂર્વક કામ લેનારા શ્રાવકો સમજુ અને વિવેકી હતા. ઉતાવળ નહિ કરતાં સમયની રાહ જોનારા અને દાવ આવે સોગઠી મારનારા હતા.

“બાપજી ! પધારો આ બાજોઠ ઉપર, આપના ચરણોનું પ્રક્ષાલન કર્યા પછી એ ચરણામૃતનું અમે પાન કરશું, અમારા ઘરનાં બાળ બચ્ચાંને પણ ચરણામૃત પીવરાવશું કે જેથી રોગ શોક સંતાપ ન આવે ને ઘરમાં પણ છાંટશુ જેથી મરકી ન આવે. આપના જેવા પવિત્ર પુરૂષના ચરણામૃતથી અમારી સર્વે કંઈ આફત હવે નાશ પામશે. અમારાં ઝુંપડાં આપ રોજ રોજ ક્યાં પાવન કરો તેમ છો, આજે આપ

પધાર્યા છો તો અમે આપના ચરણામૃતનો લાભ જરૂર લેવાના ! " મીઠા વચનો માટે કાંઈ કિંમત આપવી પડે તેમ નહોતું.

શ્રાવકજીની વાણી સાંભળી તાપસજી તો મનમાં મુંઝાણા, પણ બીજા બધા તો ખુશી થયા ને બ્રાહ્મણો તો વિશેષથી કે આપણા ધર્મનું માહાત્મ્ય તો જુઓ, આ તાપસનું ચરણામૃત આવા હડહડતા શ્રાવકો પીએ તે કાંઇ ઓછું મહત્વ ન ગણાય.

તાપસગુરૂ આનાકાની કરવા લાગ્યા. " અરે ભગતજી ! એમ ના હોય, ચરણામૃતની તો તમારે ભારે કિંમત આપવી પડશે, " તાપસે વાતનો ઉડાવવાનો નિર્ધાર કર્યો.

" અરે બાપુજી ! આપ કહેશો તેમ કરશું, આપ માગશો તે આપશું પણ આવો લાભ અમે જતો કરશું નહિં અમારી ઉપર દયા કરો, કૃપા કરો અમને પ્રક્ષાલન કરવા દો. "

બ્રાહ્મણોએ પણ તાપસગુરૂને વિનવ્યા, શ્રાવકોએ ખુબ આગ્રહ કર્યો. ક મને તાપસજી ઉઠ્યા ને બાજોઠ ઉપર પધાર્યા— બેઠા. બાજોઠ ઉપર બેસાડી મોટા ચાંદીના થાળમાં એમના બન્ને ચરણ મુકીને જુવાન જુવાન શ્રાવકો એમની આજુ બાજુએ ફરી વળ્યા, ગરમાગરમ પાણી લાવીને શ્રાવકોએ ખુબ ભક્તિથી ચરણો પલાળવા માંડ્યા. મ્હોંએથી ગુરૂના વખાણ કરતા જાય, ને પગ ખુબ જોરથી સાફ કરતા જાય. ઘસી

ઘસીને ચરણો ધોઇ સાફ કરી નાખ્યા. ઔષધિનો લેપ જરા પણ રહેવા ન પામે એવી રીતે લેપનો અંશ પણ ન રહ્યો ત્યાં સુધી ચરણ ધોયા.

એક શ્રાવકે તો એમની પાદુકા ઉપાડી લીધી, રખેને એમાં અંશ માત્ર પણ રહી જાય તો મહેનત બધી ધુળધાણી થાય. એવું જાણી પાદુકા ધોવા માંડી, મ્હોંએ ગુરૂદેવના ગુણ ગાતો જાય, લોકોને એમની ઉપર ઘણી શ્રદ્ધા છે એમ જણાવતો જાય. "વાહ ગુરૂજી ! મારૂં પણ આજ અહોભાગ્ય ! મારી બૈરી ઘણા દિવસથી બિમાર રહે છે. આપની પાદુકાનું ચરણામૃત હું એને પાઇશ જેથી એનો રોગ નાશ પામી જશે ને અમારો સંસાર પાછો નંદનવન જેવો થશે." એમ બોલતાં શ્રાવકજીએ પાદુકા પણ ધોઇને સાફ કરી નાખી. ચરણપ્રક્ષાલનની વિધિ એ પ્રમાણે સમાપ્ત થઈ.

તાપસના પેટમાં મોટી ફાળ પડી. નક્કી આજ મૃત્યુનો ઘંટ વાગી ચુકયો. ઘણા દિવસ ચલાવેલી પોલ આજે ઉઘાડી પડી જશે, આપણી કરીકારવી મહેનત આ શ્રાવકો ધૂળધાણી કરી નાખશે, એના મનમાં તો મોટી ચિંતા ઉત્પન્ન થઈ છતાં મ્હોંએ મીઠી મીઠી વાતો કરતા જાણે કાંઇ બનતું જ ન હોય તેમજ વર્ત્તાવ કરી રહ્યા હતા. એમને આશા હતી કે થોડો ઘણો પણ લેપ ચોંટી રહ્યો હશે જેને પ્રતાપે હું નદી તરી જઇશ."

શ્રાવકોએ મોટી ભક્તિપૂર્વક ભાતભાતની વાનીઓ પીરસી તાપસગુરૂજીને ભોજન કરાવ્યું. અનેક પ્રકારના સ્વાદવાળી રસવતી હોવા છતાં ચિંતાથી વ્યગ્ર તાપસને ભોજનના સ્વાદની પણ ખબર પડી નહીં. આજ સુધી જૈનધર્મની લોકો આગળ નિંદા કરી હતી, શ્રાવકોને અપમાન આપ્યાં હતાં પણ હવે પોતાની શી દશા થશે તેનો વિચાર ઉત્પન્ન થયો, છતાં મનમાં કંઈક આશા રાખીને તે ત્યાંથી ઉઠ્યો, શ્રાવકો પણ અનેક પ્રકારે એની સ્તુતિ કરતા એની સાથે ચાલ્યા ને કૌતુક જોવાના લાલચુ તે પણ નદી સુધી આવ્યા.

બીજા પણ અનેક લોકો તાપસની સાથે હતા, એ બધા પરિવારથી પરવરેલો તાપસ નદીકાંઠે આવ્યો. એને મનમાં આશા હતી કે ' હજી કંઈક પણ લેપ ચોટી રહેલો હશે. ' એમ ધારી નિશંકપણે તેણે નદીમાં પ્રવેશ કર્યો. નદીનાં પાણી ઉંડાં હતાં, તે ઉંડા પાણીમાં જવા લાગ્યો ને આગળ જતાં કમંડલુની જેમ બુડ બુડ શબ્દો કરતો તે બુડવા લાગ્યો. લોકો તેની આવી સ્થિતિ જોઈ આશ્ચર્ય પામ્યા.

અરે ગુરૂજી ! તમારો પ્રભાવ ક્યાં ગયો, આજ સુધી નદી ઉપર ચાલનારા આજે કેમ કાંઠા ઉપરજ બુડો છો. આજ સુધી તમે પગે લેપ ચોપડી નદી ઉપર ચાલી લોકોને ખુબ ઠગ્યા છે. " એવી બૂમો પડવા લાગી પણ તાપસજીએ તો નદીમાં સમાધી જ લીધી.

લોકો પણ સમજી ગયા કે આ તાપસે આપણને ખુબ ઠગ્યા છે. લોકોનાં મન પણ તાપસ ઉપર મલિન થઈ ગયાં. લોકો તાલીઓ પાડી તાપસની મશ્કરી કરવા લાગ્યા.

તે દરમીયાન જૈન ધર્મની પ્રભાવના કરવાને ઇચ્છતા આર્યસમિતાચાર્ય ત્યાં આવ્યા તેમણે એક ચપટી ભરીને વાસક્ષેપ નદીમાં નાખ્યો ને બોલ્યા કે, " હે વત્સે ! અમારે સામે કિનારે જવું છે માટે માર્ગ આપ. "

ગુરૂની વાણી સાંભળી નદીના બન્ને કાંઠા મળી ગયા. તેથી આચાર્ય પરિવાર સહિત તે દ્વિપમાં ગયા. તેમની અદ્‌ભૂતશક્તિ જોઇને તાપસો અને લોકો આશ્ચર્ય પામ્યા, મિથ્યાત્વને દૂર કરી એક મનવાળા થઇને તાપસોએ તેમની પાસે દીક્ષા અંગીકાર કરી અને આચાર્યના જવા પછી નદી પાછી મૂળ સ્વરૂપે પ્રગટ થઇ. એ તાપસો બ્રહ્મદ્વીપના રહેવાશી હોવાથી તેમના ગચ્છમાં થયેલા સાધુઓ બ્રહ્મદ્વીપિક નામથી પ્રસિદ્ધ થયા. જૈન ધર્મનો ઉદ્યોત કરી આચાર્ય ત્યાંથી અન્યત્ર વિહાર કરી ગયા.



# પ્રકરણ ૩૭ મું.

---

## ધર્માધર્મ.

આર્યસમિતાચાર્ય અચલપુરમાં જૈન ધર્મની શોભા વધારીને ત્યાંથી વિહાર કરતા પોતાના ગુરૂને વાંદવાને માટે ધનગિરિ આદિ મુનિઓની સાથે તુંબવન પધાર્યા. ખેડુત જેમ વરસાદની રાહ જુએ તેમ સુનંદા ધનગિરિના આગમનની રાહ જોતી હતી. ક્યારે ધનગિરિ આવે ને એની પાસેથી પુત્રની માગણી કરૂં. દરેક જમાનામાં સ્ત્રી જાતિ અબળા કહેવાય છે, એ અબળાપણાને લીધે તેમજ નિરાધાર હોવાથી લોક લાગણી તેના તરફ આકર્ષાઈ હતી. લોકોના મનમાં હતું કે–"બાઇ નિરાધાર છે એને એના છોકરો પાછો મળે તો ઠીક, એવી નિરાધારને કલ્પાંત કરાવવું એ મહાન્ દોષ છે, એવી કુમળીકાચી વયવાળા બાળકને સાધુ બનાવવો એ ક્યાંનું શાસ્ત્ર છે. સાધુઓએ પણ આ શું ઉત્પાત માંડ્યો છે." વગેરે લોક પોતપોતાની મરજી મુજબ બોલે જતું હતું. કેમકે ગામને મ્હોંએ કાંઈ તાળાં દેવાતાં નથી.

ધનગિરિની પધરામણીની સુનંદાને ખબર પડી એટલે તરતજ પોતાનાં સગાં વ્હાલાંને લેઈ સાધુને ઉપાશ્રયે દોડી સગાં વ્હાલાં સહિત સુનંદા ઉપાશ્રયે આવી, ધનગિરિને

કહેવા લાગી, " મહર્ષી ! મેં તમને તે દિવસે બાળક સોંપ્યો હતો તે મને પાછો આપો."

સુનંદાની વાણી સાંભળી ધનગિરિ વિચારમાં પડ્યા. બધા સાધુઓ એકઠા થઇ ગયા, સુનંદા પોતાનાં સગાંને તેડીને આવેલી હોવાથી રખેને કાંઇક તોફાન થાય જેથી સંઘના આગેવાનોને પેલા શય્યાતરો–સ્ત્રી પુરૂષો વગેરે ભેગાં થઇ ગયાં.

" હે મુગ્ધે ! માગ્યા વિના પણ આ બાળક તેં અમને તે દિવસે આપી દીધો હતો. સાધુઓને અર્પણ કરેલું પાછુ લેવું એ વમન કરેલા અન્નને પાછું લેવા બરોબર છે, છતાં તું એને પાછો માગે છે એ અજાયબ જેવી વાત છે. વેચેલી વસ્તુની જેમ એક વસ્તુ બીજાને આપ્યા પછી તેના પરના સ્વામીપણાનો હક્ક રદ્દ થાય છે, માટે પુત્રને આપ્યા પછી એને પાછો લેવાની માગણી કરવી તને ઉચિત નથી."

" મહારાજ ! તમે તે કાંઈ ગાંડા થયા છો, એમ કોઇ પોતાના છોકરાને આપી દેતું હશે. છોકરો તો તમારે આપવોજ પડશે, એમ બળાત્કારે કાંઇ સાધુ ન બનાવાય." સુનંદાએ હઠ ચાલુ રાખી.

" તું નકામો કદાગ્રહ કરે એટલુંજ, છોકરો તો તને હવે મળનાર નથી," ધનગિરિએ રોકડું પરખાવ્યું.

ધનગિરિની વાણી સાંભળી સુનંદાનાં સગાં અત્યાર સુધી શાંત હતાં તે હવે ખળભળ્યાં.

" અલ્યા ધનગિરિ! તેં શું ધાર્યું છે. બિચારી બાઈડીને રખડાવી તું સાધુ થઇ ગયો ને હવે આ છોકરાને પણ તરફડાવવા માગે છે એ નહિ બને. છોકરો તો તારે આપવોજ પડશે, અને લીધા વગર અમે જનાર નથી સમજ્યો?

" સાધુઓને અર્પણ કરેલી વસ્તુ પાછી માગી શકાય નહી એ શું તમે નથી સમજતા." ધનગિરિ અને આર્ય-સમિત્ તથા સિંહગિરિ આચાર્યે સુનંદાના સગાંઓને સમજાવવા માંડ્યા. સંઘના આગેવાન ગૃહસ્થોએ પણ આ લોકોને સમજાવવા પ્રયત્ન કર્યો.

" છોકરો ઝટ સોંપી દ્યો નહીતર જોયા જેવી થશે ને અહિંયા લોહી રેડાશે, કંઇકનાં માથાં ફુટશે. સમજ્યાં તમે સાધુ થઇને આ શું કરવા બેઠા છો, આવા ત્રણ વર્ષના છોકરાને શું તમારે સાધુ બનાવી દેવો છે કે?"

" અત્યારે કોણ એને સાધુ બનાવે છે, એતો અમન ચમન કરે છે. જુઓ ભાઇ! કજીઆ કરવામાં સાર નથી. તમે તૈયાર થઇ આવેલા હશો, પણ સાધુઓને તમારાથી કાંઈ થઈ શકશે નહિ. સમજ્યા!" મહાજનના શેઠે આવીને સુનંદા વગેરેને સમજાવવા માંડ્યા.

"ડાહપણ તમારા ઘેર જઇને કરો. હમણા અહીયાં તો જોયા જેવી થવાની છે શેઠ ! પારકાં છોકરાંને જતિ કરાવતાં ઠીક આવડે છે તમને !" એક ઉતાવળીયો બોલ્યો.

"અમારો છોકરો નહી આપો તો અમે તોફાન મચાવશું, તમને ઝંપવા દેશું નહિ," બીજો બોલ્યો.

"તમે સાધુ, મોહ માયાના ત્યાગી ને તમારે આવી રીતે છોકરા સંતાડવાં એ શું તમારો આચાર છે. મહારાજ ! મારો છોકરો આપો નહીતર મારૂં લોહી છાંટીશ, અપાસરે લાંઘણુ કરીશ," સુનંદાએ પોતાની જીદ ચાલુ રાખી.

આંબા શહેરમાં હોહા થઇ ગઇ. બંને પક્ષો વચ્ચે ગંભિર પરિસ્થિતિ ઉભી થઇ. તમાસાને કાંઇ તેડું હોતું નથી. ઘણા લોકો ભેગા થઈ ગયા. સભ્યતાથી વાત કરતાં હુંશા તુંશી ઉપર આવી ગયા, ક્રોધની માત્રા ધીમે ધીમે વધવા લાગી. પણ સાધુઓએ છોકરો આપવાની ચોખી ના સંભળાવી દીધી. સામા પક્ષવાળા છોકરાને લેવાના જ ઠરાવ ઉપર હતા. વાતતો વધી પડી.

કેટલાક ઉતાવળીઆ જુવાનો તોફાન કરી બેસે, એવી ધાસ્તી જણાવા લાગી, એમનો ગુસ્સો કાબુમાં રહી શકે તેમ નહોતું, તેઓ તડ ને ફડ કરી નાંખવાની તૈયારીમાં હતા. સાધુઓ પણ પરિસહ સહન કરવાને તૈયાર થયેલા હતા. સંઘના

લોકોએ પણ જો તોફાન થાય ને સાધુઓ પર એ લોકો હાથ ઉગામે તો બચાવ પક્ષમાં ઉભા રહેવું, પળમાં શું બનશે એની કોને ખબર હતી.

સુનંદાએ પણ છોકરો મેળવવાને કોભાંડ બરાબર શરૂ કર્યું. જેમ ફાવે તેમ બોલવામાં શબ્દોનો કાંઈ વિવેક નહોતો, તેણે બેફાટ રૂદન અપાસરામાં શરૂ કર્યું, છાતી કુટવા લાગી ને માથા પછાડવા લાગી. આર્ત્તસ્વરે વિલાપ કરવા લાગી. ધર્મ કરવાને માટેનો ઉપાશ્રય અત્યારે તો નાટકગૃહ જેવો થઇ પડ્યો, સુનંદાના પક્ષકારો પણ યદ્વા તદ્વા બોલતા અનેક પ્રકારે કોલાહલ કરવા લાગ્યા. લોકોની લાગણી પણ સુનંદા તરફ આકર્ષાણી હતી.

લોકો પણ અભિપ્રાય તો આપેજ ને, " બિચારી ગરીબ સ્ત્રીનો પુત્ર સાધુઓ ઉઠાવી ગયા, ત્રણ વર્ષનો નાનો પુત્ર હજી તો ધાવણ પણ છુટયું નથી એવાને સાધુ બનાવવા માગે છે, એવા બાલકને સાધુપણાનું જ્ઞાનજ કયાંથી હોય. "

લોકોએ સાધુઓને અને એમના પક્ષના શ્રાવકોને સમજાવવા માંડ્યા, " આ અબળાને સતાવોના, એના કુમળા બાળકને મુંડોના, એનું બાળક એને હવાલે કરો ? તમે તો જીવદયાના પાલક થઇને આવી રીતે ધર્મને નામે બીજાની આંતરડી કકળાવો છો એતે કયાંનો ન્યાય ? "

"સિંહગિરિ, અને ધનગિરિએ વસ્તુસ્થિતિ લોકોને બરાબર સમજાવી, પોતે એ બાલકનો પિતા છે, એની માએ સાક્ષીઓ રાખીને ફરી ન લેવાની શરતે અમને ( સાધુઓને ) અર્પણ કરેલો છે. સાધુઓને અર્પણ કરેલી વસ્તુ આપ્યા પછી પાછી લઇ શકાતી નથી. આ બધી હકીકત એ સમજે છે છતાં અત્યારે નાહક તોફાન કરે છે."

"છતાંય તમે આ બાળકને પાછો આપો તો વાંધો શું ?" લોકોમાંથી ડાહ્યા પુરૂષોએ પૂછ્યું.

"કોઇ પણ રીતે આ બાળક હવે અપાયજ નહી. ગમે તેમ થાય છતાં બાળક તો હવે એમને મળવાનો નથી," સાધુઓએ મક્કમતાથી સંભળાવી દીધું.

સાધુઓની આવી હઠવૃત્તિથી લોકો પણ સુનંદા તરફ થઇ ગયા. સુનંદા અને એનાં સગાં તો અડીંગો જમાવીને બેઠાં, બધાંએ લાંઘણો કરવી શરૂ કરી ને એક બે દિવસ પસાર થઇ ગયા.

સાધુઓ આહાર વગરના ઉપવાસી રહ્યા. સુનંદા તથા એનાં સગાં પણ ત્યાં લાંઘવા બેઠા, સંઘના અગ્રેસરોનાં મન પણ ઉંચા હતા. બન્ને પક્ષ મક્કમ હતા, શું રસ્તો લેવો તે માટે આગેવાનો પણ મુંઝાયા લોકલાગણી પણ બાંધ

તરફ ઢળેલી હતી. આવા સારા સમયમાં પણ દીક્ષા માટે લોકો તરફથી આવી મુશીબત આવી પડે છે. બાઈએ સાધુઓને અર્પણ કરેલો છતાં બાઇ અત્યારે ફરી જઈ પુત્ર મેળવવાની હઠ લઇને બેઠી છે શું કરીયે. જે પુત્ર મહાન્ ધુરંધર થવાનો છે એવા શિષ્યને મેળવવાને મુશ્કેલી પણ કાંઇ ઓછી છે, માતાનું મન તો મનાવવું જ જોઇએ, ગમે તેમ છતાં બાઈ બાલકની માતા છે. એ માતાની રજાથી દીક્ષા અપાય તો સારૂં. એક તરફ માતા છે અને બીજી તરફ પિતા છે.” શું રસ્તો લેવો; એ માટે સંઘના નેતાઓ પણ વિચારમાં પડ્યા.

બબે દિવસ જવા છતાં આ કજીયાનું કાંઈ પણ છેવટ ન આવે, એ તો ઠીક ન કહેવાય, આજે તો કાંઇક નવાજુનું કરી નાખવાનો વિચાર થયો. એ રાગદ્વેષને જીતવાનો પ્રયત્ન કરનારા, એ માટે સંસારની મોહમાયાનો ત્યાગ કરનારા, પંચ મહાવ્રત પાલનારાઓને પણ શિષ્ય માટે આજે રાગ-દ્વેષનો પ્રસંગ ઉભો થયો.

કેટલાક જુવાનીયાઓ સાધુઓ માટે જેમ તેમ બોલતા એમની ઉપર ધસી ગયા, પણ બધા સાધુઓની આડે ધનગિરિ ફરી વળ્યા. “એ છોકરાને હું લાવ્યો છું એની મા પાસેથી, શું મારો હક્ક એ છોકરા ઉપર નથી. તમે બીજા સાધુઓને હેરાન ના કરો. હું આ ઉભો તમારી શું ઇચ્છા છે. અમે તો પરિસહ સહન કરવાને તૈયાર છીએ.”

# પ્રકરણ ૩૮ મું

## ફરીઆદ.

સુનંદાએ રાજાની આગળ ફરીઆદ જાહેર કરી, એનાં સગાં વ્હાલાંએ પણ બધી હકીકત કહી સંભળાવી, લોકો પણ આ બાબતમાં રસ લેતા હોવાથી રાજા પાસે આવ્યા. ન્યાય અપાવા પુત્રને પાછો અપાવા માંગણી કરી. સુનંદાની અનાથ સ્થિતિ જોઇ રાજા અને એના મંત્રી વર્ગને પણ દયા આવી. " શું ત્રણ વર્ષના બાળકને આમ બળાત્કારે દિક્ષા અપાય છે! ભયંકર અન્યાય, એ બાળક સાધુપણું શું સમજે."

રાજાના હુકમથી રાજસીપાઇઓ છુટ્યા. ઉપાશ્રયે આવી રાજાનો હુકમ કહી સંભળાવ્યો. રાજાનો હુકમ થવાથી સિંહગિરિ આચાર્ય, ધનગિરિ, આર્યસમિતાચાર્ય તથા બીજા સાધુઓ વજ્ર કુમારને લઈને રાજસભામાં આવવાને નિકળ્યા, સંઘના આગેવાનોનાં મન તો ઉંચા નિચાં થઈ ગયાં. " રાજા કદાચ સાધુઓને કેદમાં પૂરશે તો શાસનની હેલના થાય, જેથી સંઘના આગેવાન ગ્રહસ્થો પણ આચાર્યની સાથે રાજસભામાં આવવાને રવાના થયા.

જાતિસ્મરણજ્ઞાન પામેલો વજ્રકુમાર આ બધુંય સંસારનું નાટક નીરખી રહ્યો હતો. તે બધું સમજતો હતો કે માતા મને મેળવવા માટે કેટલો બધો પ્રયત્ન કરી રહી છે. છતાં જાણે કંઈ સમજતો ન હોય તેમ સાધુઓની સાથે તે પણ રાજસભામાં આવ્યો.

રાજા અને એના મંત્રીઓ પોતપોતાને યોગ્ય આસને રાજસભામાં બેઠેલા હતા. ડાબી બાજુએ સુનંદા અને એના પક્ષવાળા બેઠા હતા. વજ્રકુમારને લઈને આવેલા સાધુઓ સંઘ સાથે જમણી બાજુએ રહ્યા. કૌતુકને જોનારા લોકો પોતાને જેમ ઠીક પડયું તેમ ઉભા રહ્યા.

રાજાએ સુનંદાની બધી હકીકત સાંભળી હતી ને ત્રણ વર્ષની વયવાળા વજ્રકુમારને પણ જોયો, ' આવા સુંદર છોકરા તરફ એની માતાને મમતા થાય તે યોગ્ય છે ', રાજાએ અભિપ્રાય આપ્યો.

" આ છોકરો તમારે એની માતાને સોંપવો પડશે, આવા નાના દૂધપીતાને તમારાથી સાધુ બનાવી શકાશે નહિ. કહો તમારે બચાવમાં કાંઈ કહેવું છે. "

રાજાની વાણી સાંભળી ધનગિરિ આગળ આવ્યા. એમણે બોલવું શરૂ કર્યું, " રાજન્! આપ હુકમ કરતાં પહેલાં અમારૂં પણ સાંભળો. "

" કહો તમારે શું કહેવું છે, " રાજાએ કહ્યું.

જાતિસ્મરણજ્ઞાન પામેલો વજ્રકુમાર આ બધુંય સંસારનું નાટક નીરખી રહ્યો હતો. તે બધું સમજતો હતો કે માતા મને મેળવવા માટે કેટલો બધો પ્રયત્ન કરી રહી છે. છતાં જાણે કંઈ સમજતો ન હોય તેમ સાધુઓની સાથે તે પણ રાજસભામાં આવ્યો.

રાજા અને એના મંત્રીઓ પોતપોતાને યોગ્ય આસને રાજસભામાં બેઠેલા હતા. ડાબી બાજુએ, સુનંદા અને એના પક્ષવાળા બેઠા હતા. વજ્રકુમારને લઈને આવેલા સાધુઓ સંઘ સાથે જમણી બાજુએ રહ્યા. કૌતુકને જોનારા લોકો પોતાને જેમ ઠીક પડયું તેમ ઉભા રહ્યા.

રાજાએ સુનંદાની બધી હકીકત સાંભળી હતી ને ત્રણ વર્ષની વયવાળા વજ્રકુમારને પણ જોયો, ' આવા સુંદર છોકરા તરફ એની માતાને મમતા થાય તે યોગ્ય છે ', રાજાએ અભિપ્રાય આપ્યો.

" આ છોકરો તમારે એની માતાને સોંપવો પડશે, આવા નાના દુધપીતાને તમારાથી સાધુ બનાવી શકાશે નહિ. કહો તમારે બચાવમાં કાંઈ કહેવું છે. "

રાજાની વાણી સાંભળી ધનગિરિ આગળ આવ્યા. એમણે બોલવું શરૂ કર્યું, " રાજન્ ! આપ હુકમ કરતાં પહેલાં અમારૂં પણ સાંભળો. "

" કહો તમારે શું કહેવું છે, " રાજાએ કહ્યું.

આ બાલકની આ બાઈ જેમ માતા થાય છે તેમ હું સંસારીપણાનો આ બાળકનો પિતા થાઉં છું. આ આર્યસમિત આચાર્ય આ બાળકના મામા થાય છે. ”

“ એ....મ ” રાજાએ આશ્ચર્ય બતાવ્યું.

“ આ બાળકનો જન્મ થતાંજ એણે રૂદન શરૂ કર્યું. ગમે તેવી શીખામણ કે સમજાવટ છતાં બાલક રડતો ન રહે, છ માસ એવી સ્થિતિમાં પસાર થયા, આખરે એની માતા બાળકથી કંટાળી અમને–એના પિતાને આપી દેવાનો ઠરાવ કર્યો.

એક દિવસ ફરતા અમે એના મકાને ગયા, ત્યાં આ કલ્યાણીએ આ બાળક મને આગ્રહ સાથે આપવા માંડ્યો. મેં એને સમજાવી કે આમ કરવું રહેવા દે, છતાં હઠે ચઢેલી એ મુગ્ધાએ મારી વાત ન સાંભળતાં એ બાલકને લઈ મારી પાસે આવી, તમે એના પિતા છો, આ બાળકથી હું કંટાળી ગઇ છું મારે એની જરૂર નથી માટે હું આપને અર્પણ કરૂં છું. હું તો હવે એનો ત્યાગ કરૂં છું પણ એનાં પિતા થઇ આપ એ બાલકને તજશો નહિ. ”

છતાંય મેં એને સમજાવી. આખરે જ્યારે એણે મને આપી દેવાનો નિશ્ચય જ કર્યો, ત્યારે મેં કહ્યું, કદાચ પાછળથી તું કોઇની સમજાવટથી ફરી જઇ બાલકની માગણી કરે માટે ચાર સાક્ષીઓ બોલાવી મને અર્પણ કર. એ મુગ્ધા ચાર સાક્ષીઓ

બોલાવી લાવી એની સાક્ષીએ ફરી ન માગવાની શરતે બાલક મેં વહોરી લીધો."

અમારો સાધુઓનો એવો આચાર છે કે ગૃહસ્થે કોઈપણ ચીજ વહોરાવી તે ચીજ ધર્મલાભ દીધા પછી પાછી અપાયજ નહિ. આજ ત્રણ વર્ષથી અમે એને ઉછેરી મોટો કરાવીએ છીએ. હવે, બીજાઓની સમજાવટથી મુગ્ધા બાળકને પાછો માગે છે તે અમારાથી અપાયજ નહિ. બાલકની જેવી તે માતા છે તેવોજ હું પણ બાળકનો પિતા છું."

ધનગિરિએ પોતાના તરફથી અગત્યની હકીકત જાહેર કરી; સાક્ષી સંબંધી સુનંદાને પૂછી એના કહેવા પ્રમાણે સાક્ષીઓને તરતજ ત્યાં બોલાવવામાં આવ્યા. તેમણે પણ જે સત્ય હકીકત હતી તે કહી સંભળાવી દીધી:

રાજા પણ વિચારમાં પડ્યો. આ ફર્યાદનો ન્યાય કેવી-રીતે ચૂકવવો, પણ મંત્રીએ વચમાં સવાલ પૂછયો, "તમારા શાસ્ત્રમાં આવા બાલકોને દીક્ષા આપવાની આજ્ઞા છે કે ?"

તરતજ સિંહગિરિસૂરિ આગળ આવ્યા અને બોલ્યા, "આવા ત્રણ વર્ષના બાલકોને સાધુ બનાવવાની અમારામાં આજ્ઞા નથી."

ત્યારે આ બાળકને રાખી તમે શું કરશો ? એની માતાને સોંપી દો."

" એ બાળક અમને અર્પણ થયો એટલે સોંપાય નહિ. પણ એ મોટો થશે અને એની સાધુ થવાની મનોવૃત્તિ હશે તોજ અમે દીક્ષા આપશું."

" કેટલા વર્ષની ઉમરે દીક્ષા આપી શકાય છે."

" આઠ વર્ષની ઉમરે દીક્ષા આપવાનું શાસ્ત્રમાં પ્રમાણ છે."

" આઠ વર્ષની ઉમરમાં દીક્ષા કોઇને આપી છે."

" હા."

" કોણે લીધી ?"

" મહાવીર સ્વામીએ અતિમુક્તકુમારને આઠ વર્ષથી પણ ઓછી વયે દીક્ષા આપી ને નવ વર્ષે ઇરિયાવહી પડિક્કમતાં જેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું."

" માતાપિતાની સંમત્તિ વગર દીક્ષા આપેલી કે ?"

" માતાપિતાની સંમત્તિથીજ અતિમુક્તને દીક્ષા આપેલી છે અતિમુક્ત પણ દીક્ષા લેવાની તીવ્ર જીજ્ઞાસાવાળા હતા."

" એકજ એ દાખલો છે કે બીજા કોઇએ લીધી છે તેવો દાખલો છે ?"

" હા ! બીજો પણ દાખલો મનક મુનિનો છે."

" એ કોણ વળી ?" મંત્રીએ પૂછ્યું.

" ચૌદ પૂર્વધારી શય્યંભવસૂરિએ પોતાના સંસારી-

પણાના પુત્રે મનકને આઠ વર્ષની ઉમરે દીક્ષા આપી છે. શાસ્ત્રકારોએ આઠ વર્ષની ઓછામાં ઓછી વયની મર્યાદા બાંધી છે. "

"એવા બાલકોને દીક્ષા આપવાનો ઉદ્દેશ શું હોય છે."

"એના આત્મકલ્યાણનો, જનકલ્યાણનો."

"એ નાનો બાળક પોતાનું આત્મકલ્યાણ શી રીતે સમજી શકે."

"પૂર્વના ઋણાનુબંધે કરીને બાળક પણ સમજી શકે."

"ત્યારે તો તમે સાધુઓ એજ ધંધો કરવાના, બાળક આઠ વર્ષનો થાય એટલે દીક્ષાઓજ આપ્યા કરવાના, મુંડી નાંખવાના ખરૂં ને ?"

"મંત્રીજી! એ પ્રશ્ન આપનો અસ્થાને છે. બધાં બાળકોના કાંઇ દીક્ષા લેવાના પરિણામ થતા નથી તેમ અમારો જેને તેને એવી રીતે દીક્ષા આપવાનો ધંધોય નથી. મોટા ભાગ્ય યોગેજ હજારે અથવા તો લાખે એકજ મનુષ્ય એવો વૈરાગી નિકળી શકે."

"ને એના વૈરાગ્યની તમને ખબર પડી જાય એટલે દીક્ષા પણ તરત આપી દ્યો."

"દીક્ષા કાંઈ એવી વસ્તુ નથી કે અયોગ્યને આપી દેવાય, લાયકાત તો પહેલી જોવાય."

" જેવી રીતે આઠ વર્ષની ઉમરે દીક્ષા આપવાની શાસ્ત્રકારે આજ્ઞા કરી છે તેવીજ રીતે એ છોકરાને દીક્ષા આપવામાં વડીલોની રજા લેવાની આજ્ઞા ખરી કે નહિ."

" હા! આજ્ઞા ખરીજ. છોકરાને દીક્ષા આપતા પહેલાં એના માતાપિતાની રજા લેવીજ પડે. એની રજાથીજ દીક્ષા આપી શકાય."

" રજા ન આપે તો નસાડી ભગાડીને દીક્ષા આપો તો યે શું?"

" મંત્રીશ્વર! એવા આક્ષેપ મુકવાની આપને જરૂર નથી, આપને એવું કહેવાને કાંઇ કારણ છે? હજી સુધી તો નસાડી ભગાડી દીક્ષા આપવાનો દાખલો બન્યો નથી."

" ના હું તો સહેજ પૂછું છું કે એવી રીતે આપવાની તમારા શાસ્ત્રમાં આજ્ઞા છે?"

" ના! બાળકને એના માતપિતા કે વડીલોની રજા હોય તોજ દીક્ષા અપાય એવીજ મર્યાદા છે."

" કેટલા વર્ષની મર્યાદા સુધી રજા લેવી પડે?"

" સામાન્ય રીતે તો કાયદો છોકરાને ઉમરલાયક ગણે ત્યાં સુધી રજા લેવાની અગત્યતા તો ખરીજ. તેમાંય સ્ત્રીને તો ગમે તે અવસ્થામાં હોય તોય રજા લેવાની આવશ્યકતા રહેલી છે. નહીતર ઉત્પાત થવાનો સંભવ રહે છે. સીતાજીએ

પતિની રજા સિવાય દીક્ષા લીધી તેમાં તો રામ જેવા પુરૂષને પણ તીવ્ર કષાય થયો હતો."

"નસાડી ભગાડી કે બલાત્કારે દીક્ષા અપાય ખરી કે?"

"એવી રીતિ મર્યાદા નથી, એમ વર્ત્તવાથી શાસનની પ્રણાલિકાનો ભંગ થાય છે, ખુદ ભગવાન પણ એવી દીક્ષા કોઇને આપતા નથી. માતા પિતા કે વડીલની આજ્ઞા લઈ દીક્ષા લેવી એવીજ પ્રભુની તેમજ શાસ્ત્રકારોની મર્યાદા છે. અતિમુક્તકુમારને માતા પિતાની રજાથીજ દીક્ષા અપાઈ હતી. શ્રેણિકમહારાજના કુમારો તેમજ શ્રેણિકની સ્ત્રીઓ પણ વડીલ–શ્રેણિકમહારાજની રજાથીજ દીક્ષા ગ્રહણ કરે છે. શાલીભદ્ર, અવંતિસુકુમાર જેવા ભોગી પણ માતાની રજા મેળવીનેજ દીક્ષાગ્રહણ કરે છે. દીક્ષા લેનારમાં વૈરાગ્ય છે કે કેમ એની માતાપિતા કે વડીલોની રજા મેળવવામાં કસોટી થાય છે. નસાડી, ભગાડી કે દીક્ષિતની મરજી વિના બળાત્કારે દીક્ષા હજી સુધી તો અપાઈ નથી. એવી મર્યાદા પણ નથી ને અપાય પણ નહી."

"માતાપિતા રજા ન આપે તો સાધુ દીક્ષા આપે કે નહિ?"

"માતાપિતા રજા આપે ત્યાં સુધી સાધુ ધિરજ ધારણ કરે, પણ ઉતાવળ કરી શાસનને વગોવે નહિ ને દીક્ષા લેના–

રની પણ ફરજ છે કે તે રજા મેળવવા પ્રયત્ન કરે. આ ધનગિરિ એના દૃષ્ટાંતરૂપ છે."

"કેવી રીતે ?"

"તેમને દીક્ષાની જીજ્ઞાસા બચપણથી હતી પણ માતા-પિતાની રજા વગર અમે દીક્ષા આપી નહોતી."

"બહુજ સારી પ્રવૃત્તિ એ તો. એથી તો ધર્મનો મહિમા વધે, લોકો પણ એવા ધર્મને માન આપે."

"ઉત્તમ સાધુઓ તો એવી પ્રવૃત્તિનેજ અનુસરશે--શાસનની શોભા વધારશે."

"એક વૈરાગી થયેલો આત્મા સંસારથી છુટી ત્યાગી જીવન ગુજારે એમાં કોઇને વાંધો ન હોય, વાંધો તો ત્યાંજ હોય કે નસાડી ભગાડીને કે બળાત્કારે ચોરી છુપીથી ચારિત્ર અપાતું હોય."

"એવી દીક્ષા એ કાંઇ વસ્તુતઃ દીક્ષા ન કહેવાય, દીક્ષા લેનારને એની મરજી વગર દીક્ષા આપવી અથવા તો જબરજસ્તીથી શિષ્યમોહની ખાતર છાની રીતે સાધુ બનાવવો વસ્તુતઃ દીક્ષાજ ન કહેવાય. એ દીક્ષા પાળે પણ શું ?"

"ત્યારે આ બાળકને પણ એવીજ રીતે આપે રાખ્યો છે ને ?"

"પ્રથમ વાત થઇને, એની માતાએ રાજીખુશીથી અર્પણ કરેલો આ બાળક, વળી એક તરફ આ ધનગિરિ આ બાળકના પિતા છે. એ પિતાને અળખામણો ન હોય, તેમજ એની મરજી વિરૂદ્ધ એને સાધુ બનાવવાની અમારી ઇચ્છા પણ નથી."

"આ બાલક વૈરાગી છે એ દીક્ષા લેવાનો છે એમ આપ જાણો છો?"

"હું જાણું કે ન જાણું એ વાત પછી આપને પણ એ બાળક કેવો છે એની થોડી થોડી ખબર વખત જતાં પડશે. એ બાળકની મરજી વિરૂદ્ધ કાંઇ કરવામાં નહી આવે."

સમય થઈ ગયો હોવાથી રાજાએ આવતી કાલે ન્યાય કરવાનું જણાવ્યું ને બન્ને પક્ષકારોને તે સમયે વખતસર હાજર રહેવાને ફરમાવ્યું. સભા વિસર્જન થઇ. સૌ પોતપોતાને ઠેકાણે ગયા. રાજાને પણ મંત્રીની વાતચિતમાં રસ પડ્યો હતો. આવતી કાલે કેવી રીતે ન્યાય ચુકવવો તે માટે રાજા અને મંત્રી ઉભય વિચારવમળમાં પડ્યા હતા.



# પ્રકરણ ૩૯ મું.

## વજ્રકુમાર.

બીજે દિવસે મુકરર ( નિયત ) કરેલા સમયે દરબાર ભરાયો હતો. આ કેસમાં લોકોને રસ પડતો હોવાથી તેમજ આજે કેસનો ચુકાદો હોવાથી લોકવર્ગ પણ પુષ્કળ હાજર હતું. સુનંદા પણ પોતાના સંબંધીઓની સાથે આવી પહોંચી હતી. બીજી તરફ સિંહગિરિ પણ વજ્ર સાથે સંઘ સહિત પધાર્યા હતા. સમય થતાં રાજા અને મંત્રી પણ આવી પહોંચ્યા.

બાળકનો આજે ન્યાય હોવાથી કઈ બાજુએ ન્યાયનું ત્રાજવું નમે છે એ જાણવાને બધાં આતુર હતાં. લોક લાગણી સુનંદા તરફ હોવાથી રાજા કદાચ સુનંદાને હવાલે સોંપવાનો હુકમ કરે તો સાધુઓ તે સમયે સોંપે કે નહિ. પોતાની હઠને તે સમયે કેવી રીતે વળગી રહે છે વારૂ.

રાજાના આવી ગયા પછી વાદી પ્રતિવાદી બન્ને હાજર હોવાથી રાજાએ એ કેસ તરતજ હાથમાં લીધો, એટલે મંત્રીએ કહ્યું, “ મહારાજ ! છોકરાની ઉમર ત્રણ વર્ષની હોવાથી એટલી બાલ્યાવસ્થામાં છોકરાને વૈરાગ્યનું ભાન હોતું નથી અને એ અવસ્થામાં તો બાલક માતપિતાની છાયા

તળે સુરક્ષિત રહેતો હોવાથી આપશ્રીમાને છોકરો એની માતાને હવાલે કરવો જોઇએ."

"એ છોકરો અમને અર્પણ કરાયેલ હોવાથી હવે અમારાથી આપી શકાશે નહિ. વળી હું એનો પિતા છું. હું પણ એની માતા જેટલો જ હક્કદાર છું," ધનગિરિએ આગળ આવીને કહ્યું.

"અને આ પૂજ્ય આર્યસમિત આચાર્ય આ બાળકના સગા મામા થાય છે. સંસારપક્ષના અમે બાળકના નિકટના સંબંધી છીએ. ધનગિરિએ આર્યસમિત આચાર્યને પણ ઓળખાવ્યા.

"એ છોકરો એની માતાએ તમને અર્પણ કર્યો એમ તમે કહો છો એ વાત કદાચ સત્ય હશે, તેથી એ છોકરાને તમારે બળાત્કારે સાધુ બનાવવો એ અર્થ થતો નથી. એ છોકરો સમજણો ન થાય અને એની મરજી વિરૂદ્ધ તમે એને સાધુ બનાવશો તો તમે ગુન્હેગાર ગણાશો, કારણ કે બળાત્કાર એ ગુન્હો ગણાય છે. એવા બળાત્કાર કરનારાઓની રાજ્ય બરાબર ખબર લેશે," રાજાએ કહ્યું.

"જેમ કાયદો બળાત્કારને ગુન્હો ગણે છે તેવી રીતે બળાત્કારે દીક્ષા આપવાની અમારૂં શાસ્ત્ર પણ મના કરે છે તે હું કાલે જણાવી ગયો છું," વચમાં સિંહગિરિસૂરિ બોલ્યા. "રાજન્! અમે બળાત્કારે એને દીક્ષા આપીએ

ત્યારે આપ ભલે અમારા ઉપર એ આક્ષેપ મુકી શકો છો. અત્યારે અમે આ બાલકને દીક્ષા આપવા માગતા નથી. અત્યારે ફર્યાદ એટલીજ છે કે છોકરો અમારી પાસે રહે કે બાઇની પાસે રહે. એટલોજ ન્યાય આપે કરવાનો છે.”

“તો એ છોકરો એની માતાની પાસેજ રહે, તમારે એની માતાને હવાલે કરવો જોઇએ. એને દીક્ષા લેવી હશે તો ભવિષ્યમાં માતાની રજા મેળવીને લઇ શકશે. એના વૈરાગ્યની પણ તે સમયે ખાતરી થશે.”

“એક બાજુએ જેમ એની માતા છે તેમ બીજી બાજુએ એના પિતા અને મામા છે એમનો હક્ક આપ સ્વીકારો છો કે નહિ ? તેમજ પીતાનો હક્ક આપ સ્વીકારો છો કે નહિ એ પ્રથમ સ્પષ્ટ કરો?” શ્રીસિંહગિરિસૂરિએ પૂછ્યું.

“જરૂર માતાના જેટલો જ પિતાનો હક્ક છે તે હું કબુલ કરૂં છુ.”

“ત્યારે આપે માતાના હક્ક ઉપર જેવું ધ્યાન આપ્યું છે તેટલું જ પિતાના હક્ક ઉપર ધ્યાન આપી ન્યાય તોળવો જોઇએ. જો પિતાના હક્કમાં નુકશાન કરી માતાના જ હક્કમાં ન્યાય આપશો તો વળી ભવિષ્યમાં એવા કેસો આપની પાસે આવશે ત્યારે ગંભિર પરિસ્થિતિ ઉભી થશે, માટે આપ એવો ન્યાય કરશો કે જેથી માતા અને પિતા ઉભયનાં મન સંતુષ્ટ થાય.”

"વાદી પ્રતિવાદી માતાપિતા હોવાથી જ કેસ ગુંચવાડાભર્યો થઇ ગયો છે. સામે એના પિતા ન હોત તો અમે ક્યારનોય આ બાળકને માતપિતાને સોંપવાનો તમને હુકમ કર્યો હોત. પણ અહીંયાં આ પ્રકારની સ્થિતિ હોવાથી જરા વિચાર કરવો પડે છે."

આવી ગુંચવાડાભરી સ્થિતિનો તોડ કાઢવાને મંત્રીએ એક વિચાર રાજાને જણાવ્યો, 'નામદાર! આ કેસ જરા ગુંચવણ જેવો છે. આ કેસનો ચુકાદો આપણે આ બાળક ઉપર જ નાખીએ, એ બાળકના હાથેજ કેસનો ચુકાદો થાય તો ઠીક."

"કેવી રીતે બાળક ચુકાદો આપે!" રાજાએ આશ્ચર્ય દર્શાવતાં પૂછયું.

"પ્રભો! વાદી અને પ્રતિવાદીને સામસામે રાખી આ બાળકને મધ્યમાં રાખીએ. પછી બન્ને આ બાળકને બોલાવે તેમાં આ બાળક પોતાની મરજીથી જેની પાસે જાય એને હવાલે બાળકને કરવો. અનાદિકાળથી બાળકને માતાનો સહવાસ વિશેષ હોવાથી તે જરૂર માતાની પાસે જશે. બાળકનું મન માતા તરફ વળેલું હશે તો પછી પિતાનો હક્ક પણ રહેશે નહિ. માટે બાળકની મરજી ઉપર જ આ બધું છોડી દ્યો."

પ્રધાનની આ મંત્રણા રાજાને પસંદ પડી. રાજાએ બન્ને પક્ષોને ઉદ્દેશીને આ હકીકત કહી સંભળાવી. બન્ને પક્ષોએ હકીકત માન્ય રાખી. સાધુઓ છોકરાને સમજાવે નહિ તેથી છોકરાને રાજાએ તરતજ પોતાની પાસે બોલાવી લીધો.

એક તરફ સુનંદાને બેસાડી. રાજાનો આ પ્રમાણેનો ન્યાય જાણીને સુનંદાએ બાળકને લોભાવવા માટે અનેક પ્રકારનાં રમકડાં ને અનેક પ્રકારની ખાવાની વસ્તુઓ વગેરે મંગાવી પોતાની પાસે રાખી. બીજી તરફ ધનગિરિ બેઠા, એમની પાસે તો સાધુનાં ઉપકરણ સિવાય બીજું શું હોય !

આ વિચિત્ર ન્યાય જોવાને–સાંભળવાને બધાય આતુરતા બતાવી રહ્યા હતા. છોકરો કોની તરફ જશે, જેની તરફ છોકરાનું મન આકર્ષાશે એને છોકરો સોંપવામાં આવશે. પરિણામ જાણવાની ઉત્કંઠા બધાની વધી ગઈ હતી.

રાજાએ છોકરાને ( વજ્રકુમારને ) પોતાની પાસે રાખ્યો, પણ વજ્રને પ્રથમ કોણ બોલાવે, માતા કે પિતા એ પ્રશ્ન ઉભો થયો. લોકલાગણી વિશેષે માતા તરફ હોવાથી રાજાએ સુનંદાને પ્રથમ બોલાવવા માટે આદેશ આપ્યો.

સુનંદાએ અનેક પ્રકારનાં રમકડાં અને ખાવાની ચીજો બતાવતાં કહ્યું " હે વત્સ ! તારે માટે રમવાનાં આ રમકડાં, જો આ અશ્વ, આ હાથી, આ રથ તારે માટે હું લાવી

છું તે લઇને એની સાથે તું રમી મને આનંદ પમાડ. આ રમકડા લે, અહીં આવ, અહીં આવ, શું તારી માતાને પણ તું નથી જાણતો ! તને રમકડાં ન ગમતાં હોય તો આ ખાવાની વસ્તુઓ છે. જો આ લાડુ, આ માંડા, આ સાકર, જરા મ્હોમાં તો નાખ, એનો સ્વાદ તો લે અથવા તો બીજું તને જે જોઇએ તે માગી લે બાપુ ! આવ ! આવ ! જરા મારી પાસે તો આવ !"

એ ત્રણ વર્ષના બાળક વજ્રકુમાર જ્ઞાને કરીને તો વૃદ્ધના પણ વૃદ્ધ હતા. સંસારના સ્વરૂપને જાણનાર એ મહા તપસ્વી તો બાળપણથીજ સાધુ થવાને જન્મ્યા હતા. જૈન ધર્મનો દિગ્વિજય કરવાને એમનાં જીવન નિર્માણ હતાં. વિધિએ નિર્માણ કરેલાં એમનાં જીવનને અનેક માણસોની શક્તિ પણ પલટાવવાને શું સમર્થ છે ? ભલે માનવનો મહાસાગર એ શક્તિને અટકાવી બીજી તરફ આકર્ષવાને પ્રયત્ન કરે પણ વિધિનિર્માણ કદાપિ અન્યથા થઇ શકે કે ? જે વસ્તુ જેવા સ્વરૂપમાં દેખાય તે તેવા જ સ્વરૂપે રહે પણ ગમે તેવા વિકટ પ્રસંગોમાં પણ તે રૂપાંતર ન જ થાય, એ તીર્થસ્વરૂપ માતાના અનેક ઉપકારો જાણવા છતાં વજ્રકુમાર તો જાણે સાંભળતાજ ન હોય તેમ મૌન ધારી ઉભા રહ્યા.

"અરે દિકરા ! શું તું મને ભૂલી ગયો, અરે સાધુઓએ શું તારા ઉપર ભૂરકી તો નાખી નથીને ! તેથી મારી સામે પણ જોતો નથી, જરી મારી પાસે તો આવ, કાલાકાલા

શબ્દોથી તું તારી માતાને આનંદ પમાડ. મારૂં સર્વસ્વ તું જ છે. પુત્ર, દેવ, આત્મા કે જીવીત તુંજ છે તે શું નથી જાણતો? અરે દિકરા! આ બધા લોક સમક્ષ મને શરમાવ ના! નહીતર મારૂં હૈયું ફાટી જશે. નવ નવ માસ મારા ઉદરમાં રહ્યો છતાં એનો આટલો અલ્પ બદલો પણ મને નહી મળે, બેટા! આવ, મારી પાસે આવી મારા ઉત્સંગમાં આળોટ." માતાએ ખાવાની અનેક ચીજો, રમવાના અનેક રમકડાં, તથા ખુબ મીઠી મીઠી વાણીથી અનેક રીતે વિનવ્યો.

માતાની વિનવણી એ બુદ્ધિનિધાન સૌનંદેય (વજ્રકુમાર) સમજતો હતો, છતાં સુનંદા તરફ એક ડગલું પણ ગયો નહિ. માણસની અલ્પમતિ એના વૈરાગ્યની, એના મહત્વની પરિક્ષા કરવાને અશક્ત હતાં, છતાં પોતાને આ સમયે શું કરવાનું ઉચીત હતું તે સમજતા હતા." સંઘની ઉપેક્ષા કરી માતાની ઉપર કૃપા કરવી એમાં તો સંઘનું અપમાન કરી બહુલ સંસારી થવાનું હતું માટે માતાની ઉપર કૃપા કરવી એ અત્યારે અસ્થાને હતી. વળી માતા પણ ધન્યવતી છે. તે જરૂર મારી પછવાડે દિક્ષા અંગીકાર કરશે, તો પરિણામે સુખ કરનારૂં એવું આ અલ્પમાત્ર માતાનું દુઃખ ઉપેક્ષા કરવા લાયક છે" એમ સમજી મૌન રહ્યા ને માતાની વિનવણી વ્યર્થ ગઈ.

રાજા વગેરે સકળ સભ્યજનો આશ્ચર્ય પામ્યા. આટ-

આટલી લાલચો, માતાની આવી કાકલુદી છતાં આ બાળક જાણે સાંભળતો જ ન હોય તેમ કાન પણ ધરતો નથી. આ તો કોઈ અદ્‌ભૂત બાળક !

રાજાએ તરતજ સુનંદાને કહ્યું, "સુનંદા ! હવે તું દૂર જા. આ બાળક તો જાણે તને ઓળખતોજ ન હોય તેમ તારા બોલાવ્યા છતાં તે તારી સામે પણ જોતો નથી." રાજાના કહેવાથી સુનંદા મ્લાનમુખી થઈ ગઇ. એના હાથ પગ જાણે જકડાઈ ગયા હોય તેમ ઉઠવાને પણ સમર્થ ન હતી છતાં રાજાના હુકમથી તે માંડ ઉઠીને નશીબ ઉપર હાથ મુકતી પોતાના સંબંધીઓ જ્યાં બેઠા હતા ત્યાં ગઇ. એના હૈયામાં અત્યંત નિરાશા હતી. જાણે મરવાને ઇચ્છતી હોય તેમ તેજ વગરની થઇ ગઈ. પુત્ર માટે આટલી બધી મહેનત ભરસભામાં રદ બાતલ થઇ ગઈ તે કાંઇ ઓછું દુઃખ કરનારૂં ન હતું.

અવસરના જાણ રાજાએ ધનગિરિને બાલકને બોલાવવા માટે કહેતાં રજોહરણ ઉંચો કરીને ધનગિરિયે મિતાક્ષરમાં કહ્યું, "હે અનઘ ! જો દીક્ષા લેવાની તારી મરજી હોય, તું દીક્ષા, ધર્મ અને તત્ત્વનું સ્વરૂપ જાણતો હો તો ધર્મધ્વજ રૂપ આ મારૂં રજોહરણ લે." ધનગિરિ એટલા શબ્દો બોલ્યા તે દરમિયાન બાલહસ્તિની જેમ કર ઉંચો કરી પગમાં ઘુઘરીનો ધમકાર કરતા તેણે ધનગિરિ તરફ દોડી

રજોહરણ લઈ લીધું અને પિતાના ઉત્સંગમાં બેસી ખેલવા લાગ્યો. એ રજોહરણ તરફ દૃષ્ટિ સ્થિર રાખીને ત્રણ વર્ષના વજ્રકુમાર નૃત્ય કરવા લાગ્યા. ચારિત્રથી આનંદ પામતા હોય એવી રીતે પોતાનો હર્ષ નૃત્યદ્વારા વ્યક્ત કરતા હતા.

રાજા, મંત્રી અને સભાના બધાં લોકો વજ્રની આવી ચેષ્ટાથી આશ્ચર્ય પામ્યા. આ તો અજબ બાળક છે કોઈ! શું એ દીક્ષા લેવાને ઉત્સુક હશે! દીક્ષાનું સ્વરૂપ સમજતો હશે! આટલી ઉમરમાં આવો વૈરાગ્ય આને ક્યાંથી થયો!

રાજાએ બાળકને પોતાની પાસે બોલાવ્યો. પોતાના ઉત્સંગમાં બેસાડી એના શરીર ઉપર હાથ ફેરવતાં બોલ્યા, "વત્સ! શું દીક્ષા લેવાના તારા ભાવ છે? તને આટલી નાની ઉમરમાં વૈરાગ્ય થયો છે કે શું?"

વજ્રે હકારમાં મસ્તક ધુણાવ્યું.

"તને સાધુઓએ ભૂરકી નાખી છે કે શું અથવા તો તને ભરમાવ્યો લાગે છે."

બાલકે નકારમાં માથું હલાવ્યું.

"તારે તારી માતા પાસે જવું છે?"

બાલકે માથુ ધુણાવી ના પાડી.

"તારે પરણવું છે? એક નાની વહુ સાથે તને પર-

ણાવીએ, તને એની સાથે રમવાની ખુબ મજા પડશે," મંત્રીએ વચમાં કહ્યું "તને પરણવું નથી ગમતું ?"

બાલકે ના ના રૂપમાં મસ્તક હલાવ્યું.

વજ્રના જવાબથી રાજા મંત્રી વગેરે બધાને નવાઇ ઉપજી. એ ખોળામાં બેસાડનારા ક્યાંથી જાણે કે આ ખોળામાં બેસનારો બાળક ભવિષ્યમાં મહાન્ વજ્રસ્વામી થવાના છે. ક્રૂર અને જુલ્મની જડી વરસાવનાર અનેક ભયંકર અસુરો પણ જેમનાથી પરાભવ પામનારા છે. દેવો અને મનુષ્યોના સ્વામીઓ પણ જેમના ચરણમાં નમન કરનારા છે અને શત્રુંજય જેવા મહાન્ તીર્થનો ઉદ્ધાર[1] કરનારા છે.

વજ્રકુમારને લઈ સાધુઓ સંઘ સાથે ઉપાશ્રયે ગયા. સુનંદા પણ નિરાશ થઈ પોતાના સંબંધીઓ સાથે ઘેર ગઇ. રાજાએ સભા બરખાસ્ત કરી જેથી લોકો પણ પોતપોતાને સ્થાનકે ગયા.



---

૧ ઉદ્ધાર તો જાવડશાહ કરનારા છે છતાં વજ્રસ્વામીની કીમતી સહાય અને શક્તિથી જ જાવડશાહ ઉદ્ધાર કરી શક્યાં હતા તે આગળ વાંચતાં સમજાશે. અસુરોનો ત્રાસ વજ્રસ્વામી વગર જાવડશાહથી દૂર થઇ શકે એમ નહોતું.

# પ્રકરણ ૪૦ મું.

## વજ્ર દીક્ષા

વજ્રકુમારની એ પ્રમાણેની વર્તણુકથી સુનંદા અને એનાં સંબંધીયો નિરાશ થઇ ગયાં. એ નિરાશ થયેલી સુનંદાને ઘેર પણ ચેન પડયું નહી. આખીય રાત્રી એણે વ્યગ્રતામાં પસાર કરી. સંસારનું સ્વરૂપ વિચારતી એને પથારીમાં આમતેમ તરફડતાંય નિદ્રા કયાં હતી! નિદ્રા ન આવે ત્યારે પથારીમાં બેઠી બેઠી વિચાર કરતી હતી. ખભા ઉપર પોતાની ડોક નાખી દેતી તો કોઇ વખતે લમણે હાથ દઈ નિસાસા ઉપર નિસાસા નાખતી હતી. આજના બનાવથી એનું હૈયું ભરાઈ આવ્યું હતું.

"મારે તો સંસારમાં કોઈ નહી, ભાઇએ દીક્ષા લીધી, યૌવનવયમાં ભર્તારે ચારિત્ર ગ્રહણ કર્યું. ભાગ્યયોગે વિધિએ એક પુત્ર આપ્યો તેય મારો નહિ. એય દીક્ષા લેશે. આટલી નાની ઉમરમાં એને પણ દીક્ષાના કોડ જાગ્યા. એ પણ વૈરાગી થઇને મારી પાસેથી જતો રહ્યો. મારા જેવું નિરાધાર જગતમાં કોણ હશે. મારે હવે આ વિશાળ સંસારમાં કોનો આધાર! કોને શરણે જાઉ! અરે દૈવ! તું કાં મારો દુશ્મન થયો! અરે દિકરો પણ વૈરાગી થયો, હવે મારે શું કરવું?"

એ ચિંતાથી આકુળ વ્યાકુળ થયેલી સુનંદાનો જીવ મુંઝાવા લાગ્યો. કોઇ રીતે એનું મન શાંત થાય નહી. આખરે એણે પણ નિશ્ચય કર્યો, " ભાઈ, ભર્તાર અને પુત્ર જે માર્ગે ગયા, તેજ માર્ગ મારો પણ હો. " આ અનિત્ય સંસારની માયાનો વિચાર કરતાં છેવટે એને સત્ય સમજાયું.

સગાં સંબંધીઓને તેડાવી, સૌ સૌને આપવું ઘટે તે આપીને બાકીની લક્ષ્મી સાત ક્ષેત્રમાં વાપરી સુનંદાએ સિંહગિરિસૂરિ પાસે દીક્ષા ગ્રહણ કરી.

વજ્રકુમાર ત્રણ વર્ષના થઈ ગયા હતા. વૈરાગી અને દીક્ષાની આતુરતાવાળા હતા, છતાં નાની ઉમર હોવાથી એમને પાછા સધ્વીઓના ઉપાશ્રયેજ સોંપી સાધુઓ અન્યત્ર વિહાર કરી ગયા.

સાધ્વીઓના ઉપાશ્રયે રહેતા વજ્રકુમાર નિર્દોષ બાળચેષ્ટા કરતા સર્વને આનંદ પમાડતા હતા. કોઇ વખતે સાધ્વીઓ અભ્યાસ કરતી, એક બીજાને ભણાવતી, વાદવિવાદ કરતી, અર્થની ધારણા કરતી તે બધું વજ્રકુમાર પારણામાં સુતાં સુતાં સાંભળતા હતા. પદાનુસારી લબ્ધિથી વજ્ર બધુ શ્રુત ધારી લેવા લાગ્યા. અભ્યાસ કરતી સાધ્વીઓ ગુરૂણી પાસે પાઠ લેતી તે પણ વજ્ર બાલક છતાં એક ચિત્તે શ્રવણ કરતા હતા. પોતે બાલક છતાં સ્તનપાન કરવાનું છોડી દીધું હતું. એમણે સાધ્વીઓના અભ્યાસ તરફ શ્રવણ

કરવાનું વિશેષ ધ્યાન આપ્યું .એવી રીતે સાંભળવા માત્રથી એ બાળ વજ્રકુમાર લગભગ અગીઆરે અંગના જ્ઞાતા થયા તે દરમીયાન બીજાં પાંચ વર્ષ વ્યતીત થયાં ને વજ્રકુમારની ઉમર આઠ વર્ષની થઇ.

વીર સંવત ૪૯૬ માં એટલે પાંચમા સૈકાના અંતમાં વજ્રસ્વામીનો જન્મ થયો અને વીર સંવત ૫૦૪ માં–છઠ્ઠા સૈકાની શરૂતાતમાં આઠ વર્ષની ઉમરે વજ્રસ્વામીની દીક્ષા થઈ, અર્થાત્ વિક્રમ સંવત ૨૬ માં જન્મ અને ૩૪ માં એમની દીક્ષા થઇ.

વજ્રસ્વામીની આઠ વર્ષની ઉમર થઈ, ને સિંહગિરિસૂરિ પણ વિહાર કરતા કરતા પાછા આ શહેરમાં આવ્યા. વજ્રની ઉમર આઠ વર્ષની થવાથી એમને ઉપાશ્રયે લાવી શાસ્ત્રની વિધિ પ્રમાણે એમની મરજીથી તેમજ સકલસંઘની અનુમતિથી દીક્ષા આપી. સિંહગિરિસૂરિ મહાવીરસ્વામીની પાટે તેરમા પટ્ટધર હતા.

દીક્ષા લીધા પછી એક દિવસે ગુરૂ વજ્રસ્વામીને લઇ અવંતી તરફ ચાલ્યા. માર્ગમાં વૃષ્ટિ થવાથી એક યક્ષના મંદિરમાં પરિવાર સાથે સૂરિ રહ્યા. તે સમયે વજ્રસ્વામીના પૂર્વભવના મિત્રો જૃંભક દેવતાઓ એમના સત્ત્વની પરીક્ષા કરવાને આવ્યા. નાના બાળ વજ્રમુનિ ચારિત્ર પાળવામાં કેવાક છે તે જોવાના વિચારથી વણીકનો વેષ ધારણ કરી

ગુરૂ પાસે આવી બોલ્યા, " ભગવન્ ! વૃષ્ટિ બંધ થઈ ગઇ છે. આ સામે અમારો ઉતારો દેખાય છે, પેલા તંબુઓ ઉભા કરેલા છે ત્યાં આહાર પાણીની બધી જોગવાઈ છે માટે ગોચરીને અર્થે પધારો ! "

વૃષ્ટિ નિવૃત્ત થયેલી હોવા છતાં પોતાને તો આહાર પાણીની જરૂર નહોતી પણ વજ્રમુનિ બાળક હોવાથી એમને લઇ જવાને કહ્યું. વજ્રસ્વામી પણ આવશ્યક ક્રિયા કરી બીજા એક મુનિની સાથે ઇર્યાસમિતિનું ચિંતવન કરતા વ્હોરવા નિકળ્યા, પણ માર્ગમાં અત્યંત સુક્ષ્મ તુષારબિંદુ પડતા જોઈ અપકાયની વિરાધનાથી પાછા ફર્યા. પેલા વેષધારી વણીકોએ એટલી વૃષ્ટિ પણ બંધ કરી ને ફરી પાછા વજ્રઋષિને લઇને ચાલ્યા. તંબુમાં આવ્યા પછી આહાર પાણી આપવાની ઇચ્છાથી દેવતાઓ ઉતાવળ કરવા લાગ્યા. જે જે વસ્તુઓ વહોરાવવાની હતી તે વજ્રઋષિ પાસે લાવ્યા. તે વસ્તુઓને જોઈ વજ્રઋષિએ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી વિચાર કર્યો, અરે ! આ કોળુ વગેરે દ્રવ્ય એ કયાંથી લાવ્યા હશે ! આ ઉજ્જયીની ક્ષેત્ર સ્વભાવથીજ કર્કશ છે. અહીયાં આવી વસ્તુઓ ઉપજવાનો સંભવ નથી. વળી વર્ષાઋતુની શરૂઆતમાં તો આ ફળની વાતજ શી ! "

બાળ વજ્રર્ષિ વસ્તુઓનો વિચાર કરતા એ વેષધારીઓ તરફ જોવા લાગ્યા, "આ દાતારો શું સાચેસાચ વણીકો હશે ?"

એમનાં આંખોના પોપચાં તો સ્થિર દેખાય છે. વણીકો આવા અનિમેષ લોચનવાળા હોય ખરા! એમના ચરણો તો ભૂમિને સ્પર્શતાજ નથી. નક્કી આ દેવપિંડ છે અને દેવપિંડ તો સાધુને નજ કલ્પે," એમ વિચારી વજ્રર્ષિ પાછા વળ્યા.

વણીકો વિસ્મય પામી બોલ્યા, "કેમ મુનિરાજ! પાછા કેમ વળ્યા, કંઇક તો વહોરો. અમને ધર્મલાભ આપી અમારો ઉદ્ધાર કરો!"

વજ્રર્ષિએ જણાવ્યું, "તમે સાચા વણીકો નથી. આ બધી દેવમાયા છે. એ દેવપિંડ અમારે સાધુઓને કલ્પે નહી."

વણીકોએ આ બાળસાધુની દૃઢતાથી વિસ્મય પામી પોતાના સ્વરૂપમાં પ્રત્યક્ષ થઇ કહ્યું, "હે મુને! અમે તમારા પૂર્વભવના મિત્રો જૃંભક દેવતાઓ તમને જોવાને આવ્યા છીએ. તમે અદ્યાપિ મનુષ્ય છતાં અમારા મિત્ર જ છો." એમ કહી દેવતાઓ વૈક્રિય લબ્ધિ આપીને અદ્રશ્ય થઇ ગયા. વજ્ર સ્વામિએ ગુરૂ પાસે આવી તે હકીકત નિવેદન કરી.

એકદા જેઠ માસમાં વજ્ર સ્વામીને પેલા દેવતાઓએ વણીકવેષે આવીને ઘેબરનું નિમંત્રણ કર્યું, તેમાં પણ વજ્ર સ્વામીને પૂર્વ માફક ખબર પડવાથી વહોરવા ગયેલા પાછા આવ્યા જેથી તેમની ઉપયોગ દેવાની કુશળતાથી દેવો સંતુષ્ટ થયા. તેમને આકાશગામી વિદ્યા આપીને અદ્રશ્ય થયા. વજ્ર રૂષિ એવી રીતે ક્રમે ક્રમે અનેક શક્તિઓ મેળવતા ગયા.

અનેક શિષ્યપરિવારને સિંહગિરિસૂરિ પાઠ આપતા હતા. કોઇ અંગોનું અધ્યયન કરતા તો કોઇને પૂર્વગતશ્રુતનો પણ અભ્યાસ કરાવતા હતા. એ સાધુઓ સાથે વિહાર કરતાં એમનો અભ્યાસ શ્રવણ કરવા માત્રથી પદાનુસારી લબ્ધિથી એમના અગીઆરે અંગમાં જ્યાં ત્રુટી કે શંકા જેવું હતું તે દૂર થઈ ગયું ને અગીયારે અંગ સુદૃઢ થયાં. તેમજ પૂર્વગતશ્રુત પણ જે જે અભ્યાસ કરાતું હતું તે સાંભળવા માત્રથી તરતજ ગ્રહણ કરી લેતા હતા. એવી રીતે સાંભળવા માત્રથી વજ્રસ્વામીએ અગીયારે અંગ ઉપરાંત પૂર્વગતશ્રુત પણ પ્રાપ્ત કર્યું હતું. એ બાળમુનિ વજ્રને અનેક સાધુઓ કહેતા કે " વત્સ ! કંઈક અધ્યયન કર. અભ્યાસ કર. " તેમના કહેવાથી વજ્રરૂષિ નિદ્રાળુની જેમ કંઇક ગણગણ કરતા હતા.

પોતાતી શક્તિનો પ્રકાશ ન કરતાં મનમાં કંઇક અવ્યક્ત બોલતા ને બીજા મુનિઓ ભણે તે સાવધાનપણે સાંભળતા હતા. અભ્યાસ કરવામાં મંદ આદરવાળા હોવાથી સાધુઓ સિંહગિરિ આચાર્યને કહેતા કે " વજ્રરૂષિને અભ્યાસ કરાવો તો ઠીક ! "

" બાળકપણું હોવાથી એ આળસુ છે. ભણશે ધીરે ધીરે, ભણ્યા વગર કાંઈ હવે એને ચાલવાનું છે. " આચાર્ય સર્વને સમજાવતા ને વજ્રને પણ વખતો વખત અભ્યાસ કરવાનો ઉપદેશ કરતા હતા. વજ્ર પણ ગુરૂ આજ્ઞાનો ભંગ

ન થાય એ બીકે કંઈક ગણગણ કર્યા કરતા હતા. ને પાછા હતા તેવાને તેવા જ. એ ભણેલા શાસ્ત્રોમાં ફરી શું ભણવાપણું હોય પણ એ પોતે પોતાના જ્ઞાનનો પ્રકાશ કરે તેમ નહોતું, તેથી વજ્ર રૂષિમાં આટલું બધું શાસ્ત્રનું જ્ઞાતાપણું છે એની સ્થવિરોને ક્યાંથી ખબર હોય ?

બાળક છતાં વજ્ર સ્વામી ચારિત્ર પાળવામાં અદ્‌ભૂત હતા. સંસારનો ત્યાગ કરી પંચ મહાવ્રત ઉચ્ચરનારને હંમેશાં ચારિત્ર માટે જાગૃત રહેવું પડે છે. એ મહાવ્રતમાં લેશ પણ દૂષણ ન લાગે તેને માટે હમેશાં કાળજી રાખવી પડે છે. દીવસમાં નવ વાર કરેમિભંતેનો પાઠ બોલી ત્રિવિધે ત્રિવિધે જેમણે પાપને વોસીરાવી દીધું છે એવા મહામુનિઓ દેવોને પૂજવા યોગ્ય છે. એનું કારણ એમની ચારિત્ર પાળવાની શક્તિ, પાંચમહાવ્રતમાં અતિચાર પણ ન લાગે તેવી તેમની જાગૃતિ, સાવધાનતા, ઉપરાંત તેમનો કષાયો અને રાગદ્વેષ જીતવાનોજ સતત્ પ્રયત્ન વિગેરે છે. કોઈ વાંદે તો એમને ખુશ થવાનું ન હોય, કોઈ હીલના કરે તો નારાજી ન હોય, શ્રાવકોને ઉશ્કેરી કજીઆ કરાવાપણું ન હોય, એ ચારિત્ર પાળવામાં એવા સાવધાન હોય કે જેથી સામા માણસનું મસ્તક ભક્તિથી સ્વભાવિક રીતેજ નમી પડે. સાધુઓને વળી શ્રાવકોને નમાવવાની કે વંદાવવાની ફરજ પાડવાની હોય ખરી ! ચારિત્રમાંજ એવી અજબ શક્તિ છે કે જેની આગળ ઇંદ્રાદિક મહાદેવોનાં મસ્તક ઝુકી પડે તો

અલ્પ શક્તિવાળા માનવીનું મસ્તક તો અવશ્ય એવા ચરિત્રં આગળ નમે જ. બાલપણ છતાં વજસ્વામીના ચારિત્રને દેવોએ પણ વાંદેલું ને વખાણ્યું છે. સાધુઓની પાસે ખરૂં ધન જો હોય તો તે તે ચારિત્રજ !

---

# પ્રકરણ ૪૧ મું

---

## લઘુતામાં પ્રભુતા.

ચારિત્ર પળાતું ન હોય તેમજ દીક્ષા લીધા છતાં જે દીક્ષા પાળવાને સમર્થ નથી છતાં ઉપરથી ચારિત્રનો ડોળ કરી જગતને માત્ર ઠગવા પુરતો દંભ કરાતો હોય, તો એવા ચારીત્ર પાળનારની સમાજમાં કાંઈ પણ કિંમત નથી. તેમજ જો ચારિત્ર સારૂં ન હોય તો એમના ગમે તેવા સારા ઉપદેશની પણ અસર થતી નથી. તેમના વચન ઉપર કોઈને શ્રદ્ધા આવતી નથી. ભલે રાગી હોય તેમનાથી મનાય કે પૂજાય તેથી શું ?

છતાંય ભગવાનનું ચારિત્ર તો ઉત્તમ અને મોક્ષલક્ષ્મી નજીક કરનારૂં છે એ નક્કીજ છે. એ ચારિત્રને આરાધી, નિરતિચારપણે એનું પાલન કરી અનંતા મનુષ્યો સંસારનો પાર પામી ગયા, અનંતા મસ્તકો એની આગળ ઝુક્યાં છે.

ચારિત્રના આરાધકોને એવી ફર્યાદ કરવાનો સમય નથી આવતો કે શ્રાવકો અમને માનતા નથી, વાંદતા નથી, અમારી ભક્તિ કરતા નથી. એમ બોલવું એજ સાધુધર્મની ખામી સૂચવે છે. સાધુપણુ લીધા પછી રાગદ્વેષ જીતવા તરફજ જો ધ્યાન આપવામાં આવે, તો સંસારની ઘણી રાગદ્વેષ પ્રવૃત્તિ સ્વાભાવિકજ ઓછી થાય. બાકી ચારિત્ર તો એવું ઉત્તમ છે કે એના પાળનાર આગળ શ્રાવકો તો શું બલ્કે શ્રાવકથી ઇતર જનોનાં મસ્તક પણ ઝુકે છે. શ્રાવકો એટલું તો સમજે છે કે જે મહાન વસ્તુ પોતાનાથી બની શકતી નથી, જેનો અંશ પણ પાળવાને પોતે સમર્થ નથી, તપ કરતાં પણ જે ધ્રુજી ઉઠે છે એવા શ્રાવકો પણ જ્યાં સત્ય વસ્તુ જુએ છે ત્યાં તો અવશ્ય શીર ઝુકાવે છે.

વજ્રસ્વામી બાળક છતાં ચારિત્ર પાળવાની એમની મહાન શક્તિ, કે જેની દેવો પણ કદર કરે છે એમની આગળ શીર ઝુકાવે છે. આહારની ગવેષણા કરવામાં પણ બાળક છતાં પણ કેવા ઉપયોગવાળા છે. આવા ઉત્તમ ચારિત્રવંત સાધુ હોય અને તેમાંય સમ્યગ્જ્ઞાનથી પરિપૂર્ણ હોય એ તો સુવર્ણ અને સુગંધ સાથે મળેલાં કહેવાય. એને તો દેવો પણ નમે તો માનવીની શી ગુંજાશ?

વજ્ર મુનિ અગીઆર અંગ ઉપરાંત પૂર્વના જ્ઞાનના પણ જ્ઞાતા પુરૂષ છતાં એમનામાં જરાય જ્ઞાનનો ગર્વ ન

દેખાય, પોતાનાથી અલ્પજ્ઞાનવાળા સ્થવિરોની આજ્ઞાભંગથી પણ જેઓ બીએ; ગુરૂની વેયાવચ્ચ કરવામાં પણ સાવધાન. સ્થવિરો વારંવાર અધ્યયન કરવાનું કહે છતાં એમ ન કહે કે તમારા કરતાં હું વિશેષ જાણું છું, બલ્કે સ્થવિરોની આજ્ઞાભંગથી ભય પામી અમુક સમય સુધી કાંઇક ગણગણ્યા કરે. માટે જ્યાં ગુણ જોવાય છે ત્યાં સ્વાભાવેજ જગત નમી પડે છે. અથવા તો ગુણોમાંજ કંઇક એવો જાદુ છે કે જેથી નમી જવાય છે. ગુણવંત સાધુઓને કાંઇ કહેવા જવું પડતું નથી કે તમે અમને નમો.

સારા માણસો પછી ગમે તો મહાન્ સાધુ હોય કે ગમે તે હોય છતાંય જો અવગુણ જોવામાં આવે તો ત્યાં સર્વ કોઈ ઉપેક્ષા કરે છે. અથવા તો કોઈ વિરોધ કરવા પણ તૈયાર થાય છે તેમાંય સાધુ થયા પછી તેનામાં તો જ્યારે અવગુણ જાણવામાં આવે કે શિથિલાચારપણું જોવામાં આવે ત્યાં કાંઈ મસ્તક નજ નમે. સાધુઓને પણ પ્રમાદ મુંઝવે છે ને વિદ્વાન પણ એ પ્રમાદને આધીન થઈ જાય છે. સિદ્ધસેન દિવાકર જેવા મોજમજાહમાં પડી શિથિલાચારવાળા થયા હતા, કારણકે મોટાઓની અંધ ભક્તિ સાધુઓમાં શિથિલાચાર ઉત્પન્ન કરે છે. મોટાઓની અંધ ભક્તિ છતાં પણ જેમનું ચારિત્ર શુદ્ધ છે એમને કોણ નથી નમતું. એવા ઉત્તમ ચારિત્રને પામવા છતાં કોઇ શિથિલા-

ચારી થાય અને જગત એની ઉપેક્ષા કે વિરોધ કરે એથી ચારિત્રને કાંઈ લાંછન નથી. મહાવીરભગવાનનું ચારિત્ર તો સદા વિજયવંતજ રહેવાનું છે, શિથિલાચારીજ પોતાની કમનશીબી માટે જવાબદાર છે.

સિદ્ધસેનદિવાકરસૂરિ જેવા મહાન્સૂરિને પણ એવી એક ગંભિર ભૂલથી ( મહાવીરની આણાનો ભંગ કરવાથી ) સંઘે પારોચિક પ્રાયશ્ચિત આપી બાર વર્ષ પર્યંત ગચ્છ બહાર કર્યા હતા. સાત વર્ષ વહી ગયા બાદ અવંતિપાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ કરી મોટું તિર્થ પ્રગટ કરવાથી તેમજ વિક્રમ જેવા મહાન નરપતિને પ્રતિબોધ કરવાથી સંઘે બાકી રહેલા પાંચ વર્ષ માફ કર્યાં હતાં. સંઘ એ સર્વોત્કૃષ્ટ છે એની આણા કોઇ પણ ઉત્થાપી શકે નહિ. એની આણા ઉત્થાપનાર માટે તો કોઇ પ્રાયશ્ચિત્ત જ નથી.

સ્થુલિભદ્રના બંધુ શ્રીયકને સાધુપણુ અંગીકાર કરાવ્યા પછી પર્યુષણા પર્વ આવ્યાં ત્યારે યક્ષા સાધ્વીએ ઉપવાસ કરાવ્યો ને દૈવયોગે તેજ રાત્રીએ કાળ કરી ગયા. યક્ષા સાધ્વી ઘણા જ ખિન્ન થઈ ગયાં. એમને લાગ્યું કે મારાથી સાધુહત્યાનું મહા પાપ થઇ ગયું. ચતુર્વિધ સંઘે મળી કહ્યું કે તમે નિષ્પાપ છો. છતાંય સંઘનું વચન નહિ માની શાસનદેવી પાસે સીમંધરસ્વામી પાસે પૂછાવ્યું તો એમણે પણ કાંઇ પણ પ્રાયશ્ચિત્ત ન આપતાં સંઘના વચન પ્રમાણેજ

નિષ્પાંપ કહ્યાં. પણ સંઘનુ વચન તમે માન્ય કર્યું નહિ એ પ્રાયશ્ચિત્ત લાગેલું તેની આલોચના આપી હતી. ભગવાન પણ સંઘને નમે છે. એ ચતુર્વિધ સંઘ મળીને જે પ્રમાણુ કરે તે ગમે તેને પણ માન્ય કરવું જોઇએ. એ સંઘની અવજ્ઞાના પાપથી ભીરૂ વજ્રસ્વામીએ પણ માતાની ઉપેક્ષા કરી સંઘનો ઉત્કર્ષ વધાર્યો હતો. બાળપણુમાં સાંભળવા માત્રથી શ્રુતજ્ઞાન ભણેલા છતાં જે લઘુતાથી ભરેલા હતા અને જે લઘુતાથી ભરેલા હોય છે એનામાંજ જગત પ્રભુતા સ્થાપન કરે છે. પ્રભુતા સ્થાપન કરવી એ કાંઈ પોતાનું કામ નથી, પ્રભુતા તો જગત તરફથી મળે ત્યારેજ એ શ્રેષ્ઠ પ્રભુતા કહેવાય. જે પોતાની મેળેજ પ્રભુતા મેળવવા પ્રયત્ન કરે છે, અથવા તો સંઘની અવગણુનાં કરીને પોતાના અંધ ભક્તો મારફતે પ્રભુતા મેળવવા પ્રયત્ન કરે એનાથી વસ્તુતઃ તો સાચી પ્રભુતા ઘણીજ દૂર છે. જે પ્રભુતા જગતને માન્ય નથી એવી પ્રભુતાથી શું ? સ્વયં જગતજ જ્યારે પ્રભુતા આપવા ચાહે અથવા તો એવી યોગ્યતા પ્રાપ્ત થાય ત્યારે લઘુતા ધારણ કરવા છતાંય પ્રભુતા અણુનોતરી આવેજ. વજ્રસ્વામીને આ બધું ઘટેજ છે. પોતે લઘુતા ધારણુ કરવા છતાં અને પ્રભુતાની ઈચ્છા નહિ છતાં એમની પાસે એની મેળે પ્રભુતા ચાલી આવે છે.

એક દિવસ બપોરના સાધુઓ આહારને માટે ગયા હતા ને આચાર્ય સ્થંડિલભૂમિએ ગયા; ત્યારે બાળ વજ્ર-

મુનિ ફક્ત એકલાજ વસતિમાં હતા તેમણે બાળચેષ્ટાથી સાધુઓની ઉપધિઓને મંડલાકારે ગોઠવી પોતે મધ્યમાં બેસી ઉપાધ્યાય અથવા તો આચાર્ય જેમ શિષ્યોને વાચના (પાઠ) આપે તેમ વર્ષાઋતુના મેઘસદૃશધ્વનિથી વાચના આપવા લાગ્યા. એ વાચનામાં અગીયારે અંગ તથા પૂર્વ-ગતશ્રુતના આલાવા બોલવા લાગ્યા. વાચના આપતાં કેટલો સમય પસાર થયો તેની બાળક વજ્રમુનિને ખબર પડી નહિ. તે દરમીયાન આચાર્ય સ્થંડિલભૂમિથી પાછા આવતા હતા, તેઓ ઉપાશ્રય પાસે આવ્યા એટલે પૂર્વગત શ્રુતના ને અગીયારે અંગના પાઠો સાંભળી વિચારવા લાગ્યા, "શું સાધુઓ એટલી વારમાં આવી ગયા ને મારી આવવાની રાહ જોતા તે મહર્ષિઓ સ્વાધ્યાય કરે છે શું ?"

ક્ષણવાર ઉભા રહી આચાર્ય વિચાર કરવા લાગ્યા, "શબ્દ તો એકજ સાધુનો સંભળાય છે. ત્યારે આ પૂર્વ-ગતશ્રુતનો અભ્યાસ કરનાર આ કયા સાધુનો અવાજ છે. અવાજ તો વજ્ર જેવો છે, ત્યારે વજ્ર જેવો અવાજ કયા સાધુનો છે. નહિ નહિ આતો વજ્રરૂષિજ વાચના આપે છે, જો આ વજ્રજ હોય તો આ બધુએ શીખ્યો કયારે? આ અગીયારે અંગ અને પુર્વગતશ્રુતની પણ વાચના આપે છે. આ બધુ શું ગર્ભાવ-સ્થામાં તે શીખ્યો હશે! આ તો એક આશ્ચર્યની વાત છે. બાળવજ્રમુનિમાં આટલું બધું જ્ઞાન, અને તે બધુ શીખ્યો કેવી રીતે એ ઘણી વિચારવા જેવી વાત છે. સાધુઓ એને

ભણવાનું કહે છે ત્યારે આટલા માટેજ તે આળસ કરે છે. અને બાળપણમાં એ પાઠમાં આળસુ છે એમ સમજીને મેં પણ એને શીખામણ આપી હતી. પણ આ તો પુર્વગતશ્રુત જાણે છે. જે શ્રુતનો જ્ઞાતા છે એમાં એને ભણવાપણું શું હોય? પણ હવે મારા સાંભળી જવાથી એને લજ્જા ન થાય, માટે એને સાવધ કરવો જોઇએ."

વજ્રસ્વામીના ગુણોથી પ્રસન્ન થયેલા આચાર્ય દૂર ગયા ને મોટા શબ્દથી નિસિહિ કહેતાં દ્વાર પાસે આવ્યા. ગુરૂનો શબ્દ સાંભળી વજ્ર સ્વસ્થ થયા, ઉપધિઓ પોત પોતાને સ્થાનકે ગોઠવી બહાર આવી વજ્રમુનિએ ગુરૂ પાસેથી દાંડો લઇ એમના ચરણો સાફ કરી એ ચરણરજને વંદન કરી પોતાના લલાટપર સારી રીતે લગાડી. ગુરૂ આસન ઉપર બેઠા એટલે પ્રાશુક જળથી ગુરૂના પગ ધોઈ એ જળને મસ્તકથી વંદન કર્યું. શિષ્યની આવી ભક્તિ જોઈ આચાર્ય ચિંતવવા લાગ્યા કે, "અહો, આ બાળક છતાં મહાપુરૂષનો કેવો વિનય છે, શ્રુતસાગરનો પારંગત છે. વજ્રના સ્થાનરૂપ હોવાથી સુરક્ષણીય છે. એના મહાત્મ્યને નહિ જાણનારા અન્ય સાધુઓ એને બાળક જાણીને એની અવજ્ઞા ન કરે તે માટે કંઇક પ્રયત્ન કરવો જોઇએ."

તેજ રાત્રીએ ગુરૂમહારાજે શિષ્યોને બોલાવી કહ્યું કે, "મારે અમુક ગામ જવું છે, ને બે ત્રણ દિવસ ત્યાં રહેવાનું થશે."

આચાર્યની વાણી સાંભળી યોગપ્રતિપન્ન સાધુઓ બોલ્યા, "હે ભગવન્ ! આપ તો બે ત્રણ દિવસ બહારગામ રહેશો તે દરમીયાન અમારો વાચનાચાર્ય કોણ થશે ?"

"તમારો વાચનાચાર્ય વજ્ર થશે," ગુરૂમહારાજે કહ્યું.

ગુરૂની વાણી સાંભળી સાધુઓ અજાયબ થયા, "આ બાળવજ્રમુનિ જે ભણવામાં પણ આળસુ છે તે અમને પાઠ શી રીતે આપશે ?" છતાં ગુરૂ ઉપર એકાંત ભક્તિવાળા સાધુઓએ ગુરૂ સાથે કાંઈ પણ વાદવિવાદ નહિ કરતાં ગુરૂનું વચન સ્વિકારી લીધું ને ગુરૂ અન્યત્ર વિહાર કરી ગયા.



# પ્રકરણ ૪૨ મું.

## વાચનાચાર્યપદે.

બીજે દિવસે પ્રભાતના ગુરૂ અન્યત્ર વિહાર કરી ગયા ને સાધુઓ પ્રાતઃક્રિયાથી પરવારી વાચના ગ્રહણ કરવાને વજ્રઋષિને મુખ્ય આસન ઉપર બેસાર્યા. ગુરૂની આજ્ઞા છે એમ ધારીને વજ્રમુનિ પણ મુખ્યઆસન પર બેઠા. સાધુઓએ આચાર્યની જેમ તેમનો વિનય સાચવ્યો. વંદનાદિક કર્યું. પછી સર્વ સાધુઓને અસર કરવામાં વજ્ર-

લેપ સમાન એવા આલાવા અનુક્રમે વજ્રમુનિ આપવા લાગ્યા. સમજી શકાય અને સહેલાઇથી શીખી શકાય એવી વજ્રસ્વામીની શૈલી સાંભળીને અલ્પબુદ્ધિવાળા સાધુઓ પણ એમની પાસે અભ્યાસ કરવાને આવ્યા. એ અલ્પજ્ઞ મુનિઓ વજ્રસ્વામી પાસેથી વારંવાર વાચના લઇને ભણુવાનો પ્રયત્ન કરવા લાગ્યા. વજ્રસ્વામીની અભ્યાસ કરાવવાની સરળ પદ્ધતિથી અતિ - જડ જેવા સાધુઓમાં પણ વજ્રમુનિની વાચના સફળ થવા લાગી. આવું અતિ અદ્‌ભૂત આશ્ચર્ય જોઇ સર્વ સાધુઓ અતિ વિસ્મય પામ્યા. સારી રીતે ઉપસ્થિત છતાં તે બરાબર છે કે કેમ તેનો નિર્ણય કરવાને માટે સાધુઓ પૂર્વે શીખેલા આલાવા પણ વજ્રઋષિને પૂછવા લાગ્યા. વજ્રમુનિએ પણ તે આલાવાની તેવા જ પ્રકારની યથાર્થ વ્યાખ્યા કરી બતાવી. ગુરૂની પાસે અનેક વાચનાથી પણ જે જે મહર્ષિઓ જેટલું શીખી શક્યા નહોતા તેટલું વજ્રઋષિ પાસે માત્ર એકજ વાચનાથી શીખી શક્યા હતા. જેથી સાધુઓ પણ પરસ્પર કહેવા લાગ્યા કે, " આપણા વાચનાચાર્ય વજ્રરૂષિ જ રહે ને ગુરૂને આવતાં વિલંબ થાય તો અમુક શ્રુતસ્કંધ વજ્રમુનિ પાસે સંપૂર્ણ શીઘ્રતાએ ધારી લઇએ. "

બાળ એવા વજ્રમુનિ આજ સુધી અપરિચિત હતા; એને ભણુવાનું કહેનારા સ્થવિરો એનું શ્રુતજ્ઞાન જોઈ તાજુબ થયા. એમને અધ્યયન કરવાનું કહેનારાઓને ગુરૂ કરતાં

પણ અધિક રીતે વજ્રમુનિ પાઠ આપવા લાગ્યા. વજ્રમુનિની આવી અદ્ભુત શક્તિથી મુનિઓ ગુરુ કરતાં પણ એમને અધિક રીતે માનવા લાગ્યા કારણ કે એક ગુરુના શિષ્ય હોવા છતાં ગુણવાન તરફ અધિક પ્રસન્ન રહે છે. આખુંય જગત ગુણવાન તરફ અમીભરેલી નજરે જ નીહાળે છે. પુણ્યબુદ્ધિ બતાવે છે.

ચણચાર દિવસ પસાર થયા ને આચાર્ય વિચારવા લાગ્યા, કે "વજ્ર આટલા થોડા દિવસોમાં પણ અમારા પરિવારમાં પરિચિત થઇ ગયો હશે. એના ગુણો સાધુઓ જાણી ગયા હશે. માટે હવે ત્યાં જઇને જે શ્રુત એ ભણ્યો નથી તે ભણાવીએ, કારણ કે શિષ્ય પોતાના નિર્મળ ગુણો વડે જ પજ્યતાને પામે છે" આ પ્રમાણે ચિંતવી ગુરુ કેટલે દિવસે પાછા આવ્યા.

આચાર્યના ચરણમાં વજ્ર સહિત સર્વ મુનિઓએ વંદન કર્યું. ગુરુએ વંદન કરતા સાધુઓને પૂછ્યું, "કેમ તમારો અભ્યાસનિર્વાહ બરાબર થાય છે કે નહિ?"

"દેવગુરુના પસાયથી સારી રીતે થયો છે," મુનિઓએ કહ્યું.

"બહુ સારૂ."

"છતાં અમારી એક વિનંતિ છે, ભગવન્!" સાધુઓએ વિનંતિ કરી.

"શી વિનંતિ ?"

"આપની આજ્ઞાથી અમારા વાચનાચાર્ય વજ્રઋષિ થાય એમ અમે ઈચ્છીએ છીએ. અમે એમના ગુણોથી અજ્ઞાત રહીને ચિરકાળ તેમની અવજ્ઞા કરી છે, પણ હવે એ બાળક છતાં આપના ચરણની જેમ અમને પૂજ્ય છે. બાળક છતાં મોટા ગુણોએ કરી અલંકૃત હોવાથી એ ગચ્છના ગુરૂ થવાને યોગ્ય છે. કારણ કે દીપક કંદપુષ્પની કળી જેટલો છતાં આખા ઘરને પ્રકાશીત કરે છે."

વજ્રમુનિ માટે સાધુઓની આવી પૂજ્યવૃત્તિ જોઈ આચાર્ય ખુશી થયા છતા બોલ્યા, "હે તપસ્વીઓ! (સાધુઓ) એમજ થાઓ. આ બાળ છતાં વિદ્યાએ કરી વૃદ્ધ છે, માટે એની તમારે અવજ્ઞા ન કરવી. અમે હવે બીજે ગામ વિહાર કરશું ને આ વજ્રમુનિને વાચનાચાર્ય તરીકે તમને સોંપ્યા છે કે જેથી તમે એના બધા ગુણો યથાર્થ રીતે જાણી શકો. જો કે હમણાં એ વાચનાચાર્યની પદવીને યોગ્ય નથી થયા કારણકે ગુરૂએ આપ્યા વગર એ માત્ર સાંભળવાથીજ શ્રુત ભણ્યા છે માટે સંક્ષેપ અનુષ્ઠાનરૂપ ઉત્સાર કલ્પ એને કરાવવો પડશે તે પછી વજ્ર આચાર્ય-પદવીને યોગ્ય થશે."

ત્યારથી નિરંતર સર્વે સાધુઓના વાચનાચાર્ય વજ્રઋષિ થયા. આચાર્ય પણ વિહાર કરવાના હતા પરન્તુ એ

વિચાર એમણે ફેરવ્યો. એ ઉદાર બુદ્ધિવાળા આચાર્ય મહારાજે જે જે અપઠિત શ્રુત હતું તે વજ્રમુનિને અર્થ સહિત શીખવ્યું. વજ્રઋષિ પણ ગુરૂને સાક્ષીભૂત રાખીને આદર્શ જેમ પ્રતિબિંબને ગ્રહણ કરે તેમ ગુરૂએ આપેલ સર્વ શ્રુત ગ્રહણ કરી લીધું. ગુરૂ પાસે જેટલું શ્રુતજ્ઞાન હતું તે સર્વ વજ્રમુનિ શીખી ગયા. વજ્રઋષિનું જ્ઞાન એવું તો સ્વચ્છ અને નિર્મળ થયું કે ગુરૂના પણ ચિરકાળના દુર્ભેદ સંદેહ રૂપ લોષ્ટ ને તે મુદ્‌ગરની જેમ ભેદી નાખવા લાગ્યા. તેમજ દૃષ્ટિવાદ પણ જેટલો ગુરૂના હૃદયમાં હતો તે બધો ચુલુકલીલાથી પાણીની જેમ ગ્રહણ કરી લીધો.

તે દરમીયાન કેટલોક સમય પસાર થઈ ગયા પછી આચાર્ય પરિવાર સાથે વિહાર કરતા કરતા દશપુર નગરે પધાર્યા. આચાર્ય મહારાજે અહીંયાં સંઘના આગ્રહથી સ્થિરતા કરી. અહીંયાં એમના સાંભળવામાં આવ્યું કે—“ભદ્રગુપ્તઆચાર્ય સંપૂર્ણ દશપૂર્વના જ્ઞાતા ઉજ્જયિની નગરીમાં પધાર્યા છે. એમની પાસેથી દશપૂર્વ ગ્રહણ કરવા યોગ્ય છે. પણ અગીયાર અંગનો પાઠ પણ જ્યાં સાધુઓને દુષ્કર થઈ પડે છે એવા સાધુઓ દશપૂર્વ શી રીતે ગ્રહણ કરી શકશે, છતાંય જો વજ્રમુનિને ત્યાં મોકલવામાં આવે તો પદાનુસારી લબ્ધિના યોગે જોવા કે સાંભળવા માત્રથી તેજ માત્ર ગ્રહણ કરી શકે તેમ છે, માટે વજ્રઋષિને મોકલવાજ ઠીક છે.”

આચાર્યે મનમાં એ પ્રમાણે નક્કી કરી વજ્રઋષિને આદેશ કર્યો કે, "હે વત્સ ! તું ઉજ્જયીની જા. ત્યાં સંપૂર્ણ દશ પૂર્વના જ્ઞાતા ભદ્રગુપ્ત ગુરૂના મુખથી સાંભળી દશ પૂર્વનો અભ્યાસ કર. તારા સિવાય દશ પૂર્વનો અભ્યાસ કરી શકે તેવો કોઇ મુનિ નથી. આ બધા અત્યલ્પ બુદ્ધિવાળા હોવાથી તારી બરાબરી કરી શકે તેમ નથી. એ દશ પૂર્વનો અભ્યાસ કરતાં જ્યાં મારી બુદ્ધિ પણ સ્ખલીત થાય ત્યાં તેઓ શી રીતે સમર્થ થઈ શકે, માટે હે સૌમ્ય ! મારી આજ્ઞાથી દશ પૂર્વનો અભ્યાસ કરી પાછો શીઘ્ર આવ. આ કાર્યમાં શાસનના અધિષ્ઠાયક દેવતાઓ તને સહાયકારી થાઓ. હે વત્સ ! કુવામાંનુ જળ જેમ ઉપવનના વૃક્ષોમાં પ્રસરે છે તેમ તારા મુખદ્વારાએ દશ પૂર્વ આ મહર્ષિઓમાં પ્રસરો."

આ પ્રમાણે કહીને આચાર્યે વજ્રઋષિને અવંતી તરફ જવાનો આદેશ કર્યો. નવું અને દશપૂર્વનું શ્રુત ભણવાના લાલચુ વજ્રમુનિ પણ આવી ગુરૂ આજ્ઞા સાંભળી મનમાં અતિ પ્રમોદ પામ્યા ને ગુરૂની આજ્ઞા લઇ બે સ્થવિરોની સાથે ભદ્રગુપ્ત આચાર્યના ચરણથી પાવન થયેલી ઉજ્જયીની નગરી તરફ ગયા. આચાર્યે પણ એમનો વિજય ઇચ્છી રજા આપી.

અવંતીના એક ઉપાશ્રયમાં શિષ્યો સહિત ભદ્રગુપ્તાચાર્ય રહેલા હતા. સંપૂર્ણ દશ પૂર્વના જ્ઞાતા અને ઉત્કૃષ્ટ ચારિત્ર

પાળનારા એ આચાર્ય પ્રાતઃકાલે પ્રાતઃક્રિયાથી પરવારી શિષ્યોને એક નવીન વાર્તા કહી રહ્યા હતા. તેજ રાતના પાછલી રાત્રીએ એમણે એક અનુપમ સ્વપ્ન જોયેલું કે, " કોઈ અતિથિ પોતાના હાથમાં રહેલું ક્ષીરથી ભરેલું પાત્ર લઈને પી ગયો અને પરમ તૃપ્તિને પામ્યો. " એ સ્વપ્ન આચાર્ય શિષ્યો આગળ કહી રહ્યા હતા. શિષ્યો પોતપોતાની બુદ્ધિ અનુસાર એનો અર્થ કરતા હતા. શિષ્યોનો જુદો જુદો અને વિચિત્ર અર્થ જોઈ–સાંભળી આચાર્ય બોલ્યા, " અરે શિષ્યો ! તમે એનો સત્ય પરમાર્થ સમજતા નથી. એ સ્વપ્ન એમ સૂચવે છે કે 'કોઈક અતિથિ મુનિ અહીં આવશે' અને તે બુદ્ધિવાન અમારી પાસેથી સર્વ સૂત્ર અર્થ સહિત ગ્રહણ કરશે. "

ગુરૂની વાણી સાંભળી શિષ્યો વિચારમાં પડ્યા. " આપની પાસેથી સંપૂર્ણ અર્થ સહિત સૂત્ર ભણનાર કોણ ભાગ્યશાળી હશે. આપ દશ પૂર્વના જ્ઞાતા છો. આટલી બધી મહેનત કરતાં છતાં દશ પૂર્વ મેળવવા અમેય ભાગ્યશાળી થતા નથી. કાંઈક આગળ વધીએ છીએ તો પાછળનું વિસ્મૃત થાય છે. પડતા કાળે કરીને મનુષ્યોની બુદ્ધિ, આયુષ્ય દિવસે દિવસે ઓછાં થતાં હોવાથી હવે દશ પૂર્વનું જ્ઞાન પણ નહિ રહેવાનું. "

" વાત તો ઠીક છે. પડતા કાળના પ્રભાવે જ્ઞાન પણ ઘટતું જ જવાનું. ચૌદ પૂર્વધારી ભદ્રબાહુસ્વામી થયા એ છેલ્લા શ્રુતકેવળી થયા, તેમના શિષ્ય મહાબુદ્ધિનિધાન

સ્થૂલિભદ્ર દશ પૂર્વ અર્થ સહિત અને ચાર પૂર્વ મૂળ ભણ્યા. જ્ઞાનનો ગર્વ કરવાથી એ દશ પૂર્વથી આગળ વધી શકયા નહી. ગુરૂએ દશ પૂર્વથી આગળ શીખવવા નાજ સંભળાવી દીધી, છતાં સંઘનો અતિ આગ્રહ થયો ત્યારે ચાર પૂર્વ મૂળપાઠેજ શીખવ્યા, પણ અર્થ શિખવ્યો નહી. એવી રીતે મહામુનિ સ્થુલિભદ્ર છેલ્લા ચૌદપૂર્વી થયા, પણ એમની પછી દશ પૂર્વ રહી ગયાં ને છેલ્લાં ચાર પૂર્વ એમની પાસેજ રહી ગયાં, એમના શિષ્યો દશ પૂર્વ સુધી ભણ્યા, છતાંય હજારો સાધુઓમાં થોડાજ દશ પૂર્વ ભણનારા હોઇ શકે છે. કારણકે જે જમાનામાં જેટલું શ્રુત હોય તે સંપૂર્ણ શ્રુતનો પારંગામી કોઇ ભાગ્યવંત જ હોઇ શકે, ”

“ ભદ્રબાહુ સંપૂર્ણ શ્રુતજ્ઞાની ને સમર્થ હોવા છતાં અને છેલ્લાં ચાર પૂર્વ પોતાની મરજી નહી છતાં સંઘની આજ્ઞાથી સ્થુલિભદ્રજીને શીખવવાં પડ્યાં ખરાં !” એક શિષ્યે કહ્યું.

“ જરૂર. ભદ્રબાહુસ્વામી શાસનનાયક અને વીર ભગવાનના સાતમા પટ્ટધર હોવા છતાં પણ સંઘથી કાંઈ મોટા નથી. વળી મહાપુરૂષ જ્યારે કોપવાળા થાય છે ત્યારે મહાજનો જ એમને પ્રસન્ન કરી શકે છે. સંઘની આજ્ઞા કોઈપણ ઉલ્લંઘી શકે નહિ. પહેલાં જ્યારે બારવર્ષીય દુષ્કાળ પડયો, એ દુષ્કાળને અંતે પાટલીપુત્રમાં ચતુર્વિધ સંઘે એકત્ર મળી જેટલું શ્રુત અવશેષ રહ્યું હતું તે એકત્ર કર્યું તો એકંદરે અગીયાર અંગ ભેગાં થયાં. પણ બારમા અંગ માટે શું કરવું.

ભદ્રબાહુસ્વામી બારે અંગના જ્ઞાતા હોવાથી સંઘે તેમને તેડવાને બે સાધુઓ મોકલ્યા, તેઓએ નેપાળમાં જઈ આચાર્યને વિનંતિ કરી, પણ તેમણે મહાપ્રાણાયામધ્યાન શરૂ કરેલ હોવાથી આવવાની ના પાડી. પાછા ફરીને સંઘે બીજા બે સાધુઓને સમજાવી મોકલ્યા. તે સાધુઓ નેપાળ દેશમાં ભદ્રબાહુસ્વામી પાસે આવીને હાથ જોડી અરજ કરવા લાગ્યા "ભગવન્ ! શ્રી સંઘે અમોને કહેવરાવ્યું છે કે સંઘની આજ્ઞા ન માને તેને શું શીક્ષા કરવી ?"

"સંઘની આજ્ઞા ન માને તો તેને સંઘ બહાર મુકવો" ગુરૂભદ્રબાહુ સ્વામી બોલ્યા. તેમની વાત સાંભળી બે સાધુઓમાંથી એક સાધુ ધ્રુજતાં બોલ્યા, "ત્યારે આપ તે શિક્ષાને પાત્ર છો." સંઘની આજ્ઞા સાંભળીને એ શ્રુતધર ધ્રુજી ઉઠ્યા." શ્રીમાન સંઘે એમ ન કરતાં મારા ઉપર કૃપા કરવી ને બુદ્ધિમંત શિષ્યોને અહીં મોકલવા. હું એમને સાત વાચના પ્રતિદિવસ આપીશ. એમ કરવાથી મારા કામને પણ બાધ નહી આવે ને શ્રી સંઘનું પણ કાર્ય થશે." ભદ્રબાહુ જેવા શ્રુતધરોને પણ એક કરતાં વધારે વખત સંઘની આજ્ઞાને માનવી પડી છે. આપણે જરા વિષયાંતર થઈ ગયા. મારા સ્વપ્નની વાતથી આપણે ક્યાં આગળ ચાલ્યા ગયા. મારા હાથમાંથી ક્ષીર ભરેલું પાત્ર કોઇ અતિથિ પી ગયો હોવાથી મારી પછી પણ કોઈ દશપૂર્વધર અવશ્ય થશેજ.



# પ્રકરણ ૪૩ મું.

## દશપૂર્વધર.

બે સ્થવિરોની સાથે અવંતી આવવાને નીકળેલા વજ્ર સ્વામી ઉજ્જયીનીના દરવાજે આવી પહોંચ્યા ને સૂર્યાસ્ત થઇ ગયો હોવાથી નગરના દ્વાર પાસે રાત્રી વ્યતીત કરી પ્રાત:કાળે પ્રાત:વિધિ કરીને શહેરમાં પ્રવેશ કર્યો. એ ભવ્ય ઉજ્જયીની નગરીને અવલોકતાં ભદ્રગુપ્તાચાર્યના ઉપાશ્રયે આવી પહોંચ્યા. ભદ્રગુપ્તાચાર્ય શિષ્યો જોડે સંવાદ કરી રહેલા તે દરમીયાન દૂરથી ચંદ્રમાની કાંતિને તિરસ્કાર કરનારા એવા આ બાળસાધુને બે સ્થવિરોની સાથે પોતા તરફ આવતા જોયા. ચંદ્રમાને જોઇનેં સાગર જેમ ઉલ્લાસમાન થાય તેમ પરમહર્ષપૂર્વક આચાર્ય ઉલ્લાસ પામતા વિચારવા લાગ્યા, "કોણ હશે આ? આને જોઇને મારૂં મન ઉલ્લાસ પામે છે. મારાસૌભાગ્યયોગેજ આને સુબુદ્ધિ મળી. શું આ બાળસાધુનો પ્રભાવ! એનાં તેજ, ગૌરવ કેવાં અલૌકિક છે. આ બાળસાધુ આવા પ્રભાવવાળા કોણ હશે? વજ્રમુનિની ખ્યાતિ મેં સાંભળેલી તે વજ્ર તો નહિ હોય! છે તો વજ્ર જેવા: નક્કી આ તો વજ્રમુનિજ છે." ભદ્રગુપ્તાચાર્યે નિશ્ચય કરી લીધો, ને આ બાળસાધુની કાંતિરૂપ સુધારસનું જાણે પાન કરતા હોય તેમ અમીનજરે જોઇ રહ્યા.

વજ્રમુનિ પણ ઉપાશ્રયમાં આવી આચાર્યને વંદન કરવા લાગ્યા. તે વંદનોત્સુક થયેલા વજ્રને ગુરૂએ એકદમ ઉત્સંગમાં બેસાડી આલિંગન કર્યું કારણકે ઉત્કંઠા જ્યારે અતિ બળવાન હોય છે ત્યારે વિનયની રાહ જોવાતી નથી. જેનામાં ગુણ જોવામાં આવે છે ત્યાં તો મોટા જગતપૂજ્ય પુરૂષો પણ એને માન આપે છે. ગુણને જોનારના મનમાંજ એવી અદ્‌ભૂત લાગણી જ થાય છે. એ બાળ વજ્રમુનિના શુદ્ધ ચારિત્રની એના જ્ઞાનગુણની ખ્યાતિ અજબ રીતે પ્રસરેલી, અને એ મહાગુણને લીધે જગતપૂજ્ય મહાન પુરૂષો પણ એની તરફ માનની નજરે નિહાળે, એ વંદનોત્સુક થયેલાને પોતાના ઉત્સંગમાં બેસાડે એ શું સૂચવે છે? ભલે બાળસાધુ હોય પણ સાધુ જો ગુણવાન હોય ચારિત્રના યથાર્થ પાળનારા હોય તો શત્રુનાં મસ્તક પણ એમની આગળ નમી પડે છે. ભગવંતે શ્રી મુખે વર્ણવેલું એ ચારિત્ર એવું વિજયવંત છે કે ગમે તેવા પણ તેની આગળ નમી પડે છે. ઈંદ્રાદિકને પણ નમવા યોગ્ય ચારિત્રને નમ્યા વગર માનવી તે ક્યાં સુધી રહેવાનો હતો.

શ્રી મહાવીર ભગવાનનું ચારિત્ર પાલનારા ચારિત્રને નામે દંભ ચલાવતા હોય એવા શિથિલાચારીઓને તો સ્વાભાવિક રીતે લોકમાં વંદાવાની ઈચ્છા થાય છતાં અંધ ભક્તજન સિવાય એમને નમવાનું બીજા કોને મન થાય. જ્યાં ગુણ જોવાય ત્યાંજ વંદન કરાય, વંદન કરનાર જેને વાંદવાનું

છે એનામાં યોગ્યતા તો જુએજ. એમનામાં રાગદ્વેષ વાકે જોરમાં છે, ચારિત્રમાં કેવા છે, એ પરીક્ષામાં વાંદનારને યોગ્યતા જણાય તો વાંદેજ, સાધુઓને કહેવાપણું ન હોય કે શ્રાવકો સાધુઓને વાંદતા નથી અને એમ કહેવા છતાં પણ જ્યાં ગુણ જોવાતા ન હોય ત્યાં માથુ તે શી રીતે નમે! પોતાના મિત્ર છતાં જૃંભક દેવોએ એ વજ્રઋષિના ચારિત્રની બે બે વખત પરિક્ષા કરી છે કે બાળસાધુ ચારિત્ર પાળવામાં કેવાક છે? નમિ રાજર્ષિના ચારિત્રની પરીક્ષા કરવાને ખુદ સ્વયં ઇંદ્ર બ્રાહ્મણના રૂપે આવે છે. જ્યારે એમનું ચારિત્ર શુદ્ધ જણાય છે એમ ખાતરી થતાંજ એ પુરૂષશ્રેષ્ઠ આગળ ઇંદ્રનું મસ્તક પણ ઝુકે છે, સિદ્ધસેન દિવાકરસૂરિની પરીક્ષા કરવા સારૂ માલવપતિ વિક્રમ નરેશ મનથીજ માત્ર નમસ્કાર કરે છે. એ મનથી નમસ્કાર કરનારાને સૂરિ ગાઢ સ્વરે ધર્મલાભની આશિષ આપે છે. એ ધર્મલાભનો ખુલાસો થતાંજ માલવરાજની શુદ્ધ ભક્તિ જાગૃત થાય છે. ગુણ હોય ત્યાંજ સ્વાભાવિક પ્રેમ થાય છે. જેનામાં શુદ્ધ ચારિત્ર છે, ગુણ છે એ તો પોતે પૂજાવા ન માગતા હોય છતાં જરૂર પોતાના આત્માની ખાતર એમને પૂજેજ, છે. પણ નિર્ગુણીને તો પોતાનો ઉપરનો દંભ ગમે તેવો હોય છતાં જાણકારને તો નમવાનું મન ન જ થાય, પછી પેલેતેમાં રોગીઓથી [illegible]

ગુણવાળા બાળવજ્ર મુનિ પણ તે સમયના જૈન શાસનના શણગાર રૂપ ભદ્રગુપ્ત કે જેમના ચરણમાં અનેક મસ્તકો નમે છે, જે તે સમયના સમસ્ત શ્રુતના જ્ઞાતાપુરૂષ યુગપ્રધાન છે, એવા પુરૂષશ્રેષ્ઠ પણ બાળવજ્ર તરફ આટલા બધા સન્માનની નજરે જુએ, એ બાળવજ્ર મુનિને ઉત્સંગમાં બેસાડી એમના મુખકમલ તરફ પોતાનાં નેત્રો સ્થાપી બોલ્યા, " વત્સ ! તારો વિહાર તો સુખપૂર્વક થયોને ? તારૂં શરીર નિરોગી છે ? તારૂં તપ કેવું છે ? તારા ગુરૂ કુશળ છે ? હે વજ્ર ! શું કંઇ કાર્ય પ્રસંગે તું અહીં આવ્યો છે કે વિહારના ક્રમથી સ્વાભાવિક અહીં આગમન થયું છે. "

વજ્રમુનિ ભદ્રગુપ્તાચાર્યને વંદન કરી અંજલી જોડી મુખ આગળ મુખવસ્ત્રિકા રાખીને બોલ્યા, " હે ભગવન્ ! જે જે સુખવિહાર વગેરે આપે પૂછ્યું તે તો દેવગુરૂના પ્રસાયથી બધુ તથાપ્રકારેજ છે, અને હે ભગવન્ ! હું ગુરૂની આજ્ઞાથી આપની પાસે દશપૂર્વ ભણુવા આવ્યો છું માટે વાચનાદાનથી મારા ઉપર કૃપા કરો. "

" તેં બહુ સારો વિચાર કર્યો. મારા ભાગ્યયોગેજ તું મારી પાસે આવ્યો છે તો ખુશીથી રહે અને દશપૂર્વનો અભ્યાસ કર. "

"આપનું વચન હું માથે ચડાવું છું," વજ્રે આચાર્યનું વચન અંગીકાર કર્યું.

વજ્ર ઋષિ ત્યાં આચાર્ય પાસે રહ્યા ને પૂર્વનો અભ્યાસ શરૂ કર્યો. પદાનુસારી લબ્ધિ હોવાથી એમને શીખતાં બહુવાર લાગી નહીં. આચાર્ય જે જે બોલતા, અથવા તો જે જે સમજાવતા તે માત્ર સાંભળવાથી વજ્ર ઋષિને યાદ રહી ગયું વજ્રમુનિને શીખવતાં સૂરિને મહેનત પડતી નહી. ગમે તેવા કઠીન વિષય પણ સૂરિ બોલતા તે વજ્રને સાંભળવા માત્રથી કંઠસ્થ થઈ જતા હતા. સૂરિ જે જે વસ્તુ, આલાવા વગેરે આપતા તે વસ્તુ એકચિત્તે ધારી લેતા હતા, એવી રીતે શીખતાં વજ્રમુનિ દશ પૂર્વના પારંગામી થયા. અલ્પ સમયમાં દશ પૂર્વ શીખી ગયા. ભદ્રગુપ્ત સૂરિ પાસે જેટલું જ્ઞાન હતું તે સર્વ ગ્રહણ કરી સંપૂર્ણ સુત્ર અર્થ સહિત દશપૂર્વધર કહેવાણા.

જેમની અગાધ બુદ્ધિનો પાર પામવાને માનવીની અલ્પ શક્તિ સમર્થ નથી, જેના સર્વોત્કૃષ્ટ ચારિત્રને દેવતાઓ પણ નમે છે, જે સાધુ છતાં ઘણી લબ્ધિ ને શક્તિવાળા છે, તેમજ તેમની પછીના જમાનામાં તેમના જેટલું શ્રુતજ્ઞાન કોઈને થવાનું નથી, એવા વજ્ર મુનિ-દશપૂર્વધરે, વિદ્યાગુરૂ ભદ્રગુપ્તાચાર્યની ગુરૂ પાસે જવાને અનુજ્ઞા માગી, "હે. ભગવન્! મારો અભ્યાસ જો સંપૂર્ણ થયો હોય તો ગુરૂ પાસે જવાની મને આજ્ઞા આપો."

"તારો અભ્યાસ પૂર્ણ થવાથી હવે તું સુખપૂર્વક જઈ શકે છે. તારો વિહાર ક્લેશ રહિત થાઓ." ભદ્રગુપ્ત-

ચાર્યની અનુજ્ઞા મેળવી વજ્રઋષિ બે સ્થવિરોની સાથે દશપુર આવી ગુરૂને નમ્યા. સિંહગિરિસૂરિએ પણ પૂર્વની તેમને અનુજ્ઞા આપી. એ પૂર્વની અનુજ્ઞા મળતાં જૃંભક દેવતાઓએ પુષ્પવૃષ્ટિ વગેરેથી તેનો અદ્ભૂત મહિમા કર્યો.

દશપૂર્વધર વજ્રમુનિ હવે સર્વ સાધુઓને વાચના આપવા લાગ્યા. જેમની જેવી શક્તિ હતી તે પ્રમાણે તેમને વજ્રમુનિ વાચના આપતા હતા. પૂર્વગત જ્ઞાનના અભ્યાસની યોગ્યતાવાળા એમની પાસે પૂર્વનો અભ્યાસ કરતા હતા. સાધુઓને પઠન પાઠન કરાવતા વજ્રમુનિ આચાર્ય સાથે વિહાર કરતા ધર્મના મહીમાને વધારવા લાગ્યા.

સમય કાંઇ ઓછો જ કોઇની રાહ જુએ છે એ બાળ વજ્રમુનિ હવે બાળપણ તજી યૌવન વયમાં આવ્યા. સંસારના ભોગવિલાસ, મોજશોખનું અપૂર્વસ્થાન એ યૌવન, એને આધિન બનીને અસંખ્ય માનવો દોહલો નરભવ હારી જાય છે. પાંચે ઇંદ્રિયોના ત્રેવિશ વિષયો, એના બળોને બાવન વિકારોને આધિન થયો. એ તો આ સંસારમાં રખડી જ ગયો. જીહ્વેંદ્રિય ઉપર જ યૌવન વયમાં કાબુ રહેવો તે મુશ્કેલ છે. તેને માટે ખાનપાનની અનેક પ્રકારની લાલસાનો ત્યાગ કરવો પડે છે. અનેક સ્વાદિષ્ટ ભોજનની વાસના છોડી દેવી પડે છે. એને વશ રાખવાથી બીજી ઇંદ્રિયો પણ વશ થઈ શકે છે. તેમાંય સાધુ થયા બાદ તો જીહ્વાના સ્વાદ તજવા જોઇયે, કારણકે જીહ્વાની લોલુપતા જ અનેક પ્રકારની

વાસનાઓ ઉત્પન્ન કરાવે છે. અનેક ખાનપાન કરવાથી, સ્નિગ્ધ અને સ્વાદવાળી રસવતી આરોગવાથી મનમાં અનેક પ્રકારની વાસનાઓ જાગે છે. એ વાસનાઓ ઉપર કાબુ મેળવવો, એને જીતી લેવી એ કાંઇ વાતો કરવાથી કે કહેવાથી બની શકતું નથી. એ વાસનાઓને આધિન બનેલા અનેક મહાપુરૂષો પણ પ્રમાદી બની અધ:પાતને ભોગ થઈ ગયા. એકલો વેષ તે શું કરી શકે ? એ વાસનાઓને આધિન બની ગયા છતાં ઉપરથી ખોટો ડાળ દેખાડી, દંભ ચલાવી જગતને ઠગવાનો ધંધો ચલાવનારા અને મહાવીરની આજ્ઞાને નહિ પાળનારા એવા જો સાધુ હોય તો એમનો વેશ માત્ર શોભા રૂપજ છે. અને શ્રાવક હોય તોય શું. જેઓ પોતાના આત્માને નહી જાણતાં માત્ર જગતને ભોળવવા ખાતર જ પૂજાવા-મનાવા કે દેખાડવા ખાતર જ શ્રી મહાવીરપ્રભુનો વેષ રાખી ભોળાઓને ભરમાવી રહ્યા હોય તો તે જ્ઞાનીની દૃષ્ટિમાં તો જીવતાં મુએલા જ છે. એમની સ્થિતિનું માપ તો જ્ઞાની જ માપી શકે. અલ્પજ્ઞ માનવી તો માત્ર એટલું જ સમજી શકે કે સાપે છછુંદર ગળ્યા જેવી એમની સ્થિતિ છે. એ લીધેલો વેષ એમનાથી છુટી પણ ન શકે તેમજ જો ચારિત્ર પણ ન પાળી શકાતું હોય ને વાસનાઓને આધિન બની ગમે તેવો સ્વચ્છંદ સેવાતો હોય તો એવી સ્થિતિને ત્રિશંકુ કરતાં વધારે સારી ઉપમા શી આપવી જોઇએ ?

એ ચારિત્ર પાળવાને માટે તીર્થંકર થનારા પુરૂષો પણ

તપ કરવામાં જ પોતાનો સમય પસાર કરે છે. તપ અને ધ્યાન એ બન્ને જ્યાં સાથે હોય ત્યાં વાસના ન રહેવા પામે. વાસનાઓના નાશ માટે, ઈંદ્રિયોના નિગ્રહ માટે નિરંતર તપનો અભ્યાસ કરવો અને જગતની ખટપટમાંથી કલુષિત થતા ચિત્તને જ્ઞાન ધ્યાનમાં જોડવું એજ શ્રેષ્ઠ માર્ગ છે. સંસારી ખટપટ કે મારા તારાના ઝઘડામાં પડવાથી ચારિત્ર ત્યાં ન રહે, ગૌતમસ્વામી જેવા પણ મનઃપર્યવ જ્ઞાની છતાં નિરંતર છઠ્ઠની તપસ્યા કરતા હતા એ બધુય શામાટે ? ચારિત્રના રક્ષણ સારૂં, વાસનાઓ ઉપર કાબુ મેળવવા માટે, તેમજ કર્મનો ક્ષય કરવાને માટે જ એ પ્રવૃત્તિ હતી.

એ યૌવનના સોહામણા દિવસો એક પછી એક ચાલ્યા જતા હતા છતાંય જેમના રોમરાયમાં પણ વિકારની છાયા નથીજ એવા વજ્રમુનિના દીક્ષાપર્યાયમાં ચાર દાયકા પસાર થઇ ગયા. એ દરમીયાન મહત્ત્વનો બનાવ એ બન્યો કે શત્રુંજય તીર્થનો અધિષ્ઠાયક યક્ષ કપર્દી મિથ્યાત્વી થયેલો હોવાથી તીર્થ ઉપર અનેક તોફાન કરતો. તીર્થંકરની આશાતના કરવા લાગ્યો. અને શત્રુંજયની યાત્રા કરવા જનાર યાત્રાળુને મારી નાખતો હોવાથી વિ. સંવત ૫૫ માં શત્રુંજયનો ભંગ થઇ ગયો. એ તીર્થનો ભંગ થવાથી આખી દુનિયામાં સર્વત્ર ખળભળાટ થઈ રહ્યો.



# પ્રકરણ ૪૪ મું.

## ગચ્છાધિપતિ.

જેમના ચારિત્રની દેવોએ કસોટી કરી છે એ વજ્રસ્વામીનું ચારિત્ર નિષ્કલંક હતું. એમના નિષ્કલંક ચારિત્રનો જગત ઉપર કંઇ અનેરો જ પ્રભાવ પડતો હતો. એ ચારિત્રનો પ્રભાવ જ એવો હતો કે નાનાંમોટાં અનેક મસ્તકો એ જગતપૂજ્યના ચરણમાં ભક્તિથી નમી પડતાં હતાં. છતાંય પોતે જેમ બને તેમ રાગદ્વેષ કેમ ઓછા થાય તે માટે પ્રતિદિવસ સાવધ રહેતા હતા. કોઈ ભક્તિથી વંદન કરે છતાં જેની ઉપર પ્રસન્નતા નથી તેમ જ ન વાંદે તેની ઉપર રોષ કરી વાંદવાની તેમને ફરજ પાડવામાં આવતી નથી. એમનું લક્ષ્ય ચારિત્ર અતિચારરહિત કેવી રીતે પળે તે પુરતું જ હતું. સંસારની ખટપટોના સાવદ્ય વ્યાપારનો જેમણે ત્રિવિધે ત્રિવિધે ત્યાગ કરેલો છે ને કર્મબંધન કેવી રીતે અટકે, આશ્રવ માર્ગને રોકી સંવરમાર્ગ તરફ જ દૃષ્ટિ રાખી કર્મની નિર્જરા કેવી રીતે થાય એ કર્મની નિર્જરા માટે જ સાધુજીવનની પ્રવૃત્તિ હોય એમ તે સારી રીતે સમજતા હતા. જેણે કંચનકામિનીનો ત્યાગ કરેલો છે એનો લેપ પ્રત્યક્ષ કે પરોક્ષ કોઇ પણ

રીતિએ ન લાગે તેમ જ પંચ મહાવ્રતમાં અતિચાર સરખો પણ ન લાગે એ માટે એમનો ખાસ ઉપયોગ હતો.

ચારિત્રપાલનમાં વજ્રસ્વામિનો કાળ પાણીના રેલાની માફક પસાર થવા લાગ્યો. એ યૌવનનાં પુર પણ પુર જોસમાં વહી રહ્યાં હતાં છતાં સ્વપ્નામાં પણ એમને વિકાર નહિ હતો. જેઓ સહેલાઈથી મોહને જીતી રહ્યા હતા, જેમની ઉપર જગતપૂજ્ય ગૌતમસ્વામીનો પવિત્ર હાથ હતો અને જેમને ગૌતમસ્વામીએ પ્રતિબોધ્યા હતા ત્યારથી જ એમનાં મોહના વિકારો તો નાશ પામી ગયા હતા. શ્રી ગૌતમ ગણધરના પ્રતિબોધેલા કોઇ પણ મનુષ્યો આજે આ દુનિયામાં નથી બલ્કે મોક્ષગતિ સિવાય બીજી કોઈ ગતિમાં પણ નથી એમના બધાય શિષ્યો કેવળ કમળા મેળવી શિવવધુના ભરથાર થયેલા છે. વજ્રસ્વામીનો આત્મા દેવભવમાં હોવાથી જ એમને વજ્રસ્વામી થવું પડયું. વજ્રસ્વામી તે જ વખતે થયા હોત તો જરૂર એમણે મોક્ષની લક્ષ્મી મેળવી લીધી હોત એવું ગૌતમ ગણધરના હાથને વરદાન હતું.

છતાંય જૈન શાસનમાં વજ્રસ્વામિ એક અદ્વિતીય જગતપૂજ્ય પુરૂષ હતા. યુગપ્રધાન હોવાથી એ મહાપુરૂષ એકાવતારી તો અવશ્ય છે. એવા એકાવતારી પુરૂષોમાં મોહનું જોર હોવાનો સંભવ ન જ હોય. રાગદ્વેષની પ્રણુતિવાળી સાંસારિક ખટપટો તેમના માટે હોતી નથી. આત્મસાધન સિવાય કોઇ પણ સાવદ્ય

પ્રવૃત્તિમાં તે જોડાતા જ નથી. એવા પુરૂષો તો આત્મ-કલ્યાણ માટે જગત તરફથી થતા પરિસહોને પણ સહન કરે છે. એવા પરિસહોને સહન કરી અનેક શિવલક્ષ્મી મેળવે છે. યૌવન છતાં જે નિર્વિકારી હતા ને જેમને પરિસહ સહન કરતાં અનેક પ્રકારે કષ્ટ સહન કરવું પડે એમાં કોઈ જમાનામાં શાસનની હીલના થયેલી શાસ્ત્રકારોએ કહી નથી, બલ્કે એ પરિસહ સહન કરતાં સમતાભાવે કાળધર્મ પામેલાને જનતાએ તેમજ શાસ્ત્રકારોએ વર્ણવ્યા છે. એમના ધૈર્યની, એમની સહનશીલતાની પ્રશંસા થઇ છે, પરિસહ સહન કરીને ખરા સાધુઓ તો આત્મકાર્ય સાધી લે છે.

ઉપસર્ગને સહન કરનારા સાધુઓ ઉપસર્ગ કરનાર તરફ પણ અમી નજરે નીહાળે, પોતાનો ઉપકારી જાણે ત્યારેજ એ સાધુઓ આત્મકલ્યાણ સાધી શકે. બાકી તો નહી જેવી બાબતોમાં પણ રોષ તોષ કરનારાઓનું માનસ તો જ્ઞાનીજ માપી શકે. ખુદ મહાવીર ભગવાન કે પાર્શ્વનાથ ભગવાનને પણ ઉપસર્ગ કરનારાઓએ તો ઉપસર્ગ કરેલા છે. એમને કર્મક્ષયમાં સહાયકારી બની એમણે તો પોતાના આત્માને ડુબાવ્યા છે પણ ભગવાન તો કર્મનો ક્ષય કરી સંસારસાગર તરી ગયા. જમાલી અને ગોશાળા જેવાની ભગવાને પણ ઉપેક્ષા કરી એના કર્મ ઉપર એમને છોડ્યા છે. ગોશાળાએ પણ ઉત્પાત મચાવવામાં શું બાકી રાખી છે? ગોશાળાને પણ રાગદ્વેષ તજવાને ઇચ્છતા સાધુઓ શું કરી

શકે? જે દુર્જન હોય એની તો મહંત પુરૂષોએ ઉપેક્ષા કરવી એજ ઠીક માર્ગ છે. એને માટે શીક્ષાના ઉપાયો શોધવા જતાં રાગદ્વેષની પરિણુતિમાં ખેંચાવું પડે અને એ પ્રણુતિથી તો આશ્રવને આવવાનો માર્ગ ખુલ્લો થઇ શકે.

રાગદ્વેષને જીતવાને ઇચ્છતા મુનિઓએ એવા જીવલેણ શત્રુઓની પણ ઉપેક્ષા કરી તોજ પોતાનું કાર્ય સાધી ગયા. મેતારજ મુનિ જેવાનું પણ ઉપસર્ગ સહન કરતાં રૂવાડું પણ ફરક્યું નથી. અરે છતી શક્તિએ પણ મહાપુરૂષો દુર્જનો તરફથી થતાં કષ્ટો સહન કરે છે તે શા માટે ? જે સાધુ હોય એ તો ગમે તેવી સ્થિતિમાં પણ સાધુ જ રહે. એમની સાધુતામાં અસાધુપણાની ગંધ પણ ન હોય, દુર્જનો પણ વખાણ કરે એવી એમની સાધુતા હોવી જોઇએ. એવાજ સાધુઓ જૈન શાસનની શોભા વધારે, પોતાને નિમિત્તે પણ ધર્મની નિંદા ન થવા પામે, એવું એક પણ તેમનું કર્ત્તવ્ય ન હોવું જોઇએ કે જેથી લોકમાં ધર્મની અવગણના થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય.

શુદ્ધ ચારિત્રનું પાલન કરતાં કેટલોક સમય પસાર થઇ ગયો. એ સિંહગિરિ આચાર્ય પણ વયોવૃદ્ધ થઇ ગયા. એમણે પોતાનો અંતસમય નજીક આવેલો જાણી વજ્રમુનિને આચાર્યપદ અર્પણ કરી ગચ્છાધિપતિપણે સ્થાપન કરવાનો વિચાર કર્યો. સંઘને એ વાતની ગંધ માલુમ પડતાં

સંઘે પણ એ વાત ઉપાડી લીધી. એ પદનો મોટો ઉત્સવ કરવામાં આવ્યો, ગુરૂએ સૂરમંત્ર આપવા પૂર્વક જે વિધિ કરવી ઘટે તે વિધિ કરીને આચાર્યપદ ઉપર સ્થાપન કરીને વજ્રમુનિને ગચ્છાધિપતિ તરીકે જાહેર કર્યા. સંવત ૭૮ માં અર્થાત વીરસંવત ૫૪૮ માં વજ્રસ્વામી બાવન વર્ષની વયે સૂરિ પદવી પામ્યા. ગુરૂએ ગચ્છનો સર્વ ભાર તેમને સોંપી દીધો. પોતાનો અંત સમય નજીક આવેલો હોવાથી સર્વની સાથે ખમતખામણાં કરી અનશન કરી સ્વર્ગે ગયા.

આજ સુધી ગુરૂની નિશ્રામાં રહેનારા વજ્રમુનિ હવે વજ્રસ્વામી જૈન શાસનના નાયક-ગચ્છાધિપતિ થયા, વીર-ભગવાનની પાટ પરંપરાએ વજ્રસ્વામી ૧૪ મા પટ્ટધર થયા, તે સમયના યુગના નાયક યુગપ્રધાન કહેવાયા.

આ સમયમાં શત્રુંજય તીર્થનો ભંગ થયેલો હોવાથી યાત્રાનો માર્ગ ખુલ્લો કરવાને સંઘ તરફથી વજ્રસ્વામીને વિનવવામાં આવતું હતું. છતાંય વજ્રસ્વામી જ્ઞાનથી સમય અનુકૂળ નહી જાણી શત્રુંજયના ઉદ્ધાર માટે હજી સબુરી ધરવા કહ્યું. " એ અસુરબળ તોડવા માટે હજી સમય અનુકૂળ આવ્યો નથી. હવે તો શત્રુંજયનો તેરમો ઉદ્ધાર થશે ત્યારે યાત્રાનો માર્ગ ખુલ્લો થશે. ને પ્રતિમાજી પણ નવીન સ્થાપન થશે તે ઉદ્ધાર ગ્રહસ્થ દ્વારા જ થશે. માટે એ ઉદ્ધાર થાય ત્યાં લગી ધીરજ ધરવી જોઇએ. શત્રુંજયના

ઉદ્ધારમાં કેટલુંક સાવદ્ય કામ એ ગૃહસ્થનું છે. અમે તો માત્ર ઉપદેશ કરી શકીયે, પણ ગૃહસ્થની સાવદ્યક્રિયા અમારાથી ન બની શકે, અસુરોએ ભગવાન આગળ આશાતનાઓ કરીને તેમજ જ્યાં ત્યાં તાંડવ લીલાઓ કરીને આખુંય તીર્થ અપવિત્ર કરેલું છે. એ તીર્થને પવિત્ર કરવામાં, તેમજ બીજી પ્રતિમા સ્થાપન કરવી વગેરે કેટલીક સાવદ્ય ક્રિયા ગ્રહસ્થ જ કરી શકે તેમ હોવાથી તેવો કોઇ મહાપુરૂષ, મહાસત્વવંત શત્રુંજયનો ઉદ્ધાર અવશ્ય કરશે. તેવો મહાપુરૂષ મારી નજરે પડશે કે તેને હું અવશ્ય પ્રેરણા કરીશ. આ તેરમો ઉદ્ધાર જાવડશાહ કરશે. એ મહાસત્વવંત શ્રાવકને હું અવશ્ય પ્રેરણા કરીશ," વજ્રસ્વામીએ સંઘને દીલાસો દીધો. સંઘ પણ અનુકૂળ સમયની રાહ જોવા લાગ્યો.

દેશોદેશ વિહાર કરતા વજ્રસ્વામી પાટલીપુત્ર નગરે આવી પહોંચ્યા, ત્યાંના રાજાએ ધામધૂમથી સૂરિજીનું સામૈયું કર્યું. ચારિત્ર પાળવામાં સાવધાન વૃત્તિવાળા અનેક મુનિઓ વજ્રસ્વામીની સાથે હતા. તે સૂરિ પોતાના શિષ્ય પરિવાર સહિત પાટલીપુત્રના ઉદ્યાનમાં ઉતર્યા. રાજાએ પણ મુખ્ય આસને બેઠેલા વજ્રસ્વામીને વંદના કરી પોતાની ભક્તિ દર્શાવી. ગુરૂએ મોહરૂપ અંધકારનો નાશ કરનારી દેશના આપી. દેશના પૂર્ણ થતાં રાજા ગુરૂમહારાજને વાંદી સ્વસ્થાનકે ગયા, ને બીજાઓ પણ પોતપોતાના સ્થાનકે ગયા.

વજ્રસ્વામીની સાધુતાની, એમની વિદ્વત્તાની, એમના ગુણોની, એમના સૌભાગ્યની, એમના રૂપની લોકોમાં વાતો થવા લાગી. લોકો અનેક પ્રકારે એમની પ્રશંસા કરવા લાગ્યા. લોકોના મ્હોંએથી અતિશય ભરેલું વર્ણન સાંભળીને એક શ્રીમંત કુમારીકા રૂક્મણી એમના ઉપર અનુરાગીણી થઇને પિતાને વજ્રસ્વામી સાથે પરણાવવા વિનંતિ કરી.

બીજે દિવસે દેશના પછી ધનશ્રેષ્ઠીએ વજ્રસ્વામીને બે હાથ જોડી વિનંતિ કરી કે, " આપ મારા પર કૃપા કરી મારી પુત્રી કે જે આપને વરવાને આતુર થયેલી છે તેનું પાણીગ્રહણ કરો. આપ મહાપુરૂષ મારી પ્રાર્થનાનો ભંગ કરશો નહિ. કેમકે મોટા પુરૂષો કોઇની પ્રાર્થનાનો ભંગ કરતા નથી. હું આપને કરમોચનના સમયે કોટી દ્રવ્ય આપીશ. માટે આપ મને નિરાશ કરશો નહિ. "

છતાંય એ વજ્રસ્વામી રૂક્મણી જેવી લાવણ્યમય કન્યા તેમજ દ્રવ્યની કોટીથી નહી લોભાતાં ધર્મદેશના આપી રૂક્મણીને વૈરાગ્યથી વાસિત કરી દીધી કે જેથી ગુરૂ ઉપદેશથી પ્રતિબોધ પામેલી લઘુકુમારી રૂક્મણીએ તરત જ એમની પાસે દીક્ષા ગ્રહણ કરી લીધી. જે નરરત્નો હવે મુક્તિરમણીને વરવાને આતુર થયેલા છે, એવા મહાપુરૂષોને જેમ ધાતુમય મમત્વ તનયા ઉપર મોહ ન હોય, દેવાંગનાઓ પણ જેમનાં મન ચલાયમાન કરવાને શક્તિમાન નથી, ત્યાં માનવીઓનું શું ગજું ?

દશપૂર્વનું જ્ઞાન હોવાથી જે અનેક લબ્ધિવાળા તેમજ અનેક શક્તિવાળા હોવા છતાં જેમનાં ગુણો ગંભિરતાં ધારણ કરીને રહ્યા છે. જેમનું મન ક્ષોભ પમાડવાને કોઇ શક્તિવાન નથી એવા વજ્રસ્વામી રૂક્મિણીને દીક્ષા આપી આર્યાઓને હવાલે કરી અન્યત્ર વિહાર કરી ગયા.

એકદા ભગવાન વજ્રસ્વામી પણ પૂર્વ દિશાથી ઉત્તર દિશા તરફ વિહાર કરી ગયા. તે સમયે ત્યાં ભયંકર દુષ્કાળ વર્તતો હતો. લોકો ભોજન ન મળવાથી મૃત્યુનાં મેમાન બની જતા હતા. એકબીજાને ભોજન આપવામાં પણ કાયર થઈ ગયા હતા. ગૃહસ્થ અને સુખી એવા શ્રીમંતોને પણ યતિઓની જેમ ઉણોદરી તપ કરવું પડતું હતું. શ્રીમંતો તરફથી દાનશાળાઓ ચાલતી હતી તે પણ અન્નને અભાવે બંધ થવા લાગી. ક્ષુધાથી આતુર થયેલા લોકો ભોજનને અભાવે નીતિ અનીતિ ભૂલી ગયા હતા. ચોરી કરીને કે ગમે તે કરીને પણ ભોજન મેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. અન્નને અભાવે લોકો રાંકા જેવા દુર્બળ થઈ ગયા, સાધુઓને પણ આહાર પાણીના વાંધા હતા, ગમે તેવું તુચ્છ અન્ન પણ શ્રાવકો અણુગારોને વહોરાવવા આગ્રહ કરતા નહોતા. ને આગળ આવીને આહારમાં દોષ બતાવતા હતા. એવા તુચ્છ અન્નથી પણ પોતાનાં પેટ ભરાતાં નહોતાં, ગામડાં વેરાન થઈ ગયાં, લોકોના ગમનાગમનના અભાવે રસ્તાઓ પણ ભયંકર જેવા થઇ ગયા હતા.

સંઘ પણ ભયંકર દુઃખદ સ્થિતિમાં આવી પડવાથી સંઘે વજ્રસ્વામીને વિનંતિ કરી કે "હે ભગવન્! શ્રાવકો રોટલાના ટુકડા વગર મરી જાય છે, આજે દુકાળથી કઈક ઘરો નાશ પામી ગયાં ને હજીયે જો શ્રાવકોના બચાવનો ઉપાય કરવામાં નહી આવે તો શ્રાવકો નાશ પામી જશે, માટે હે ભગવન્! આ દુઃખસાગરમાંથી સંઘને પાર ઉતારો. આ ક્ષુધા સાગરમાં ડુબી મરતા સંઘનો નિસ્તાર કરો. સંઘને માટે વિદ્યાનો ઉપયોગ કરવામાં પણ દોષ નથી."

વજ્રસ્વામીએ પણ આગમના સૂત્રાર્થનું સ્મરણ કર્યું કે "જે ભવ્ય જીવો સાધર્મિક ભક્તિમાં, સ્વાધ્યાયમાં, ચારિત્રમાં અને તીર્થની પ્રભાવનામાં પ્રીતિવાળા હોય, ઉદ્યમી હોય તેમનો મુનિએ ઉદ્ધાર કરવો. પોતાની વૈક્રિય શક્તિથી ચક્રવર્તીના ચર્મરત્નની જેમ એક વિશાળપટ વિકુર્વિ તેની ઉપર સકળ સંઘને બેસારી વિદ્યાશક્તિથી આકાશમાં ચાલ્યા. માર્ગમાં અનેક પર્વત, નગરોનું અવલોકન કરતાં તેમજ ચૈત્યોને વંદન કરતા મહાપુરી નામની નગરીએ આવી પહોંચ્યા. અહીંયાં સુકાળ હોવાથી તેમજ પ્રજાનો મોટો ભાગ જૈન ધર્મી હોવાથી ભગવાન વજ્રસ્વામી સકલ સંઘ સહિત અહીં રહ્યા.

મહાપુરી નગરીનો રાજા બૌદ્ધ ધર્મી હોવાથી જૈન અને બૌદ્ધ લોકોમાં સ્પર્દ્ધા ચાલતી હતી. અમયાનની

પૂજાની રસાકસીમાં પણ જૈનો પુષ્પો વગેરે અધિક દ્રવ્ય આપીને લઈ લેતા હોવાથી બુદ્ધભક્તો ખરીદવાને સમર્થ થતા નહોતા જેથી બુદ્ધ મંદિરોમાં બહુજ સામાન્ય પૂજા થતી હતી. આ કારણે બુદ્ધ ભક્તોએ લજ્જા પામી રાજાને વિનંતિ કરીને શ્રાવકોને પુષ્પાદિક આપવાનો અટકાવ કરાવ્યો જેથી બહુ મૂલ્ય આપતાં પણ શ્રાવકોને પુષ્પો મળી શકતાં નહીં.

પર્યુષણા પર્વ નજીક આવતાં શ્રાવકો બધા ભેગા થઈને વજ્રસ્વામી પાસે આવી નમસ્કાર કરી ગદ્ ગદ્ વાણીથી કહેવા લાગ્યા, "જિનચૈત્યોમાં પ્રતિદિવસ વિશેષ પ્રકારે થતી પૂજાને જોઈ બૌદ્ધોએ ઈર્ષ્યાથી દુષ્ટ ભૂતની જેમ અમારો પરાભવ કર્યો છે. તેમણે બૌદ્ધ રાજાને અરજ કરી અમને પુષ્પો આપતા માળીઓને અટકાવ્યા છે. હે સ્વામી ! અમે કોઈપણ જાતના પુષ્પો મેળવી શકતા નથી. અમે દ્રવ્યવંત છતાં શું કરીએ ! રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી અમને પુષ્પો કોણ આપે ! અત્યારે તો જિનબિંબોની તુલસી અને બબરી પત્રોથી પૂજા થાય છે. અહો અમારૂં જીવીતવ્ય શા કામનું !"

શ્રાવકોની દીનવાણીથી વજ્રસ્વામીએ તેમને આશ્વાસન આપ્યું, "હે શ્રાવકો ! શાંત થાઓ, હું તમને ઉત્તેજન મળે તેમ કરીશ." આકાશગામીની વિદ્યાથી વજ્રસ્વામી પછી આકાશ માર્ગે ચાલ્યા.

નિમેશ ક્ષેત્રમાં માહેશ્વરી નગરીના ઉપવનમાં હુતાશક

યક્ષના ઉદ્યાનમાં ઉતર્યા. તે ઉપવનનો માળી તડિત ભગવાન વજ્રસ્વામીને જોઇને એમની સ્તુતિ કરતાં બોલ્યો, ભગવન્! આપ સરખા અતિથિનું હું શું આતિથ્ય કરૂં ? ”

“ મારે પુષ્પોની જરૂર છે તે આપવાને તું સમર્થ છે ” વજ્રસ્વામીએ કહ્યું.

“ હે સ્વામી ! પુષ્પો ગ્રહણ કરીને મારા પર અનુગ્રહ કરો, અહીં દરરોજ વીશ લાખ પુષ્પો થાય છે,” માળીએ જણાવ્યું.

“ હે ઉદ્યાનપાલક ! હું અન્યત્ર જઇને જેટલામાં અહીં આવું, તેટલામાં તું પુષ્પો તૈયાર કર. ”

તડિત માળીને સૂચના કરી વજ્રસ્વામી આકાશમાર્ગે ચુલ્લહિમવંત પર્વત ઉપર ગયા. ત્યાં હિમવંત પર્વતની રમણીય ભૂમિ એ તો દેવોની વિહારભૂમિકા ગણાય. જ્યાં ગંગા અને સિંધુના જળમાં દેવોની ગજેંદ્રો મસ્તી કરી રહ્યા હતા. જે સ્થાન નિરંતર વંદન કરવા આવનારા દેવોવાળા સિદ્ધાયતનથી સુશોભિત હતું તેમજ બીજા પણ અનેક રમણીયતાવાળા એવા હિમવંત પર્વતને જોયો. વિદ્યાધર કુમારોથી જેમના ચરણ વંદ્યમાન છે એવા વજ્રસ્વામીએ સિદ્ધાયતનમાં રહેલી શાસ્વતી પ્રતિમાઓને વંદન કર્યું, ત્યાંથી પદ્મદ્રહપર ગયા. તે સમયે દેવપૂજાને માટે એક કમલ

લઈ જિનપૂજન કરવા જિનમંદિર તરફ જતી લક્ષ્મીદેવીએ મુનિશ્વરને જોતાંજ વંદન કર્યું. ધર્મલાભરૂપ આશિષ આપતાં વજ્ર સ્વામી ત્યાં બેઠા, એટલે દેવી બોલી, "ભગવન્! આજ્ઞા કરો, હું શું કરૂં ?" અંજલી જોડીને લક્ષ્મીદેવી બોલ્યાં.

"હે દેવી! તમારા હાથમાં કમળ છે તે મને આપો" વજ્રસ્વામી બોલ્યા.

"હે સ્વામીન્! આટલોજ આદેશ આપે શું કર્યો ? ઈંદ્રના ઉપવનથી પણ પુષ્પો લાવીને આપવાને હું સમર્થ છું," એ પ્રમાણે બોલતાં પોતાના કરકમલમાં રહેલું કમળ દેવીએ ગુરૂને અર્પણ કરતાં વંદન કર્યું. વજ્રસ્વામી ત્યાંથી પાછા હુતાશન યક્ષના વનમાં આવ્યા.

વજ્રસ્વામીએ પોતાની શક્તિથી એક વિમાન બનાવ્યું. તેની મધ્યમાં શ્રી દેવીનું કમળ સ્થાપી ચારે બાજુએ વીશલાખ પુષ્પો ગોઠવ્યાં. વજ્રસ્વામીએ પોતાના મિત્રો જૃંભક દેવોને સંભાર્યા કે તરતજ તેઓ તેમની આગળ હાજર થયા. છત્ર સમાન તે કમળની નીચે બેસી વિમાનને વજ્રસ્વામીએ આકાશમાર્ગે લઈ જવાને આદેશ કર્યો. જેથી વિમાનની સાથે જૃંભકદેવો પણ પોતપોતાના વિમાનમાં સાથે ચાલ્યા. અનુક્રમે તેઓ મહાપુરિ નગરીમાં આવી પહોંચ્યા. એમને જિન ચૈત્યમાં ગયેલા જોઈ બૌદ્ધ લોકો શ્યામમુખવાળા થઈ ગયા ને પર્યુષણા પર્વ રૂડી રીતે ઉજવાયાં. જૃંભકદેવોએ પણ

જૈન શાસનની મોટી પ્રભાવના કરી. જિનચૈત્યોનો આવો અપૂર્વ મહિમા જોઈ તેમજ વજ્રસ્વામીની અપૂર્વ શક્તિ જોઈ મહાપુરીનો રાજા બૌદ્ધધર્મનો ત્યાગ કરી પરમ શ્રાવક થયો. વજ્રસ્વામીએ પણ તેને ઉપદેશ આપી ધર્મમાં સ્થિર કર્યો. રાજા શ્રાવક થવાથી કેટલાક પ્રજાજનોએ પણ આ ઉત્તમ ધર્મ મેળવીને પોતાનો જન્મ સફળ કર્યો.

વજ્રસ્વામી પણ કેટલાક સમય પછી ત્યાંથી વિહાર કરી ગયા. ને સંઘ ત્યાં રહી પોતપોતાને અનુકુળ સાધન મેળવી આજીવિકા ચલાવવા લાગ્યો.

---

## પ્રકરણ ૪૫ મું.

---

### ચારિત્રને સર્વ કોઇ નમે છે.

યુગપ્રધાનની પદવામાં જૈન શાસનનો મહિમા વધારતાં ભગવાન વજ્રસ્વામીને ઘણાં વર્ષ વ્યતિત થયાં. એ યુવાની વહી ગઇ ને પ્રૌઢાવસ્થા આવી પછી ક્રમે ક્રમે વૃદ્ધાવસ્થા પણ જણાવા લાગી છતાંય એ યુગપ્રધાનનું ચારિત્ર શુદ્ધ અને દોષ રહિત હતું. એમણે અનેકને વિદ્યાનાં દાન દીધાં પણ કોઈ એમનાં જેટલો અભ્યાસ કરવાને સમર્થ થયો નહી. ફક્ત આર્ય રક્ષિતસૂરિ વજ્રસ્વામી પાસે સાડા નવ પૂર્વ સુધી ભણ્યાં.

એમને શત્રુંજય તીર્થ માટે ઘણી ચિંતા હતી. એ તીર્થોદ્ધારક જાવડશાહને પ્રેરણા કરવા અને પોતાનાથી બની શક્તી સહાય આપી તે સંબંધી પ્રવૃત્તિ કરવા વિચાર થતો હતો. એ વિચારને અમલમાં મુકવા માટે જાવડશાહની નગરી મધુમતી તરફ આવવાને પ્રયત્ન કરતા. તે દરમીયાન સંઘનું કાંઈ મહત્વ કામ આવી પડવાથી એ વાત અટકી પડતી. સંઘની વિનંતીથી સંઘને લઈને મહાપુરી તરફ ગમન કરવાનો પ્રસંગ આવ્યો. પાટલીપુત્ર તરફ એનો વિહાર થયો. તેમાં વળી આર્યરક્ષિતને અભ્યાસ કરાવવામાં એમણે પોતાનો સમય વ્યતીત કર્યો. વળી વચમાં વાત સાંભળ્યામાં આવી કે શત્રુંજયના ઉદ્ધારક જાવડશાહ વગરેને, મ્લેચ્છ લોકો એમનો દેશ લુંટી કેદી બનાવીને લઈ ગયા. હવે તો જ્યાં લગી જાવડશાહ પોતાના દેશમાં પાછા ન ફરે ત્યાં લગી કાંઈ બની શકે તેમ નહોતું જેથી એ સંબંધી પ્રવૃત્તિને માટે અનુકૂળ સમયની રાહ જોવી એજ ઠીક હોવાથી વાત મુલ્તવી રહી.

વર્ષો ઉપર વર્ષો પાણીના પ્રવાહની માફક વહેવા લાગ્યા ને વિક્રમની પહેલી સદી પણ પૂરી થઇ ગઈ. યુગપ્રધાન અને જૈનશાસનનાં પ્રભાવક વજ્રસ્વામી જેઓ એકજ અવતાર કરીને મોક્ષે જવાના છે, જે અસાધારણ ચારિત્રના પાળનારા છે તેઓ પણ શ્રાવકોની વિનંતિથી સંઘના રક્ષણની ખાતર પોતાની વિદ્યાશક્તિથી એક ગામથી બીજે ગામ લઈ જાય છે. દુઃખી શ્રાવકો અન્ન વગર તરફડતા મરી જતા હોવાથી એ

શ્રાવકો ઉપર કરૂણા નજર કરી પોતાની શક્તિનો ઉપયોગ કરે છે શ્રાવકોની વિનંતિ પોતે માન્ય કરે છે. દુઃખી શ્રાવકોના કલ્યાણ માટે પણ એમની પ્રવૃત્તિ હતી. કારણકે શ્રાવક ધર્મનો માર્ગ પણ ભગવંતેજ પ્રરૂપ્યો છે એ માર્ગે પણ પ્રાણીઓ મોક્ષ મેળવે છે.

તીર્થંકરોએ મોક્ષ મેળવવાના બે માર્ગ કહેલા છે. એક સુસાધુધર્મ અને બીજો સુશ્રાવકધર્મ, સત્તાવીશ ગુણોના ધરનાર, દશ પ્રકારના યતિધર્મને પાલન કરનારા તેજ સુસાધુ કહેવાય, અને તેજ ભાવપૂજા સમજવી તેમજ જિન બિંબની પુષ્પાદિકથી પૂજા કરવી તે દ્રવ્યપૂજા કહેવાય છે. યતિધર્મનું પાલન કરવામાં જે અસમર્થ છે તેમણે દ્રવ્યપૂજામાં (શ્રાવક ધર્મમાં) જોડાઇ ધર્મનું પાલન કરવું પણ સાધુ-ધર્મમાં ભ્રષ્ટપણાએ રહેવું નહિ

સાધુ ભલે સૂત્રઅર્થના જ્ઞાતા હોય પણ એમના ચારિત્ર માટે લોકો શંકા ધરાવતા હોય, ચારિત્રમાં શિથિલતા આવતી હોય તેમજ સૂત્રોના અર્થ પોતાની મરજી પ્રમાણે કરતા હોય તો નટુવાનું બોલેલું જેમ વ્યર્થ જાય તેમ એવા સાધુઓનાં વચન અને ભણતર પણ વ્યર્થ જાય છે. લોકને એની કાંઈ અસર થતી નથી કેમકે નાટકમાં નટ જેમ વૈરાગ્યની વાતો કરે તેની લોકો ઉપર જેવી ક્ષણીક અસર થાય તેવી રીતે સૂત્રાર્થ ભણીને પણ જે તે પ્રમાણે વર્ત્તતો

નથી તે આત્મહિત શું કરી શકે તેમજ બીજાને ઉપદેશ પણ શું કરે અને ઉપદેશ આપે તોય પરિણામે શું ?

શાસ્ત્રકારો પણ કહે છે કે ચારિત્ર ન પાળી શકાતું હોય તો ચારિત્રમાં રહીને જગતને છેતરવા કરતાં શ્રાવકપણું સારૂં છે. કારણકે ચારિત્ર એ જેમ અતિ ઉત્તમ વસ્તુ છે તેમ એની સાધના પણ અતિ દુષ્કર હોય છે. ચારિત્ર જેવા તેવા સુખશીલીયા માણસને કામનું નથી. એવા માણસો ચારિત્ર પાળી શકતા ન હોવાથી એમને પતિત થવાનો સમય આવે છે. જગતમાં માણસ વિદ્વાન બની શકે છે. અનેક માણસોને બોધ આપવા જેવી શક્તિ મેળવી શકે એવા માણસો પણ ચારિત્ર પાળવાને માટે શક્તિમાન થતા નથી. આત્મામાંથી મોહનું જોર નષ્ટ થયું હોય, રાગદ્વેષની વૃત્તિઓ ઘણીજ ઓછી હોય, વાસનાઓ જેની મરેલી હોય એવાઓજ ચારિત્રને માટે લાયક છે. એવા લાયકને જોઈ ચારિત્ર અપાય તો ચારિત્રની કિંમત વધવા ઉપરાંત લેનાર અને દેનાર બન્ને શાસનની શોભા વધારે છે. લાયક વગર એ ઉત્તમ ચારિત્ર જેને તેને આપવામાં આવે તો પરિણામ કોઈ વખત ઘણુંજ ભયંકર આવે, ને દેનારને પણ વિનયરત્નના ગુરૂની માફક પસ્તાવું પડે છે.

ચારિત્ર આપનાર અને લેનારની લાયકાત તો અવશ્ય જુઓ. ઇંદ્રિયોનું દમન, પંચમહાવ્રત પાળવાની શક્તિ એ

સામાન્ય બાબતોની પણ તપાસ કર્યા વગર સાધુઓ એક-
દમ ચારિત્ર આપી દે તો એવા ચારિત્રથી લેનાર કાંતો
પાળવાને શક્તિમાન થતો નથી, અથવા તો ગુરૂ–શિષ્ય વચ્ચે
કલહ ઉત્પન્ન થાય છે ને દીક્ષા આખરે લેનારને દીક્ષાત્યાગનો
પ્રસંગ ઉભો થાય છે એવી સ્થિતિમાં લેનાર દેનાર બન્ને
એક બીજાના દોષો જગતની સમક્ષ રજુ કરે છે. જગતને
લેનાર કે દેનાર તરફ શકની નજરે જોવું પડે છે. લેનાર તો
મુર્ખ ને અજ્ઞાની હોય પરંતુ દેનારા તો પરિક્ષા કર્યા વગર
ચારિત્ર આપવાથી ઉલટા જગતમાં હાંસીને પાત્ર થાય છે.

ચારિત્ર દેનાર સાધુમાં પણ સાધુપણું ન હોય તો એ
સાધુપણ એને પોતાને પણ દુઃખદાયી છે. સાધુનો વેષ છતાં
સાધુનો ધર્મ ન હોય, સાધુના ૨૭ ગુણો પૈકી પોતાનામાં કેટલા
છે એનો પણ એને ખ્યાલ ન હોય, એણે પાંચ મહાવ્રતમાં પણ
દુષણ લગાડ્યાં હોય એવા આચારભ્રષ્ટ થયા છતાં માત્ર વેષ
ધારણ કરવામાં મોહ રહે તો ફળ તો કાંઇ નથી પણ જગં-
તને ઠગવાથી એવા આત્માને નુકશાન તો અવશ્ય છે.

સાવદ્યયોગનું ત્રિવિધ ત્રિવિધ પચ્ચખ્ખાણ કરનાર
જો એ પ્રત્યાખ્યાનનો ભંગ કરીને પોતાના અધ્યવસાય
મલીન કરે, પોતાનું સાધુપણ યથાર્થ નથી એમ જાણવા
છતાં હું પોતે સર્વવિરતિ સાધુ છું એવો પ્રલાપ કરે તો તે
શ્રાવક કરતાં પણ હીન કક્ષાને લાયક કહેવાય છે. તેમજ

સાધુઓ પોતાની વિદ્વતાથી સાધુધર્મનું જેવું વર્ણન કરે છે અથવા તો ભગવાનનાં વચનો જેવાં સભામાં બોલે છે અને પોતે જો તે પ્રમાણે વર્ત્તે નહિ એવા સાધુ સાધુ હોવા છતાં પણ તે મિથ્યાદ્રષ્ટિ જાણવા કારણકે એવા પુરૂષો પોતાના ચારિત્ર માટે બીજા લોકોને શંકા ઉત્પન્ન કરાવતા છતાં પોતેજ મિથ્યાત્વની વૃદ્ધિ પમાડે છે.

જિનેશ્વર ભગવાનની સાધુ સંબંધી દરેક આજ્ઞા સાધુઓએ પાળવી જોઈએ, સાધુ થયા પછી ચારિત્ર રત્નને મેળવવા માટે સાધુઓના સત્તાવીશ ગુણો અવસ્ય મેળવવા જોઇએ. એમાંથી ઓછા ગુણો હોય તો તે મેળવવા તરફ ઉદ્યમ કરવો જોઇએ, પણ સાધુ થયા છતાં જગતને જો શંકા કરાવવાનું સ્થાનક બને તો એ સાધુ થનારના આત્માની કિંમત કેટલી ? લોકમાં એ આત્મા જૈન શાસનની નિંદા કરાવે છે ને મિથ્યાત્વને વધારે છે. સાધુ થવા છતાં જો તે સાધુતામાં અપૂર્ણ હોય, જિનેશ્વરની આજ્ઞા પાળવામાં પ્રમાદી હોય તો તે પણ ભગવાનની આજ્ઞાનો વિરાધક બને છે. ચારિત્રમાં પોતે પ્રમાદી છતાં જગતમાં જે પૂજાવાનો-વંદાવાનો ડોળ કરે, જગતને જાણે પોતે સાચો સાધુ હોય એવો આડંબર બતાવે, જગતને બતાવવાની ખાતર જેની ક્રિયાઓ હોય અને શ્રાવકો કરતાં પણ જે ખાનપાનની મનગમતી સગવડતાપૂર્વક રહી શકતા હોય. વળી અંધશ્રદ્ધાળુ ભક્તોની અંધ ભક્તિથી પ્રમાદી બની ચારિત્રથી શિથિલ થયા છતાં દુનિયામાં પોતાનો

દંભ ચાલુ રાખી જેવું બોલે છે, ઉપદેશે છે તેવું વર્ત્તન ન હોય એવા નિર્ભાગી પુરૂષે પંચમહાવ્રત રૂપી કિલ્લો ભેદી નાખવાથી વેષ ધારણ કરવા છતાં પણ એવા સાધુ તો અનંત સંસારી જાણવા. એવા દંભીઓને તો સંસારમાં અનંત જન્મ મરણ કર્યેજ છુટકો. જેઓ સાધુ થઇ જગતને ઠગે છે તેમના પાપનું પ્રાયશ્ચિતજ ન હોય. જગતને તારવાનો દાવો કરનારાજ વિકારી વાસનાને વશ થયા હોય, ચારિત્રની એમને લેશ પણ કિંમત ન હોય અને જેમને આ લોકમાં જ સુખ સગવડ જોઇતાં હોય એવા માયાવી સાધુઓ ભક્તો દ્વારા જગતમાં ભલે પૂજા પામે, વંદાવાના પ્રયાસ કરે, એવા સાધુઓ બીજાને દીક્ષા આપીને પણ શું કરે, એમના ચેલાઓ પણ ગુરૂના જેવાજ થવાનાને ? એ તો માસાહસ પક્ષીના જેવીજ સ્થિતિવાળા જાણવા.

માસાહસ પક્ષી વાઘ જ્યારે નિદ્રાવશ થાય છે ત્યારે તેના મુખમાં પેસીને એના દાંતના મૂળમાંથી માંસ કાઢી લાવી વૃક્ષની ડાળ ઉપર બેઠું બેઠું અન્ય પક્ષીઓને બતાવતું બોલે છે કે આવું સાહસ કોઇએ કરવું નહિ. વારંવાર એવો ઉપદેશ દેવા છતાં પાછું વાઘના મ્હોંમાંથી એવી રીતે માંસ કાઢી લાવે છે અને પાછું ઉપદેશ કરે કે આ પ્રમાણે કોઇ સાહસ કરશો નહી. '' બીજાં પક્ષીઓ એને ઘણુંય સમજાવે છતાં એ સમજે, નહિ ને પાછુ વાઘના મુખમાં પ્રવેશ કરે ને આખરે તે સપડાઇ જતાં વાઘ એને મારી ખાઇ જાય છે.

સાધુઓ પણ જેવો ઉપદેશ આપે તેવો જો પોતાનો આચારજ ન રાખે તો સમાજમાં એમને માટે શંકા ઉત્પન્ન થાયજ.

નવ પ્રકારે પાપનાં પચ્ચખ્ખાણુ કરવા છતાં જો એ અંશ માત્ર પણુ દોષનું સેવન કરે તો તે પ્રત્યક્ષ મૃષાવાદી જાણુવા, કેમકે જેવું તે બોલે છે તેવું પાળી શકતા નથી. અંતરંગથી પણુ અસત્યવાદી અને બાહ્યથી પણુ અસત્યવાદી હોવાથી તે માયાકપટી જાણુવા. બીજાના ચિત્તને રંજન કરનાર વેષ માત્રથી નથી તો મોક્ષનું કાર્ય સધાતું, નથી તો દુર્ગતિમાં જવાનું બંધ થતું. વળી જેમનું ચારિત્ર નથી એમનાં જ્ઞાન દર્શન પણુ નિશ્ચયથી તો નાશ પામી જાય છે. કારણુકે ચારિત્ર ભ્રષ્ટ થતાં એમનો પણુ વિનાશ થાય છે. વ્યવહાર નયથી દર્શન જ્ઞાનની ભજના સમજવી. વળી પોતે ચારિત્રમાં શિથિલ છે એમ સમજવા છતાં જે પોતાના સ્વાર્થ માટે બીજાને દીક્ષા આપે છે તે નવા થનારા શિષ્યને અને પોતાના આત્માને હણે છે. શિષ્યને દુર્ગતિમાં નાખવા ઉપરાંત પોતે પણુ સંસારમાં અધિકતર ડુબે છે. પોતે સાધુનો વેષ ધારણુ કરવા છતાં તેને તો મિથ્યાત્વીજ કહ્યા છે.

જે ચારિત્ર જગતમાં પૂજનીય છે, ઈંદ્રાદિક પણુ જેને નમે છે, એવા ચારિત્રને ધરનારા મુનિઓ ખરે વાંદવા યોગ્ય છે. જેઓ ચારિત્રના રસીક અને તપસ્વી છે, જેઓ ગુણુવાળા છે, એમને તો જગત નમતુંજ આવે છે ને નમશે

પણુ જ્યાં ક્રોધ છે, તિરસ્કાર છે, કંચન કામિની સાથે અંશ માત્ર પણુ સંબંધ છે, રાગદ્વેષની પરિણુતિ જ્યાં જોર કરે છે, મારા તારાની માન્યતા ઘર કરી બેઠેલી છે ને જ્યાં હુંપદપણું છે ત્યાં કોઈ સામુ પણુ જુએ નહિ તો નમવાની તો વાતજ કયાંથી? એક સાધુ અને ધોબી લડતા હતા ત્યારે સાધુનો ભક્ત દેવતા પણુ ત્યાં ઉભો ઉભો જોયા કરતો હતો છતાં તે સાધુનું રક્ષણુ કર્યું નહિ. બન્નેમાં ક્રોધ રૂપી ચંડાળ ભરાયેલ હોવાથી સાધુ કોણુ છે એમ તે જાણે ત્યારે મદદ કરે ને, જનતા જેમ ગુણો તરફ પ્રીતિ ધરાવે છે. ચારિત્રને જોતાંજ શીર ઝુકાવે છે તેમ જો કંઈ પણુ દોષ જોવામાં આવે છે, તો જનતા તેવા સાધુને પણુ સહન કરતી નથી. સાધુપણુ ન પાળી શકાય તો દીક્ષા છોડી શ્રાવકપણું પાળે એમાં જનતાને વાંધો ન હોય પણુ સાધુપણું ન હોવા છતાં સાધુના વેષમાં રહીને જનતાને છેતરવા લોકોને રીજવવાની ખાતર ક્રિયા કે ઉપદેશ કરવો છતાં મહાવ્રત પણુ દુષિત કરાતાં હોય, સાધુપણામાં જ્યાં આવી રીતે દંભનુંજ સેવન થતું હોય ત્યાં જનતાનો ઉગ્ર રોષ ફાટી નીકળે છે, ને એનું પરિણામ પણુ ભયંકર આવે છે.

છતાંય ભગવાનનું ચારિત્ર તો પાંચમા આરાના અંત પર્યંત રહેવાનું છે અને એમનો સ્થાપેલો સંઘ પણુ પાંચમા આરાનો છેડો જોશે. એ સંઘમાં ગમે ત્યારે એકાવતારી પુરૂષો પણુ થતા હશે, ગમે ત્યારે અને ગમે તે સમયે, પણુ

તે દરમીયાન ચારિત્રનું આરાધન કરનારા હોય છે. માત્ર જ્યાં દુષણ જોવાય છે ત્યાં જ જનતાનો વિરોધ હોય છે. જ્યાં દંભ છે ત્યાં જ તિરસ્કાર છે. સાધુઓ સંસારીઓને મોક્ષ માટે ઉપદેશ આપે, સાધુપણાનું સ્વરૂપ સમજાવે, એમના હ્રુદયમા ધર્મનું સ્થાપન કરે, એમાંથી કોઈ લઘુકર્મી જીવ નિકળે તો જનતાની સમક્ષ વડીલની સંમત્તિપૂર્વક દીક્ષા આપે, પણ જે દીક્ષા લેવાને સમર્થ ન હોય તેમને માટે શું કાંઈ તરવાનો રસ્તો જ નથી ? એમને શ્રાવકના ધર્મમાં જોડે. બાર વ્રતનું સ્વરૂપ સમજાવે, શ્રાવકપણાનું માહાત્મ્ય સમજાવે, ને યથાશક્તિ શ્રાવકધર્મમાં સ્થિર કરે. સાધુ જો ઉપકાર કરવામાં જ રસીક હોય તો દીક્ષા નહિ લેનારાઓ તરફ પણ પોતાની શી ફરજ છે તે બજાવે, જેની જેટલી યોગ્યતા હોય તેટલું તો તેમને જરૂર આપે, એકાંત દીક્ષામાં આગ્રહી રહી શ્રાવકધર્મમાં સ્થિર કરવા માટે કાંઈ ન કરવું એ કાંઇ ભગવાનની આણા પાળી કહેવાય નહિ.

દશપૂર્વધર વજ્રસ્વામીએ અનેક દેશપ્રદેશમાં વિહાર કરી જૈન ધર્મનો દિગ્‌વિજય કર્યો. તેઓ અનેક શિષ્યોના પરિવારવાળા હતા, વજ્રસેન નામના શિષ્ય શ્રુતના પારંગામી અને મુખ્ય હતા. વિક્રમની બીજી સદી શરૂ થયા પછી એમના સાંભળવામાં આવ્યું કે જાવડશાહ ગીજનીથી આદિનાથની પ્રતિમા લઇ મધુમતી તરફ જાય છે. શત્રુંજયનો ઉદ્ધાર કરવાની એની વૃત્તિ છે એમ જણાતાં સમય પણ

હવે અનુકૂળ આવ્યો જાણી પોતે જાવડશાહ જે ભૂમિ ઉપર હતા તે તરફ વિહારક્રમ ફેરવ્યો. માર્ગમાં જાવડશાહ સાથે ભેટો થાય તો ઠીક પણ પોતે ઘણા દૂર હોવાથી જલદી પહોંચી શકાય તેમ નહોતું. છતાંય લોકવાયકા અનુસાર વજસ્વામીએ વિહાર દ્વારા સોરઠની ભૂમિકા તરફ આવવાનો નિર્ધાર કર્યો. એવી રીતે જાવડશાહની પાછળ એમણે પણ સૌરાષ્ટ્રમાં પ્રવેશ કર્યો.

જાવડશાહની પાછળ વિહાર કરતા કરતા ગુરૂ પણ ભવ્ય જીવોને ઉપદેશ દેતા આવી પહોંચ્યા હતા. સંસાર તરવાની ઇચ્છાવાળા અનેક જનોને તેમણે સંઘ સમક્ષ દીક્ષા આપી ઉદ્ધાર કર્યો હતો. અનેક શ્રાવકોને ધર્મનો બોધ આપીને ધર્મમાં સ્થિર કર્યા હતા. શ્રાવકોને કામનો બોધ ન આપે, અર્થ અને કામ શી રીતે મળે તેવું ન બતાવે સંસારી બાબતો માટે કંઇ પણ વિચાર ન કરે પણ એમને ધર્મ પમાડે, ધર્મમાં સ્થિર કરે, સાધુ થવાની અયોગ્યતા-વાળાને શ્રાવકધર્મનો મહિમા સમજાવે, સમકિતનું સ્વરૂપ બતાવે, જેટલું ગ્રહણ કરી શકે તેટલું આપીને ધર્મમાર્ગમાં તો અવશ્ય જોડે પણ દીક્ષાની હીમાયતમાં એ તરફ દુર્લક્ષ્ય તો ન જ કરે. કારણ કે શ્રાવક શ્રાવિકા પણ ધર્મના એક અંગ રૂપ છે, ચતુર્વિધ સંઘમાં એમનુંય સ્થાન છે.

- જાવડશાહે મધુમતીમાં મહોત્સવપૂર્વક પ્રવેશ કર્યો. તે જ

અરસામાં ભગવન્ વજસ્વામી પણ વિહાર કરતા કરતા મધુ-મતીની બહાર ઉદ્યાનમાં ઉતર્યા. યુગપ્રધાન ગુરૂના પધાર્યાના સમાચાર મળતાં જાવડશાહ પોતાના વહાણની ખબર ન લેતાં ગુરૂને વાંદવા મહોત્સવપૂર્વક પરિવાર સહિત ઉદ્યાનમાં આવ્યા.

ધર્મદેશનાને અંતે ગુરૂએ શત્રુંજયનો ઉદ્ધાર કરવાની સૂચના કરી. તે દરમીયાન કપર્દીયક્ષ પણ નવો ઉત્પન્ન થયેલો આવી પહોંચ્યો, વજસ્વામીને સહાય થવા કંઇક કાર્યને માટે વિનંતિ કરી. અનુકૂળ સંયોગો મળવાથી સકલ સંઘ સહિત જાવડ-શાહે વજસ્વામી સાથે શુભ મુહુર્તે શત્રુંજય તરફ પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૪૬ મું.

### આસુરી માયા.

" મઝા છે જુલ્મગારોને, સમય એવો હવે આવ્યો;
પડે પોબાર શેતાનોને, સમય એવો હવે આવ્યો.
હણે છે રાય રૈયતને, સમય એવો હવે આવ્યો;
નહી જ્યાં દાવ કે ફર્યાદ, સમય એવો હવે આવ્યો. "

હાડમાંસથી ભરેલા અલ્પ શક્તિવાળા માનવીઓ પણ અલ્પશક્તિ પામીને કે એક નાની શી રીયાસત મેળવીને

પછી જ્યારે મોજશોખમાં ઉતરી તાંડવલીલા આદરે છે ત્યારે એવા અલ્પ શક્તિવાળા માનવીની પણ તાંડવલીલા જગતને આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. પ્રજાની બેનબેટી ઉપર અત્યાચાર કરવાની શક્તિ સારા કુટુંબની સ્ત્રીઓને બળજબરાઈથી ઉપાડી જવાની લીલા, એમનું શિયળ તોડવાની અદ્ભૂત પાશવતા, કર, વેરા, ઈજારાથી પણ પુરૂ ન થવાથી રૈયત ઉપર ખોટા આક્ષેપો મુકી તેમના ઉપર જુલ્મોની ઝડી વરસાવવાની શૌર્યતા, તેમને આકરા દંડ કરી જપ્તીઓ દ્વારા એ વસુલ કરી સોના માલના છ દામ ગણવાની દયાળુતા વગેરે લીલાઓ કરતાં પણ ન ધરાતાં પોતાના પાપકૃત્યો ઉપર પડદો નાખવા માટે કે વેરની તૃપ્તિ માટે માણસોનાં ખુન ઉપર ખુન કરવાની ભયંકરતા ઇત્યાદિ દુન્યામાં જે જે અધમ અને નીચ કાર્ય ગણાતુ હોય તેવા દરેક કાર્યોમાં અનુભવ મેળવીને જે નિષ્ણાત થયો છે. છતાં જેને કોઇ પણ સત્તાઓ કાંઈ કરી શકતી નથી બલ્કે એના જુલ્મોને પોષી રહી છે એવા શક્તિસંપન્ન જુલ્મગારો પણ એમના માનવી સીતમોથી જગતને અત્તયણ કરે છે, ત્રાહી ત્રાહી પોકરાવે છે, ત્યારે જ્યાં ખુદ દેવતાઓ જ જહાંગીરી ચલાવતા હોય, એમની જ સીતમગીરી ચાલતી હોય, દેવતા જ્યારે દેવસ્વરૂપમાં હોય ત્યારે તો તે મહાન્ પવિત્ર અને ઉચ્ચ સંસ્કારવાળા હોય છે પણ જ્યારે અસુરના રૂપમાં એમની બુદ્ધિ અધમ કોટીએ પહોંચે છે ત્યારે તો એમની શૈતાનીયત આડો આંક વાળી નાખે છે. એમના જુલ્મોનું,

ત્રાસનું, એમની તાંડવલીલાનું, એમની આસુરી માયાનું એક અલ્પ શક્તિ માનવી શું વર્ણન કરી શકે ?

નરકલોકમાં જેમ અસુરો(પરમાધામીઓ) નારકીઓ ઉપર અનેક પ્રકારના ત્રાસ જુલ્મો વરસાવી પોતાના દેવભવને સફળ કરી રહ્યા છે તેવી જ રીતે શત્રુંજય ઉપર કપર્દી અસુરની સરદારી નીચે અનેક અસુરો ( દેવો ) નું ટોળું એકત્ર મળી તાંડવલીલા આદરી રહ્યું હતું. દેવશક્તિને લીધે સર્વ શક્તિ-સંપન્ન હોવાથી માનવલોકમાં એમનું સ્થાન નિર્ભય હતું. અલ્પ શકિતવાળા માનવીઓની મધ્યમાં જુલ્મગારોએ શત્રું-જય ઉપર પાપલીલા કરવાનો અમરપટ્ટો મેળવ્યો હતો. એ પર્વત ઉપર જ પોતાનો નિવાસ કાયમને માટે અસુરોએ નિર્ધાર્યો હતો. આવાં વિશાળ જિનભવનો અત્યારે તો એમની પાપલીલા માટે જ ઉપયોગમાં લેવાતાં હતાં.

રૂષભદેવની આગળ કપર્દી પોતાના સાગ્રીત અસુરો સાથે તાંડવલીલા કરી રહ્યો હતો. એ તાંડવલીલામાં અનેક બીભત્સ દેખાવો નજરે પડતા હતા, અનેક બીજાં રૂપો વિકુર્વીને પોતાની શક્તિથી અનેક ચેષ્ટાઓ તેમની પાસે કરાવી રહ્યા હતા. જ્યારે બીજા કેટલાક અસુરો બીજા ચૈત્યોમાં તાંડવનૃત્ય કરી રહ્યા હતા. કોઈ અસુરો પર્વત ઉપર જ્યાં જ્યાં પોતાને ઠીક લાગ્યું ત્યાં

ધામા નાખી અનેક દુરાચરણો આચરી રહ્યા હતા. સારાય પર્વત ઉપર અસુરો પોતાની સત્તા જમાવી અનેક પ્રકારનાં સ્વરૂપો વિકુર્વી માંસમદિરાના ખાનપાનમાં જ જાણે ગુલતાન બની ગયા હોય એવી ચેષ્ટાઓ બતાવી રહ્યા હતા.

લાગલેગે કોઈ પણ મનુષ્ય એમના પંજામાં સપડાયો એના માટે તો એ જુદી જ ગોઠવણ કરતા હતા. એકદમ એને સ્વર્ગમાં મોકલી દે તો એમને આનંદ પડતો નહિ. પણ એને માટે મનુષ્ય ખમી શકે તેવાં અનેક દુઃખો તૈયાર કરવામાં આવતાં, માયા વડે અનેક જુદાં જુદાં રૂપ બનાવી એને ભય પમાડી ચીસો પડાવતા હતા, અનેક નવીન શસ્ત્રો તૈયાર કરી એનાથી અનેક પ્રકારે એના ઉપર અજમાયસ કરી બૂમે બૂમ પડાવતા હતા. જાલિમો દૂર ઉભા ઉભા એ નિરાધાર માનવીની દર્દભરી ચીસોથી મલકાતા હતા ને આનંદ પામી આ બિભત્સ આનંદમાં પણ પોતાના દેવભવને સફળ માની રહ્યા હતા. એ ક્રુર આનંદ એજ એમના જીવનની સફલતા હતી.

અસુરોનો નાયક કપર્દી ઘણો જ શક્તિવાળો દેવ હતો. ત્રણે લોકમાં પોતાની સામે કોઇ ઉભો રહી શકે તેમ નથી એવો એને મિથ્યા ગર્વ હતો. પોતાની શક્તિ ઉપર ખોટો

વિશ્વાસ રાખીને ઇંદ્રની પણ પરવા કરતો નહિ. પ્રાણીમાં બળનું ગુમાન વધી જાય છે ત્યારે જગતના ગમે તેવા બળવાનને પણ તે તુચ્છ દૃષ્ટિથી જુએ છે. બીજાના બળને નહી જાણનારા એવા અભિમાનીઓને ઠોકર વાગે નહિ ત્યાં સુધી પોતાનાથી બીજાને ઉતરતા અને હીનકોટીએ જ જુએ છે. આવી રીતે પોતાને જ બળવાન માનતો ચમરેંદ્ર શક્રેંદ્રને જીતવાને મુદ્દગળ લઇ ઉઠ્યો હતો, પણ શક્રના વજ્રને પણ જોવાની કમતાકાતવાળો અભિમાનીની પાછળથી ચમત્કાર જોયા પછી બુદ્ધિ જેમ ઠેકાણે આવી ગઇ તેમ કેટલાક અસુરો પોતાને જ સર્વશક્તિવાન માની જગતમાં પોતાની બરોબરી કરનાર કોઇ જ નથી એમ માની રહ્યા હતા.

સરદાર કપર્દી પોતાના હજારો યક્ષોથી ( અસુરોથી ) ગર્વાંધ બની ગયો હતો. અનેક માણસોની એણે હત્યાઓ કરી નાખી હતી, અનેક બીજા પ્રાણીઓ પણ એની મોજ મજાહ માટે હોમાયાં હતાં, આજ વર્ષોનાં વર્ષો વીતી જવા છતાં પોતાની જાલીમ સત્તા તોડનાર કોઇ માથાનો ન મળવાથી એ અસુર નાયકનો ગર્વ આસમાન પર્યંત પહોંચી ગયો હતો. કારણ કે આજ સુધીમાં એની સામે થનારા કંઇકની એણે ખબર લઇ લીધી હતી. કેટલાય મનુષ્યોના રૂધિરમાં પોતાના હાથ ખરડીને પોતાની વેરની આગ બૂઝાવી હતી. માનવીના લોહીનો એ તરસ્યો બનવાથી સિદ્ધગિરિ આસપાસ એણે બધું ઉજ્જડ કરી નાખ્યું હતું. માનવીઓનો

મારીને ડાટ વાળી નાખ્યો હતો, તેથી કોઇ માનવી એનાં ત્રાસથી શત્રુંજય સામે ડગ ભરવાનીય હિંમત કરતો નહિ.

અસુરનાયક કપર્દી એવી રીતે શત્રુંજય ઉપર પોતાનો અમરવાસ નાખીને કુકૃત્યો કરી રહ્યો હતો. ત્યાં રૂપભદેવના મંદિરમાં પોતાની ખિભત્સ તાંડવલીલા રમી રહ્યો હતો. તેવામાં બે ત્રણ અસુરો એકદમ એની આગળ પ્રગટ થયા, "સરદાર! જુલમ! જુલમ!"

પ્રગટ થયેલા અસુરોનો પોકાર સાંભળી નાયક કપર્દીના રંગમાં ભંગ થયો, "અરે કમબખ્તો છે શું? શું જુલમ થયો?"

"સરદાર! જાવડશાહ સંઘ લઇને શત્રુંજય આવે છે."

"તો તો આપણને એમનાં મુડદાં ચુંથવાની મજાહ પડશે," એક અસુર બોલ્યો.

"તે આપણી તાડવલીલા હવે ખુબ જોરમાં પ્રગટ થશે," બીજો અસુર બોલ્યો.

"જાવડ સંઘ લાવે છે તેને જોયા છતાં તમે એમજ પાછા આવ્યા, બેવકુફો!" કપર્દી અસુરોનો સ્વામી પોકારી ઉઠ્યો.

"અમે એમને મારવાને ઘણી શક્તિ અજમાવી પણ

એમનામાં એક સાધુ છે તે બહુ જબરા છે. એ સાધુથી અમે હારી ગયા; નાસી છુટ્યા," પેલાઓએ કહ્યું.

"અરે મુર્ખાઓ! એક માનવીથી હારી ગયા, અસુર થઈને માનવીથી ડરી ગયા. લ્યાનત છે તમને, ધિક્કાર છે તમને," અસુરોનો સ્વામી ગાજ્યો.

"પ્રભુ! અમેય પણ બાકી રાખી નથી, અમારી જેટલી શક્તિ હતી એ બધીય શક્તિ અમે તેમની સામે ધરી, પણ એ સાધુ જબરા, એ માનવી આજે માથાનો મળ્યો."

"એ માનવી કયા નામથી ઓળખાય છે તે જાણો છો કે?"

"હા! એ સાધુ તે વજ્રસ્વામી! વજ્રસ્વામી ખરે વજ્ર સમાન દુર્ભેદ્ય છે; મને લાગે છે કે એ આપણને સ્થાન-ભ્રષ્ટ કરશે."

"ચૂપ! શયતાન! દુશ્મનનાં મારી આગળ બ્યાન, મારી શક્તિ આગળ માનવી કોણ? સમસ્ત ભૂમંડળને લવણ-સમુદ્રમાં ડુબાડી દઉં. આકાશચક્રને ખેદાન મેદાન કરી દઉં. જલમાં સ્થલ બનાવું, સ્થલમાં જલ બનાવું એવી મારી અગાધ શક્તિ આગળ માનવીનો શું હિસાબ? એક નિમે-ષમાં બેજાન કરીશ, સંઘ સહિત હું ફના કરીશ," ગર્વાંધ અસુર સરદારના અભિમાનની કાંઈ મર્યાદા ન હતી.

" સરદાર ! જાવડશાહ સંઘ સહિત નિર્ભયપણે ચાલ્યો આવે છે સાથે એક પ્રતિમાજી પણ છે. આ મૂળ પ્રતિમાને બદલે એમની જગાએ પોતાની આણેલી પ્રતિમા સ્થાપશે, આપણે હવે તે માટે શું કરવું ? "

" એ....મ. એટલી બધી શું એના માથામાં રાઈ ભરાઈ છે ? હું જોઉં છું કે આવું કામ કરનાર એ માથાવાળો કોણ છે ? કોણે સિંહણનું દૂધ પીધું છે વારૂ ? "

કપર્દીનાયકે ચોગાનમાં આવી પોતાના સેવકને બ્યુગલ ફુંકવા હુકમ કર્યો. બ્યુગલના અવાજથી જ્યાં ત્યાં ક્રિડા કરતા અસુરો પોતાના નાયક પાસે આવીને પ્રગટ થયા. શક્તિસંપન્ન પોતાના હજારો અસુરોને જોઇ અસુર નાયક મનમાં મલકાયો. મારી આગળ એ બિચારા શું હિસાબમાં છે ? " પોતાના સેંકડો અસુરોને સંઘનો નાશ કરવા મોકલ્યા.



## પ્રકરણ ૪૭ મું.

### દેવ અને દાનવ.

શુભ મુહુર્ત્તે જાવડશાહ સકલ સંઘ સહિત શત્રુંજય તરફ ગમન કરી રહ્યા હતા. ચોર લુંટારૂ અને ડાકુ લોકોથી સંઘનું રક્ષણ કરવાને શસ્ત્રબંધ પલટન પણ સાથે જ રાખવામાં આવી હતી. એ પલટનનું અધિપતિપણું જાજનાગને

સોંપવામાં આવ્યું હતું. જાજનાગ પણ પિતાના જેવો બહાદુર જવાંમર્દ હતો. જાવડશાહે એને કેળવણી ઉપરાંત યુદ્ધના દાવપેચની પણ તાલીમ આપી હતી. પિતાની માફક યુદ્ધમાં કુશળ અને તિરંદાજ જાજનાગ પણ પોતાના પરાક્રમથી જ સૈન્ય ઉપર કાબુ મેળવવાને ભાગ્યશાળી થયો હતો.

સંઘમાં અનેક નાના મોટા લક્ષ્મીપતિઓ, જમીનદારો, સત્તાધિકારીઓ વગેરે હતા, અનેક પ્રકારનાં વાહનો વગેરેથી એની શોભા અપૂર્વ હતી. એવી રીતે આનંદમાં કલ્લોલ કરતો સંઘ માર્ગ કાપી રહ્યો હતો. અનેક સૌભાગ્યવતીઓ મંગલગીતો ગાઇ રહી હતી. એવા આનંદમાં દૂરથી અસુરોનું દળ આવતું વજ્રસ્વામીએ અવલોક્યું. એ અસુરો અનેક પ્રકારે કિલકિલાટ કરી રહ્યા હતા. સંઘને ભય પમાડવાને અનેક પ્રકારનાં બીહામણાં રૂપો બનાવી ત્રાસ પમાડી રહ્યા હતા. કોઈ મોટા ભયંકર દૈત્યનાં રૂપ બતાવી રહ્યા હતા, કોઇ વાઘનાં તો કોઈ સિંહનાં તો કોઈ હાથીનાં રૂપો વિકુર્વી અનેક ગર્જના કરી રહ્યા હતા. એ ગર્જનાઓથી ધરતી પણ ધ્રૂજવા લાગી. માનવીના માથાની માળાનો હાર પહેરી અનેક પીશાચો સંઘ આગળ ઉત્પન્ન થઈ તાંડવનૃત્ય કરવા લાગ્યા, ક્રુર હાસ્ય કરતા હાથીના દંતશૂળ જેવા ભયંકર દાંત બતાવી ભય પમાડવા લાગ્યા. આ અસુરોના તાંડવનૃત્યથી સંઘ આકળ વિકળ થઇ ગયો. બધાને ભય ઉપજવા લાગ્યો. કારણ અસુરશક્તિ આગળ અલ્પ માનવશક્તિની ગુંજાશ નહોતી.

સઘની આકુલ વ્યાકુલ હાલત જોઈ વજસ્વામીએ કપર્દીને યાદ કર્યો. નવો કપર્દી તરત જ વજસ્વામીની આગળ પ્રગટ થયો "હે દેવ! આ રાંકડાઓને તું તારૂં પરાક્રમ બતાવ ? "

વજસ્વામીના વચન સાંભળી કપર્દીએ પોતાના સેવક દેવતાઓને હુકમ કર્યો, " આ રાંકડાઓને નસાડી મુકો."

કપર્દી યક્ષના સેવકો તેમની ઉપર તુટી પડ્યા. જે સ્વરૂપે પેલા રાંકાઓ ઉપદ્રવ કરી રહ્યા હતા તેવાં રૂપો કરી એમની સામે ધસ્યા કુસ્તી થવો લાગી, સિંહની સાથે સિંહ હાથીની સાથે હાથી, દૈત્યોની સાથે દૈત્ય, એમ અસુરોનું યુદ્ધ થવા લાગ્યું.

બન્ને પક્ષો એક બીજા ખુબ શક્તિ બતાવી રહ્યા હતા. આ બળવાન કપર્દી પણ પોતાના સેવકોની શક્તિ જોઇ રહ્યો હતો. એક બીજાને નસાડવાને મથતા અસુરોમાં છેવટે નવા કપર્દીની જીત થઇ ને પેલા જાલિમ અસુરો ભગ્નાશ થઇ કાગડાની જેમ નાસી ગયા પોતાના સરદારને શું મ્હો બતાવશું એમ સમજી માર્ગમાં એક સ્થાનકે સ્થિત રહ્યા

સઘ ત્યાંથી આગળ વધવા લાગ્યો, સંઘ નજીક આવ્યો તેટલામાં એ અસુરો એ આકાશમાં મેઘ ઉત્પન્ન કર્યો. વિજળીના ચમકારાને ગાજવીજ થવા લાગી. જો મેઘ તુટી પડશે

તો ધરાને હાલ હવાલ ઉપરાંત સંઘને મુશ્કેલીમાં ઉતારશે વજ્રસ્વામીએ દેવમાયા જાણીને તરત જ પોતાની શક્તિથી પ્રલયકાળનો વંટોળીયો ઉત્પન્ન કરી એ મેઘને વરસતાં પહેલાંતો અદૃશ્ય કરી દીધો. પોતાનો પાસો નિષ્ફળ થવાથી અસુરોએ પણ પ્રલયકાળનો વાયુ ઉત્પન્ન કર્યો. તરત જ આડો પર્વત ઉત્પન્ન કરીને વાયુને વજ્રસ્વામીએ થંભાવી દીધો, અસુરોની મહેનત વ્યર્થ ગઇ.

અસુરોએ સંઘને જવાના માર્ગે આડો પર્વત ઉભો કરી દીધો જેથી સંઘનો જવાનો માર્ગ રૂંધાઇ ગયો. એ ભયંકર પર્વતને ભેદી ને જવાય પણ શી રીતે ? વજ્રસ્વામીએ તરત જ પોતાની શક્તિથી વજ્ર ઉત્પન્ન કર્યું. એ વજ્રથી પર્વતના ટુકડે ટુકડા કરી નાખી જમીન સાફ મેદાન કરી દીધી ને સંઘને જવાનો માર્ગ મોકળો કર્યો.

એક પછી એક પોતાની શક્તિનો નાશ થતો જોઇને અસુરોએ ખુબ ક્રોધે ભરાઇ મોટા મોટા દંતશૂળવાળા મદોન્મત્ત હાથીઓ ઉત્પન્ન કર્યા એ હાથીઓ સંઘ ઉપર ધસી આવીને સંઘને ઉપદ્રવ કરે તે પહેલાં તો આ તરફથી ગર્જના કરતા સિંહો હાથીઓ ઉપર ધસ્યા. ભયંકર વિક્રાળ વાળવાળા કેસરી સિંહોને ધસી આવતા જોઈ હાથીઓ અધવચમાં જ અદૃશ્ય થઇ ગયા.

અસુરોએ ભયંકર સિંહો વિકુર્વી ગર્જના કરતા એ સિંહોને સંઘ તરફ છોડી મુકયા, તો માર્ગમાં જ તેમનો સામનો કરવાને અષ્ટાપદો તૈયાર હતા. એ બળવાન અષ્ટાપદ આગળ સિંહોનું શું ગજું ! અષ્ટાપદને જોઈ સિંહ પલાયનમઃ કરી ગયા.

પોતાની એક પણ શક્તિ સફલ ન થવાથી અસુરો ક્રોધથી ધમધમવા લાગ્યા, ભયંકર સિત્કાર કરતા ધમપછાડ કરવા લાગ્યા. હવે શું કરવું એનો વિચાર કરવામાં ગુંથાયા. એમણે નિશ્ચય કરી સંઘની ચારે બાજુએ દાવનલ પ્રગટ કર્યો. પરન્તુ વજ્રસ્વામીએ તરત જ જલ પ્રગટ કરી અગ્નિને શાંત કરી દીધી. અસુરો ક્રોધથી ધમ ધમતા હાથ મસળવા લાગ્યા. એમણે અનેક સર્પો ઉત્પન્ન કર્યા. એ સર્પોની ખબર લેવાને ગરૂડો તૈયાર જ હતા, ગરૂડને જોતાં શું સર્પ ટકી શકે ?

અસુરો ક્રોધથી ઉછળવા લાગ્યા, વારંવાર હારવા છતાં ક્રોધથી ભાન ભૂલેલા તેઓ માયાથી અનેક રૂપો બનાવી પોતાની ભયંકરતા બતાવતા સંઘ ઉપર ધસી આવ્યા, અનેક પ્રકારનાં આયુધોને હાથમાં ગ્રહણ કરીને તેઓ સંઘ ઉપર દોડ્યા, એ પીશાચોની ખબર લેવા નવા કપર્દીના સેવકો તૈયાર જ હતા. તેઓ પણ વિવિધ રૂપો બનાવી વિવિધ હથીયારો વડે એમનો સામનો કરવાને ધસી આવ્યા, એક બીજાની ઉપર પ્રહારો કરવા લાગ્યા, પોતાની સર્વ શક્તિથી

એક બીજાની ખબર લેવાને આતુર બન્યા, એક બીજા અનેક રૂપો કરીને યુદ્ધ કરતા, અનેક શસ્ત્રોનો ઉપયોગ કરતા.

સરવાળે તો સત્યનો જ જય થાય છે. જુલ્મીઓના જુલ્મોનો હવે અંત આવેલો હતો, આજ સુધી અનેક જંતુઓનો નાશ કરીને, અનેક મનુષ્યોનો વિધ્વંસ કરીને એમણે પાપનો ભંડાર ચિક્કાર ભર્યો હતો. તીર્થંકરની, તીર્થની આશાતનાઓ પેટ ભરીને ઘણાં વર્ષ પર્યંત કરી લીધેલી હોવાથી એમની સિતમગારી હવે પોતાનો અંત પોકારી રહી હતી.

એમનો નાશ કરવાને એમનાથી પણ બળવાન જગત ઉપર ઉત્પન્ન થઈ ચુકયો હતો. કપર્દી તેમની ખબર લેવાને સમર્થ હતો. ‘ બહુરત્ના વસુંધરા ’ જગત બળવાનથી પણ બળવાન ઉત્પન્ન કરે છે. શેરને માથે સવા શેર હોય જ. હમેશાં વિજય મેળવનાર ઉપર વિજય મેળવનારને પણ પૃથ્વી ઉત્પન્ન કરે છે. સમસ્ત ભૂમંડલને દબાવનાર વિદ્યાધર પતિ ઈંદ્ર પણ દશમુખથી પરાભવ પામ્યો એ દશમુખ લક્ષ્મણથી હાર્યો. માટે પોતાની શક્તિનો ગર્વ કરવો એ નરી મુર્ખતા છે.

એમનાં પાપ પોકારી ઉઠ્યાં હતાં, ધરા એ પાપીઓના ભારથી ધ્રુજી રહી હતી, નવા કપર્દીના સેવકોએ એમને ખુબ માર્યા, પણ એ દેવયોનીમાં ઉત્પન્ન થયેલા હોવાથી આયુષ્યની અધવચમાં મરતા નથી. પણ નવા કપર્દીના હુકમથી એના સેવકોએ એ અસુરોથી ખુબ ખબર લઇ લીધી.

એમને માટે શત્રુંજય તરફ જવાનો માર્ગ બંધ કરવામાં આવ્યો, તેથી તેઓ શત્રુંજયને છોડીને જ્યાં ઠીક ફાવ્યું તે તરફ નાસી ગયા. નવા કપર્દીના સેવકો પણ એમની પછવાડે દોડ્યા. એ દુષ્ટો ફરી શત્રુંજયની સન્મુખ પોતાની પાપી મીંટ ન માંડે એવી પ્રતિજ્ઞા કરાવી ત્યારેજ એમને પોતાના પંજામાંથી મુક્ત કર્યા. પાપના ભારથી ભારે થયેલા અસુરો ભયથી ધ્રુજતા ચારે તરફ શંકાની નજરે જોતાં જ્યાં જેને ઠીક પડયું ત્યાં પલાયન કરી ગયા. જે ત્યાર પછી કોઇની નજરે પણ પડ્યા નથી. એમાંથી પોતાના સરદારને સમાચાર આપવાને એક પણ શત્રુંજય તરફ જવાને ભાગ્યશાળી થયો નહીં

એ અસુરોનાં અનેક વિઘ્નોની પણ લેશમાત્ર પરવા નહિ કરતો સંઘ શત્રુંજયની નજીક [1]આદિપુર આવી પહોંચ્યો સંઘે ત્યાં પડાવ નાખ્યો, અનેક વાજીંત્રો વાગવા લાગ્યાં, અશ્વોના હણહણાટ થવા લાગ્યા, ને હાથીઓ પણ ગર્જના કરવા લાગ્યા, સૌભાગ્યવંતીઓ મંગળગીત ગાવા લાગી લાંબા કાળે તળેટી આગળ માનવીઓનો કોલાહલ સાંભળી પર્વત ઉપર રહેલો અસુરનાયક કોપ્યો, “ઓહો ! આ લોકો આવ્યાજ શી રીતે, મારા મોકલેલા સેંકડો

---

૧ આજે શત્રુંજયની પાસે આદપુર ગામ છે તેજ પ્રાય આદિ પુર હોવું જોઇએ.

અસુરો ક્યાં ગયા? તેઓએ આ લોકોની ખબર કેમ ન લીધી? અરે તેઓ પાછા પણ કેમ ન આવ્યા? શું તેઓ મને બેવફા થયા હશે? હશે ખેર! હું સર્વ શક્તિમાન છું. આ સર્વની ખબર લેવા એકલો તૈયાર છું.

અનેક અસુરોની મધ્યમાં બેઠેલો અસુરનાયક વિચાર કરી રહ્યો હતો, "મારા સેવકો આ વજ્રસ્વામીથી પરાભવ પામી મને મ્હોં દેખાડવાના ભયથી નાશી ગયા હશે. કદાચ મારા સેવકો નાસી ગયા, તો ભલે ગયા પણ હું આ સર્વ લોકોની ખબર લઈશ." અસુર નાયક કપર્દી આયુધોને ખખડાવતો ને પોતાની શક્તિ તરફ જોઇ રહ્યો હતો. બીજા અનેક અસુરો પણ યુદ્ધ કરવામાં કુતુહલી બનેલા આયુધો નચાવતા અટ્ટહાસ્ય કરી રહ્યા હતા.

બીજાની શક્તિને નહી જાણનારા મુર્ખાઓ એમજ સમજે છે કે પોતાના જેવો જગતભરમાં કોઇ બળવાન છે જ નહિ. એવા ખોટા ખ્યાલથી આખરે તેઓ નાશ પામી જાય છે.

અસુરનાયકે સંઘપતિની સ્ત્રી સુશીલા ( જયમતી ) ના શરીરમાં એકદમ જ્વર ઉત્પન્ન કર્યો. જ્વરની તીવ્ર વેદનાથી જયમતી આક્રંદ કરવા લાગી ને ભૂમિ ઉપર આળોટવા લાગી. કલ્લોલ કરતા સંઘમાં અચાનક આ આપત્તિ આવવાથી શોકની છાયા છવાઈ ગઈ. જ્વરને માટે અનેક ચિકિત્સાઓ કરી, ઔષધ ઉપર ઔષધ કર્યાં, પણ જરાય શાંતિ વળી

નહિ. વજસ્વામીને ખબર પડતાં અસુરની માયા જાણીને એની પાસે આવી. એની ઉપર પોતાની દૃષ્ટિ ફેંકી. એ દૃષ્ટિના તાપને નહિ સહન કરતી એ વ્યાધિ નષ્ટ થઈ ગઈ. તરતજ સંઘની નજર આગળ જયમતિ વ્યાધિરહિત થઈ ગયાં. ક્ષણ પહેલાં આક્રંદ કરતાં જયમતીને તદ્દન સ્વસ્થ જોઈને સકળ સંઘને આનંદ થયો.

પોતાના જીવનનાં પરાક્રમોમાં અસુર નાયકનો આજે આ પ્રથમ પરાજય થયો. પોતાની શક્તિથી ઉત્પન્ન થયેલો જ્વર એકદમ નષ્ટ થયેલો જોઈ મનમાં તે અજાયબ થયો "શું એ મનુષ્ય કીટક મારી અગાધ શક્તિનો નાશ કરવા માગે છે? આખા વિશ્વનો સંહાર કરવાની શક્તિ આગળ એ મગતરાના શા ભાર છે! હમણાંજ હું મારી શક્તિ બતાવું એને?

તરતજ એણે પોતાના અસુરોને હુકમ કર્યો, "અરે અસુરો! આખોય પર્વત કંપાયમાન કરો. રાવણે જેમ અષ્ટાપદ ઉપાડ્યો હતો તેમ સારોય શત્રુંજય પર્વત ડોલાવો જોઉં તો ખરો વાલી મુનિ માફક સ્થિર કરવાની કોની તાકાત છે?"

પોતાના સરદારના હુકમથી પ્રલય કાળના પવનવડે જેમ વૃક્ષોના પાંદડા ડોલાયમાન થાય તેવી રીતે આખોય શત્રુંજય ડોલવા લાગ્યો. શત્રુંજયને ડોલતો જોઈ સંઘ ક્ષોભ પામ્યો. "અરે આ શો ઉત્પાત? બધાંય શિખરો હમણાં ગબડી

પડશે મંદિરો ડોલાયમાન થઈ જશે, શત્રુંજયને ડોલતો જોઇ સંઘમાં હાહાકાર થઈ રહ્યો.

વજ્રસ્વામીએ તરતજ પર્વતને ઉદ્દેશીને શાંતિકર્મ કર્યું. તીર્થનું જલ મંત્રીને શત્રુંજય ઉપર છાંટવા માંડયું, અક્ષત અને પુષ્પો મંગાવી વિધિ ભણીને શત્રુંજય પર છાંટ્યાં. વજ્રસ્વામીની અગાધ શક્તિ આગળ અસુરશક્તિ નષ્ટ થઇ ગઈ ને પર્વત પૂર્વની માફક સ્થિર થઇ ગયો. અસુરોની બીજી શક્તિ પણ વ્યર્થ થઇ.

પોતાની શક્તિ વ્યર્થ જવાથી અસુરોએ પોતાના સરદાર પાસે પ્રગટ થઈ જે બીના બની હતી તે કહી સંભળાવી ને હવે ફરી શું કરવું તે માટે પૂછ્યું.

" શું આપણી બીજી શક્તિ પણ નષ્ટ થઇ ગઈ. શું એવો એ બેમાથાળો છે ? અરે આપણી અગાધ શક્તિને નહિ જાણનારા એ અલ્પશક્તિ માનવીએ શું ધાર્યું છે. એ શું જીવવાથી ધરાઇ ગયો છે કે શું ? અરે એ તો જીવવાથી ભલે ધરાયો હોય, પણ આ આખોય સંઘ શું જોઇને મરવા આવ્યો હશે. શત્રુંજય આપણું છે ને આપણું જ રહેવાનું છે. આપણી પાસેથી છીનવીને લેવાને કોઈ સમર્થ નથી. આ પર્વત ઉપર પોતાની સાથે લાવેલી પ્રતિમાને તેઓ કદાપી સ્થાપી શકવાના નથી. એ મુર્ખાઓ એટલુંય સમજતા નથી કે શત્રુંજયને તો અમે અમારી નિવાસભૂમિ

બનાવી છે. અમારાથી હવે કોઇ પણ ભોગે આ ભૂમિ છોડાય તેમ નથી. પોતાના ઘરમાંથી કાઢવાનો કોઇને શું જરાય હક્ક છે? ગરીબમાં ગરીબ માણસ પણ પોતાનું ઘર એકદમ છોડતો નથી ને પોતાની જેટલી શક્તિ હોય તે શક્તિવડે દુશ્મનની ખબર લે છે. ત્યારે અમારા જેવા સર્વ શક્તિમાનની સામે આ મુર્ખાઓએ શું ધાર્યું હશે? મરવાને તૈયાર થયેલા આ લોકોને કોણે ચઢાવ્યો હશે? કેટલાયે વર્ષોથી આપણે અહીંયાં માલીકપણે રહ્યા છીએ તે શું એમના ડરાવ્યો આપણે આ ભૂમિ તજી નાસી જઇશું. જોઇએ છીએ કે આપણી સર્વ શક્તિ આગળ એ ક્યાંસુધી ટકી શકે છે?"

ભવિષ્યમાં આ લોકોની કેવી રીતે ખબર લેવી તે માટેની અસુરનાયકે પોતાના અસુરો સાથે મંત્રણા કરી, ને પાછી ફરી એ આપત્તિને ભૂલી પર્વત ઉપર તાંડવનૃત્ય કરતા અટ્ટહાસ્ય કરવા લાગ્યા. રંક બિચારાઓને કયાંથી માલુમ પડે કે આ તાંડવનૃત્ય તેમનું છેવટનુંજ નિર્માયું હતું?

---

# પ્રકરણ ૪૮ મું.

## શત્રુંજયનો તેરમો ઉદ્ધાર

શત્રુંજયની તળેટી આગળ આદિપુરમાં જાવડશાહે પડાવ નાખ્યો. દેશ પરદેશના લોકો તેમજ આજુબાજુના ગામડાના લોકોને જેમ જેમ ખબર પડતી ગઈ તેમ તેમ બધા ત્યાં આગળ ભેગા થવા લાગ્યા. આદિપુર આગળ એક નગર જેવો દેખાવ થઈ ગયો, આજે ઘણાં વર્ષે શત્રુંજય આગળ માનવ મેદની જોઈ લોકોનો હર્ષ માતો નહોતો. આજે ઘણે વર્ષે હવે ભગવાનનાં દર્શન થશે ને શત્રુંજયની યાત્રાનો માર્ગ ખુલ્લો થશે એ જનતાનો આનંદ કાંઇ જેવો તેવો નહોતો. આદિપુર આગળ તો માનવનો મહાસાગર અત્યારે ખળભળી રહ્યો હતો. અનેક પ્રકારની દુકાનો ત્યાં ખડી થઈ ગયેલી માલૂમ પડતી હતી. અસુરોનો ચારે કોરથી ભય છતાં લોકો ભયને ભૂલી ગયા હતા. નિર્ભય થઈને લોકો તલહટ્ટી આગળ મ્હાલી રહ્યા હતા. વજ્રસ્વામીનું નામ સ્મરણ કરવાથી ભય તો હવે ભાગી ગયો હતો. અસુરોનો ભય ઉપસ્થિત થતાં વજ્રસ્વામીનું નામસ્મરણ કરવા વડે અસુરો રાડ પાડતા પાછા હઠી જતા હતા. વજ્રસ્વામીની શક્તિ આગળ એ ભયંકર અસુરો પણ શેહ ખાઈ ગયા હતા. તેમાંય કપર્દી યક્ષને જોઈને તેઓ મુઠી વાળી પોબારા ગણી જતા હતા.

એ ત્રણ દિવસ સંઘ ત્યાં વિસામો લઇ શાંત થયો તે દરમીયાન વજ્રસ્વામીએ પર્વત ઉપર ચડવાનો એક શુભ દિવસ શોધી કાઢ્યો. એ શુભ દિવસના પ્રભાતકાલે જાવડશાહ અને સકલ સંઘે ઉપર ચડવા માટે તૈયારી કરી. મંગલમય વાજીંત્રો વાગવા લાગ્યાં. સૌભાગ્યવંતીઓ શુભ ગીતો ગાવા લાગી, અને શુભ શકુનપૂર્વક જાવડશાહસહિત સંઘ ભગવાનની પ્રતિમાને આગળ કરીને પર્વત ઉપર ચડવા લાગ્યા.

એ અસુર સરદાર કપર્દીના બળને તોડવાને વજ્રસ્વામી પણ તૈયાર થઈને સંઘ સાથે ચાલતા હતા. વજ્રસ્વામીનો સેવક નવો કપર્દી પણ પોતાના એક લાખ સેવક યક્ષોની સાથે આકાશમાર્ગે ચાલતો હતો.

અસુરનાયક પણ પોતાના અસુરો સાથે ત્યાં સંઘના માર્ગમાં અદૃશ્યપણે ઉભો રહ્યો માર્ગમાં એણે ભૂતોનો સમુદાય ઉત્પન્ન કરી કદર્થના કરવા માંડી. ભયંકર અટ્ટહાસ્ય કરતા ભૂતો સંઘને બીવરાવવા લાગ્યા, પણ કપર્દી યક્ષના સેવકો વિધવિધ આયુધો લઈને એ ભૂતો ઉપર તુટી પડ્યા. ભૂતો રાડ પાડતા ભાગી ગયા.

અસુર સરદારે રાક્ષસો ઉત્પન્ન કર્યા. એ રાક્ષસો લાંબા લાંબા દાંતવાળા, ને આયુધો ઉછાળતા મોટા મોટા ઠેકડા ભરતા નાચતા કુદતા સંઘને હરકત કરવા લાગ્યા. પણ

કપર્દીના સેવકો એમની ખબર લેવાને તૈયાર હતા. એમના જેવું ભયંકર રૂપ કરતા ને આયુધો ઉછાળતા તેમના ઉપર તુટી પડ્યા. રાક્ષસોએ પોતાની ખુબ શક્તિ બતાવી છતાંય આખરે તો પાપીઓનો જગતમાં પરાજય જ નિર્માયો છે. એ સુજણ રાક્ષસો પણ હારીને અદૃશ્ય થઈ ગયા. શાકિનીનાં રૂપ ધર્યાં, વૈતાલ બનીને પ્રગટ થયા, પણ એકેમાં એમને–એ પાપીઓને યશ મળ્યો નહિ. અસુર સરદાર પણ પોતાની હાર થવાથી પોતાની ભિન્ન ભિન્ન શક્તિઓનો ઉપયોગ કરી સંઘને મહાત કરવાનો તેણે નિશ્ચય કર્યો.

અનેક પ્રકારનાં કુગ્રહો ઉત્પન્ન કરીને પોતાની ભયંકરતા બતાવતો તે કુગ્રહો વડે સંઘને ભયભીત કરવા લાગ્યો. પણ વજ્રસ્વામીએ પોતાની શક્તિથી એ કુગ્રહોના સમુહને ભેદી નાખ્યો. એ કુગ્રહોની ભયંકરતા એમને પોતાને જ ભયંકર થઈ પડી. એ અસુરોએ પોતાની જે જે શક્તિઓ સંઘને વિઘ્ન કરવાને પ્રગટ કરી એ સર્વ શક્તિઓ નાશ પામી ગઈ. માર્ગમાં આવતી વિઘ્નોની એવી અનેક પરંપરાનો નાશ કરતાં સંઘ શત્રુંજય ઉપર પહોંચી ગયો અને જિનભવનોનાં દર્શન કર્યાં. અર્ધી સદી વીત્યા પછી આજ ભગવાનનાં દર્શન થવાથી હર્ષ તો માતો નથી. ભગવાનનાં દર્શનનો એક બાજુએ હર્ષ હતો ત્યારે બીજી રીતે સંઘને મન અત્યંત શોક થયો.

શત્રુંજય ઉપર જ્યાં નજર કરો ત્યાં માનવીઓનાં

મડદાં અનેક હાલતવાળાં નજરે પડતાં હતાં. તેમજ હાથ, પગ, મસ્તક, શરીર વગેરે ભિન્ન ભિન્ન અવયવો જ્યાં ત્યાં પડ્યા હતા. મનુષ્ય સિવાય અનેક તિર્યંચ જાતિનાં મડદાં પણ હાલહવાલ સ્થિતિમાં પર્વતને અપવિત્ર કરી રહ્યાં હતાં. એ મડદાંની બદબોથી સંઘને અનેક પ્રકારે ગ્લાનિ ઉત્પન્ન થઇ. આખોય પર્વત હાડકાં, ચરબી, રૂધિર, કેશ, માંસ અને ખરીઓ વગેરે મહા દુર્ગંધમય પદાર્થોથી ખરડાયેલો જોઇ બધાને ખેદ થયો.

જાવડશાહે પોતાના અનેક સેવકો મારફત એ બધાં કલેવરો પર્વતથી દુર ફેંકાવી શુદ્ધ જલ મંગાવી આખોય પર્વત ધોવરાવી સાફ-નિર્મળ કરાવી નાખ્યો. વાયુ વડે કંપતા ને સર્વત્ર તૃણ ઉગેલા અને પડી ગયેલા પ્રાસાદોને જોઇ સંઘપતિને વારંવાર ખેદ થયો, એમણે બધા પ્રાસાદો સાફ કરાવવા શરૂ કર્યા. પડી ગયેલા પ્રાસાદોને પણ ઉદ્ધાર કરીને સ્થિર કરવા માંડ્યા. રાત્રી પડવાથી સંઘે ત્યાં પર્વત ઉપર નિવાસ કર્યો.

અસુરોનું બળ નાશ પામવાથી એમણે આ પ્રતિમાનેજ આ બધાનું કારણ માનીને રાત્રે નીચે ઉતારી દીધી. પ્રાતઃકાલના મંગલનાદથી જાગૃત થતાં જાવડશાહે અને સંઘે પ્રતિમા નહી જોવાથી તપાસ કરવા માંડી પણ વજસ્વામીને જ્ઞાનથી અસુરોની માયા જાણીને કપર્દી યક્ષને તે પ્રતિમા

અમુક જગ્યાએ બતાવી જેથી કપર્દી એ પ્રતિમાને પાછો પર્વત ઉપર લાવ્યો. બીજે દિવસે પણ અસુરોએ રાત્રીએ પ્રતિમાને નીચે ઉતારી ને સંઘ મલીને પર્વત ઉપર લાવ્યો. એવી રીતે એક્વીશ દિવસો વહી ગયા પણ કોઈ પોતાના નિશ્ચયથી પાછા હઠે નહિં.

વજ્રસ્વામીએ વિચાર્યું, "આવી રીતે ચાલ્યા કરે એ તો ઠીક નહિ. અસુરોને આ તો સહેલાઇથી બની શકે તેવું હતું. અસુરોનું બળ તોડવા માટે કંઈક ઉપાય કરવો જોઈએ એનો અંત લાવવો જોઈએ." તરત જ કપર્દી યક્ષ અને જાવડશાહને બોલાવ્યા.

"હે યક્ષ! હવે તારી શક્તિનું તું સ્મરણ કર. તારા અનુચરો સહિત તું અસુરો રૂપી તૃણમાં અગ્નિ સમાન થઇને આકાશમાં વ્યાપીને રહે, વજ્રની જેમ બીજાથી અભેદ્ય તું અસુરોને બરાબર તારો પરચો બતાવ. અને જાવડશાહ! ચતુર્વિધ ધર્મને ધારણ કરનારા તમે બન્ને પતિપત્ની ઋષભદેવનું મનમાં ધ્યાન ધરી અને પંચપરમેષ્ઠીનું સ્મરણ કરી પ્રતિમાના રથની નીચે પૈડા (ચક્ર)ની પાસે પ્રતિમાને સ્થિર કરવાને માટે સૂઇ જાઓ. જો કે એ અસુરો ગમે તેવા સમર્થ હશે છતાં તમને બન્નેને કાંઇપણ કરી શકશે નહિ, અને આ સકળસંઘ આદિનાથનું સ્મરણ કરતો અમારી સાથે પ્રાતઃકાળ સુધી કાયોત્સર્ગ કરીને રહો" આવાં ગુરૂનાં વચન

સાંભળીને સાયંકાળ થયે છતે કપર્દીયક્ષ સેવકો સાથે વજ્ર ધારણ કરીને આકાશમાં સ્થિર રહ્યો. જાવડશાહ અને તેમનાં પત્ની બન્ને પંચપરમેષ્ઠીનું સ્મરણ કરતા રથના બન્ને ચક્રપાસે બન્ને જણ સુઇ ગયાં ને વજ્રસ્વામી સાથે સકળ સંઘે કાયોત્સર્ગ કર્યો.

મધ્યરાત્રીના સમયે અસુરો કુંહાડા મારતાં ત્યાં આવી પહોંચ્યા પણ પ્રતિમાનો સ્પર્શ કરવાને કોઇ સમર્થ થયા નહીં. આકાશમાં રહેલા કપર્દીના તેજને નહીં સહન કરતા કાગડાની પેઠે તેઓ નાસી ગયા. પ્રાતઃકાળે વજ્રસ્વામી ધ્યાનમુક્ત થયા અને સંઘે કાયોત્સર્ગ પૂર્ણ કરી જોયું તો પ્રતિમાજી વિદ્યમાન હતાં.

મુખ્ય પ્રાસાદમાં પ્રતિમાને પધરાવવાને જાવડશાહ તૈયાર થયા. હવે પ્રથમ ચૈત્યમાં અશુચિવાળા પદાર્થો પડેલા હતા તે સાફ કરાવી ચૈત્યની ભૂમિ બધી શુદ્ધ કરાવેલી હોવાથી વજ્રસ્વામી અને જાવડશાહ પ્રતિમાને પ્રાસાદમાં લઇ ગયા. હવે જુની પ્રથમની પ્રતિમાને બહાર કાઢવાની હોવાથી દુષ્ટ દેવનાઓના સ્તંભન અને નાશ માટે વજ્રસ્વામી સમાધિપૂર્વક સર્વ ઠેકાણે વાસક્ષેપ નાખીને શાંત કરવા લાગ્યા.

તે પછી પેલી જુની મૂર્તિને ઉત્થાપવાને જાવડશાહ પ્રતિમા પાસે આવ્યા એટલે અસુરનાયક કોપથી ધગધગતા

અનેક અસુરોની સાથે પ્રથમની મૂર્તિમાં સ્થાન કરીને રહ્યો. જાવડશાહ મૂર્તિને બહાર કાઢવાની બુદ્ધિએ ઉપાડવા ગયા, પણ મૂર્તિ નહિ ઉપડવાથી વજસ્વામીએ વાસક્ષેપ મંત્રી મૂર્તિ ઉપર પ્રક્ષેપ કરવાથી અસુરોનું બળ નષ્ટ થયું ને સ્તંભિત થઇ ગયા. એટલે જાવડશાહ વર્ણભ્રષ્ટ અને જીર્ણ થયેલી આ પ્રથમની મૂર્તિને બહાર લાવ્યા. જાવડશાહને ઉપદ્રવ કરવાને અશક્ત અસુરો મૂર્તિને બહાર કાઢવાથી હાહાકાર કરવા લાગ્યા, પોકાર કરવા લાગ્યા. એ પોકારથી બધું બ્રહ્માંડ હલમલી રહ્યું. એ ગર્જનાથી આકાશ પણ ધમધમી ઉઠ્યું. ભયંકર પોકારથી ખેચરો અને દિગ્ગજો પણ ભય પામીને પલાયન કરી ગયા. પર્વતો સહિત પૃથ્વી કંપાયમાન થઈ ગઈ. હાથી, સિંહ, મનુષ્યો વિગેરે પણ મુર્છા પામી ગયા. પ્રાસાદો, દિવાલો અને વૃક્ષોપણ જમીન ઉપર સ્થિર રહી શક્યાં નહિં. એ અસુરોના ભયંકર પોકારરૂપી ગર્જનાથી ગિરિરાજના પણ ઉત્તર દક્ષિણ બે ભાગ થઇ ગયા.

અસુરોના આ બધા ઉત્પાતથી જાવડશાહ એમની પત્ની અને વજસ્વામી સિવાય સકલસંઘની દુર્દશા થઈ ગઈ. બધાય મરેલાની માફક ભૂમિ ઉપર આળોટતા જડ જેવા થઇ ગયા. સકળસંઘની આવી સ્થિતિ જોઇને વજસ્વામીએ પ્રેરેલો નવો કપર્દી હાથમાં વજ્ર લઈને અસુરો ઉપર દાડ્યો, પોતાના સ્વામીને યુદ્ધમાં જતો જોઇને એના સેવકો પણ અનેક પ્રકારનાં આયુધો નચાવતાં અસુરો ઉપર દોડ્યા.

દેવ અને અસુરનું વિશ્વને પ્રલય કરનારૂં મહાયુદ્ધ પ્રવર્ત્યું. અસુરોએ જીવ ઉપર આવી અનેક નવાં રૂપો બનાવી નવાં આયુધો વડે નવા કપર્દી સાથે યુદ્ધ કરવા માંડ્યું પણ સામે દેવોજ હતા એમના કરતાંય અધિક શક્તિવાળા હતા. કપર્દી યક્ષે બીજા અસુરોને શિક્ષા કરવાનું પોતાના સેવકોને ભળાવી અસુરનાયક મહાગર્વિષ્ઠ, પોતાને સર્વેશ્વર સર્વ શક્તિમાન ગણતો પેલો જુનો કપર્દી જે મિથ્યામતિથી અંધ બની ગયો હતો તેની સામે આવીને તેને પડકાર્યો. એ અસુરનાયક પણ એની ઉપર ધસી આવ્યો.

નવા જુના બન્ને કપર્દી વચ્ચે મહાન્ દેવતાઇ યુદ્ધ શરૂ થયું. દેવશક્તિનો ઉપયોગ કરતા એકબીજા જીવ ઉપર આવીને યુદ્ધ કરવા લાગ્યા. જાણે એક બીજાના પ્રાણના આતુર બન્યા હોય, એક બીજાને હરાવવાના સોગંદ લીધા હોય તેમ તેમની વચ્ચે આશ્ચર્યકારક યુદ્ધ થયું. જુના કપર્દી અસુરનાયકે જે જે શક્તિઓ નવા કપર્દી ઉપર નાખી તે સર્વે શકિતઓને નવા કપર્દીએ નિષ્ફળ કરી નાખી. નવા કપર્દીની શક્તિ આગળ અસુર નાયકની સર્વ શકિતઓ નાશ પામી ગઈ. દેવતાઇ મુદ્‌ગળ, દંડ, ચક્ર, વજ્ર, વિજ્યા શકિત ભૂંગળ વગેરે અનેક આયુધો અસુરનાયકે કપર્દી ઉપર ક્રોધ કરીને ફેંક્યા પણ એ પાપીનાં બધાં અસ્ત્રો નિષ્ફળ ગયાં. નવા કપર્દીએ ઉપરથી નવી નવી શકિતઓ મારી અસુર સરદારને મુંઝવી દીધો, કપર્દીની શક્તિ આગળ

અસુરનાયક ત્રાસ પામી ગયો. હવે એના તેજને અસુર-નાયક સહન કરવાને પણ અસમર્થ થયો.

અસુર નાયક પોતાનું ખડ્ગરત્ન લઇને નવા કપર્દી ઉપર દોડ્યો. નવો કપર્દી પણ વજ્ર લઇને એની સામે ધસી આવ્યો. નવા કપર્દીએ વજ્રનો ઘા કરીને અસુરના ખડ્ગને વ્યર્થ કરી દીધું. વજ્રને જોવાને પણ અસમર્થ અસુરનાયક પોતાની ઉપર પડતા વજ્રને જોઇ રાડ પાડતો ત્યાંથી નાઠો. કેટલેક સુધી નવો કપર્દી પણ તેની પાછળ દોડ્યો અને શત્રુંજયથી ઘણેક દૂર એ અસુરનાયકને કાઢી મૂક્યો.

અસુરનાયકના હાલહવાલ જોઈ બીજા અસુરો પણ ત્યાંથી જેમ ફાવ્યું તેમ નાસી ગયા. કપર્દીના સેવકોના મારથી ત્રાહ્ય પોકારતા પાછા શત્રુંજયની સામે મીંટ પણ ન માંડી શકે એવા દૂર નાસી ગયા. હવે શત્રુંજય અસુરોની જાલીમ સત્તામાંથી તદ્દન મુક્ત થઇ ગયો.નવા કપર્દીએ અસુ-રોનો ઉપદ્રવ ટાળીને સકળ સંઘને સ્વસ્થ કર્યો. જય જય પૂર્વક વિજયના મંગલ વાજીંત્રો વાગવા લાગ્યાં, સૌભાગ્ય-વંતીઓ વિજય ગીતો ગાવા લાગી.

શુભ મુહૂર્ત્તે જાવડશાહે પ્રગટ દૈવતવાળી નવીન પ્રતિમાનો પાંડવોએ રચેલા એ કાષ્ટના પ્રાસાદમાં વજ્રસ્વામીની પાસે પ્રતિષ્ઠામહોત્સવ કરાવ્યો. જુની પ્રતિમાને સ્થાનકે પ્રગટ પ્રભાવવાળી પ્રતિમાની સ્થાપના કરી. એ મુખ્ય પ્રાસાદની

બહાર પૂર્વના બિંબની બીજા પ્રાસાદમાં સ્થાપના કરી. વજ્ર-સ્વામીએ ઉદ્‌ઘોષણા કરી. એ પ્રતિમાના અધિષ્ઠાપકોને ઉદ્દેશીને કહ્યું, "જાવડશાહે લાવેલું નવીન બિંબ મુખ્ય પ્રાસાદમાં મુળનાયક તરીકે રહો ને પૂર્વ બિંબની સાથે તમે પણ અહીં પ્રાસાદની બહાર સ્થિર થાઓ. પ્રથમ મુખ્ય નાયકને નમસ્કાર, સ્નાત્ર, પૂજા, ધ્વજ, આરાત્રિક અને મંગલ કરીને પછી પૂર્વ બિંબને પણ એ પ્રમાણે થશે, ને આ મુખ્ય મૂળ નાયકની આજ્ઞા સદા સ્થિર થાઓ. આ રીતિને જે તોડશે તેના મસ્તકને નવો કપર્દી ભેદી નાખશે."

વજ્રસ્વામીની આ વાણી સાંભળીને પ્રતિમાના અધિષ્ઠાયકો શેષ જે રહેલા હતા તે પણ સમજીને શાંત થઇ ગયા ને પૂર્વના સ્વભાવ તેમણે પણ બદલી નાખ્યો 'એવી રીતે ઉદ્ધારનું કાર્ય નિર્વિઘ્ને સમાપ્ત થઈ ગયું. જ્યાં જીર્ણોદ્ધારની જરૂર હતી ત્યાં જીર્ણોદ્ધાર કરાવ્યો, બધાં મંદિર સમરાવી નવાં જેવાં કરી નાખ્યાં. પ્રતિષ્ઠા વિધિ થયા પછી સ્નાત્ર પૂજા તથા આરાત્રિક મંગલ પણ કર્યાં. છેલ્લે પ્રાસાદના શિખર ઉપર ચડીને ધ્વજા પણ ચઢાવી. વિક્રમ સંવત ૧૦૮ માં જાવડશાહે વજ્રસ્વામીની સહાયથી શત્રુંજયનો તિર્થોદ્ધાર કર્યો. માણસો રાખી પૂજા વગેરેની પણ વ્યવસ્થા કરી.

ધ્વજા ચઢાવવાને પ્રાસાદના શિખર ઉપર ચડેલાં પતિ પત્ની શુભ ભાવના ભાવતાં હતાં. દૈવયોગે એ બન્નેનું

આયુષ્ય પણ પુર્ણ થવાથી ઉદ્ધારના અતિ હર્ષથી હૃદય સ્ફોટ થતાં જાવડશાહ અને તેમનાં પત્ની ત્યાંજ મૃત્યુ પામી ચોથા દેવલોકમાં ઉત્પન્ન થયાં. અક્ષીણ વાસનાવાળા વ્યંતર દેવતાઓએ કપર્દી યક્ષના સેવક દેવતાઓએ તેમના ઉત્તમ દેહને ક્ષીરસમુદ્રમાં ક્ષણવારમાં નાખી દીધો.

---

# પ્રકરણ ૪૯ મું.

## જાજ નાગ.

પીડી પ્રજાને હોંશથી, રાજા થયા તો શું થયું;
રૈયત રીબાવી રાંકડી, સત્તા મળી તો શું થયું.
લુંટી દોલત ગરીબોની, શ્રીમંત થયા તો શું થયું;
રહી જો ગંધ માયાની, સાધુ થયા તો શું થયું.

ઉદ્ધારનું કાર્ય સમાપ્ત કરીને જાવડશાહ અને તેમનાં પત્ની ધ્વજારોપણની ક્રિયા કરવાને પ્રાસાદના શિખર ઉપર ચઢ્યાં. ધ્વજા ચઢાવતાં બન્નેને મનમાં શુભ ભાવના જાગ્રત થઈ ને ત્યાંજ મૃત્યુ પામીને ત્યાંથી ચોથા દેવલોકને વિષે ઉત્પન્ન થયાં. તેમના પુત્ર જાજનાગ તથા સકળ સંઘ નીચે આતુરતાથી તેમની રાહ જોતો હતો. એ આતુરતામાં કેટલોક સમય પસાર થઈ ગયો પણ જાજ–

નાગને માતાપિતાના દર્શન થયાં નહી. આખરે એમની તપાસ થઈ પણ ક્યાંથી પત્તો લાગે. ભગવાનનાં પ્રાસાદ ઉપર મંદ મંદ વાયુની લહેરોથી ફરકતી ધ્વજા પોતાનો વિજય જાહેર કરતી જગત જનોને આગમનનાં આમંત્રણ અર્પી રહી હતી. પણ જાવડશાહ અને એમનાં પત્નીનો ક્યાંય પત્તો લાગ્યો નહી. સંઘપતિને નહી જોવાથી સર્વેનાં મન અતિ ઉદાસ થયાં, " અરે મહાભાગ્યવંત જાવડશાહ ક્યાં ગયા હશે? શું પેલા અસુરોનું એમાં કાંઈ પરાક્રમ રહેલું હશે? એ સંઘવીનાં પનોતા પગલાં પાછાં ક્યારે થશે ? "

માતાપિતાને નહી જોવાથી ખેદ પામેલા જાજનાગે વજ્રસ્વામીને પૂછ્યું, " ભગવન્! મારાં માતાપિતા ક્યાં છે, ધ્વજા આરોપણ નિમિત્તે પ્રાસાદના અગ્ર ભાગે ગયેલાં ત્યાર પછી તેમના કાંઇ સમાચાર નથી. "

જાજનાગનાં વચન સાંભળી વજ્રસ્વામીએ ઉપયોગથી સર્વ હકીકત જાણી લીધી. " જાજનાગ! તારા માતપિતા પરમ સુખમાં ગયાં છે. એમણે તો પોતાના આત્માનું કાર્ય સાધી લીધું છે. માનવભવની સફળતા એમણે સિદ્ધ કરી લીધી છે. જાજનાગ! તમારો પિતા પુત્રનો સંબંધ હવે પૂરો થઈ ગયો છે. " વજ્રસ્વામીનાં વચન સાંભળી જાજ-નાગને કંઇક અશુભ થવાની કલ્પના થઈ.

" મારો ને એમનો સંબંધ પૂરો થયો એટલે શું,

ભગવન્! જરા સ્પષ્ટતાથી કહો. મારૂં મન અતિ આકુળ વ્યાકુળ થાય છે. શું આ સંસારમાં તેઓ નથી વારૂ ? "

"એમજ છે. ધ્વજારોપણુની ક્રિયા કરતાં શુભ ભાવનાને યોગે તેઓ કાળ કરીને મહેંદ્ર દેવલોકમાં ઉત્પન્ન થયાં છે. આ સંસારમાંથી તેઓ વિદાય થઈ ગયાં છે."

વજ્રસ્વામીના મુખથી નિકળેલા સમાચાર ક્ષણ માત્રમાં સંઘમાં પ્રસરી ગયા. આખાય સંઘનાં મન આકુળ વ્યાકુળ થઇ ગયાં. જાજનાગ પણ ગુરૂના મુખથી પિતાનું મરણ સાંભળીને મુર્ચ્છિત થઇ ગયો, સંઘ પણ કલ્પાંત કરવા લાગ્યો. આદિપુરના સમીપ પ્રદેશમાં શત્રુંજયની તલહટ્ટી આગળ તંબુઓ નાખી છાવણીનો શહેર જેવો દેખાવ થઇ રહ્યો હતો. તે અત્યાર સુધી આનંદમાં મગ્ન રહેનારાઓનો આનંદ શોકમાં પલટાઇ ગયો. જાવડશાહના મરણથી–સંઘપતિના અવસાનથી બધી છાવણીમાં હાહાકાર થઇ રહ્યો. સંઘપતિના પુત્ર જાજનાગની મુર્ચ્છાના ઉપચારો કરવાથી સાવધાન થતાં જાજનાગે કલ્પાંત કરવા માંડયું. હૃદયમાં પારાવાર આઘાત લાગ્યો. "હા! હત વિધિ! તેં આ શું કર્યું? અરે મારે આધાર રૂપ માતપિતા આજે હતાં ન હતાં થઇ ગયાં, હા! હા! આ શું થયું? માતા અને પિતા સાથેજ અદ્રશ્ય થઈગયાં."

જાજનાગનું મન અતિશય આકુળ વ્યાકુળ જાણી વજ્રસ્વામીએ સંતાપને હરનારી દેશના આપી. જાજનાગ અને

સંઘને શાંત કર્યા, અને જાજનાગને ઉપદેશના સ્વરૂપે કહ્યું, અરે જાજનાગ! તારા પિતા તો માનવભવ જીતી ગયા છે. આ મનુષ્યભવમાંથી તેઓ દેવભવમાં ઉત્પન્ન થયા. જે જન્મે છે તે મરવાના છે તે માટે શોક કરવાથી શું? જે વસ્તુ ઉત્પન્ન થાય છે તેનો અવશ્ય વિનાશ છેજ. એવી બાબતોનો શોક ન કરતાં શાસન ઉન્નતિનાં કાર્ય કરી તું પણ માનવભવ સફળ કરી લે. તું પણ હવે કવચધારી થયો છે. સંસારની અનિત્યતાનું સ્મરણ કરી તારા આત્માને શુભ માર્ગ તરફ જોડ. તારા પિતાને માર્ગે ચાલી તેણે જે જે ધર્મકાર્યો કર્યા છે તે ચાલુ રાખ, લક્ષ્મીને શુભ માર્ગે વાપરી શુભ ફળને મેળવ. તારા પિતાએ શત્રુંજયનો ઉદ્ધાર કરી મહાન્ લાભ મેળવ્યો છે, તું પણ એ તિર્થની વ્યવસ્થા સાચવી ઘણા પુણ્યનો લાભ પ્રાપ્ત કર! દેવ ગુરૂ અને ધર્મની ભક્તિ કરનારો થા! જીનમંદિરો બંધાવી, જીર્ણોદ્ધાર કરાવી લક્ષ્મીનું ફળ મેળવ, સુપાત્ર દાન આપીને સાધુ સાધ્વીની ભક્તિ કર, શ્રાવક શ્રાવિકા ક્ષેત્રમાં લક્ષ્મી વાપરીને તારી લક્ષ્મી સફળ કર. કારણકે શ્રાવક શ્રાવિકા રૂપી અંગ જો અક્ષત અને સુદૃઢ હશે તો બાકીનાં ક્ષેત્રોની રક્ષા તે કરી શકશે. તેમજ સાધુપણાને અંગીકાર કરનારા પણ તેમાંથી નીકળશે. તારા જેવા સમૃદ્ધિવંતે પોતાના ગરીબ બાંધવ જનની ઉપેક્ષા કરવી તે યુક્ત નથી, ગરીબ—સીઆતા શ્રાવકોને ધનની મદદ આપી ધર્મમાં સ્થિર કરવા. જેમ શ્રાવક-

ક્ષેત્ર વિશાળ તેમ ધર્મની જાહોજલાલી વધારે. દીક્ષા લીધા પછી અમારે ત્યાગીઓને તે શ્રાવકની લક્ષ્મી સાથે શું સંબંધ હોય, અમારે તો વખતે આહાર પાણીની જરૂર કે અંગને ઢાંકવા માટે કપડાં વગેરે ઉપકરણની જરૂર, અમે સાધુ તો ગમે ત્યાંથી યાચીને મેળવી લઈએ. જરૂર સિવાય વધારે પરિગ્રહ રાખવાથી મમતા ઉત્પન્ન થાય, એમાંથી અનેક અનર્થોનો જન્મ થાય; અમારો સાધુનો ધર્મ તો ગહન છે. ભક્તિ અગર રાગપણાથી મળતો આહાર પણ અમને ન કલ્પે, જો કે ભક્તિ કરવી એ શ્રાવકનો ધર્મ છે, પણ એ શ્રાવકોની અતિ-ભક્તિથી સાધુઓ શિથિલ બની સાધુતા ચુકી જાય છે. અમુક અમારે વસ્તુ જોઈએ અમુક વસ્તુ ન જોઈએ એવી પરિણતિ સાધુને ન હોય, જે શ્રાવકોની ઘણી ભક્તિ હોય તેને ત્યાં વહોરવા પણ અમે ન જઈએ, અમારે માટે તૈયાર કરેલું પણ અમારે ન કલ્પે, તમે તમારે માટે જે ખાદ્ય તૈયાર કરેલું હોય તેમાંથીય અલ્પમાત્ર લઈએ જેથી તમને અભાવ ઉત્પન્ન ન થાય, બીજાં ઉપગરણ પણ જરૂર જેટલાંજ અમારે કલ્પે, ઉપરાંત જેટલું વધારે તેટલું વધારે બંધન. સાધુસાધ્વીની ભક્તિમાં ગ્રહસ્થને દ્રવ્ય વાપરવાની આવશ્યક્તા નથી હોતી, છતાં જિનમંદિરોમાં, જ્ઞાનભક્તિમાં, લક્ષ્મીનું ફળ મેળવાય છે તેમજ શ્રાવક શ્રાવિકાક્ષેત્રને વિશાળ કરવામાં લક્ષ્મીના અનેક લાભો સમાયા છે. ધર્મની મહત્તા—જાહોજલાલીમાં શ્રાવકોનો પણ મુખ્ય હિસ્સો છે. સાતે ક્ષેત્રોમાં શ્રાવક-

શ્રાવિકા મૂળ ક્ષેત્ર છે. જેનું મૂળ નષ્ટ થયું હોય એ વૃક્ષ કદિ પણ ખીલતું નથી. જેના મૂળને સારૂં પોષણ મળ્યું હોય એ વૃક્ષ સારી રીતે ફાલી ફુલી શકે છે. વિશાળ વડલાનાં મૂળે પણ એવાંજ જમીનમાં વ્યાપી રહેલાં હોય છે. શ્રાવક શ્રાવિકાક્ષેત્ર જો વિશાળ હોય, સામર્થ્યયુક્ત હોય, ધર્મની લાગણીવાળાં હોય તો ધર્મની સામે કોઇ આંગળી ચીંધી શકે નહિ, અનેક તીર્થો અને જિનમંદિરોનું રક્ષણ પણ તેઓજ કરનારા છે એ ભુલવું નહિ. જેટલી એ ક્ષેત્રની નિર્બળતા એટલી ધર્મમાં પણ નિર્બળતા આવવાનીજ. માટે એ ક્ષેત્રની ઉપેક્ષા તારે કરવી નહિં."

વજસ્વામીની દેશનાથી જાજનાગનું મન કાંઇક શાંત થયું. જાવડશાહનું અધુરૂ કામ જાજનાગે પૂર્ણ કર્યું. ભાટચારણોને મુક્ત હાથે દાન દીધું. સિવાય ત્યાં આવેલા અનેક, દીન, હીન, ગરીબ જનોને પણ ભોજન આપી સંતુષ્ટ કર્યા ઉપરાંત તેમને પણ દાન આપ્યું. ત્યાં શત્રુંજય ઉપર પૂજાવિગેરેની વ્યવસ્થા કરી દેખરેખ માટે માણસો રાખ્યા ને ગુરૂના કહેવાથી ત્યાંથી ચંદ્રપ્રભાસ થઇને ગિરનાર તરફ સંઘને લઈને ગયા. ત્યાં સંઘસહિત જાજનાગે નેમિનાથને વાંદ્યા. અનેક સ્થળે ચૈત્યો કરાવતો, ને સંઘનો મહિમા વધારતો જાજનાગ મધુમતીમાં સંઘ સહિત આવ્યો.

વજસ્વામી ગુરૂ પણ ત્યાંથી અન્યત્ર વિહાર કરી ગયા ને સંઘનો પણ યોગ્ય સત્કાર કરી જાજનાગે વિદાય કરી દીધો.

જાજનાગે પિતાને માર્ગે ચાલી ધર્મનાં અનેક કાર્યો કરી એણે પુષ્કળ લક્ષ્મી ખર્ચીને શ્રાવકક્ષેત્રના પોષણ માટે અધિકાધિક મહેનત કરી દીન દુઃખી જનોના કલ્યાણ માટે આશ્રમો સ્થાપન કરી લક્ષ્મીનો સદ્‌વ્યય કર્યો. સાતે ક્ષેત્રોમાં પોતાનું ધન વાપરતો, ને પિતાની માફક મધુમતી આદિ બારે ગામનો વહીવટ કરતો જાજનાગ સુખમાં પોતાનો કાળ વ્યતીત કરતો હતો.

---

## પ્રકરણ ૫૦ મું.

---

### છેવટે શું ?

" રહ્યાં જો મોહનાં બંધન, સાધુ થયા તો શું થયું ?
તજ્યાં ના કામિની કંચન, સાધુ થયા તો શું થયું ?
ચુક્યો જો માર્ગ મુક્તિનો, સાધુ થયા તો શું થયું ?
પળ્યો ના ધર્મ સાધુનો, સાધુ થયા તો શું થયું ? "

વજ્રસ્વામીના ૮૨ મા વર્ષમાં શત્રુંજયનો ઉદ્ધાર થયો, વિક્રમની બીજી સદીના આઠમા વર્ષમા ઉદ્ધારનું કાર્ય કરી વજ્રસ્વામી અન્યત્ર વિહાર કરી ગયા. વિક્રમ સંવત ૬૩ માં વજ્રસ્વામીના વિદ્યાગુરૂ ભદ્રગુપ્ત યુગપ્રધાન આર્યરક્ષીત સૂરિથી નિર્યામિત થયા.

શત્રુંજય તીર્થનો માર્ગ ખુલ્લો થવાથી દેશ પરદેશ જેમ જેમ સમાચાર પ્રસરતા ગયા તેમ સંઘ ઉપર સંઘ યાત્રા કરવાને આવવા લાગ્યા. જ્યાં જ્યાં એ મંગલમય સમાચાર મળતા ગયા તે બધાનાં મન આનંદીત બની ગયાં હતાં, અનેક ભાવિકો શત્રુંજયનાં દર્શન કરવાને ટમટમી રહ્યા હતા તેમના મનોરથ હવે સફળ થયા. શત્રુંજય તીર્થનો ઉદ્ધાર એ એક મહાભારત કાર્ય કરીને વજ્રસ્વામીએ જૈન કોમની મહાન્ સેવા બજાવી હતી સિવાય વજ્રસ્વામીએ શાસનનાં અનેક કર્ત્તવ્યો બજાવ્યાં હતાં એ મહાન્ પુરૂષે દુષ્કાળના સમયમાં રોટલા ટુકડા વગર પ્રાણ ગુમાવતા શ્રાવકોને સંઘની વિનતિથી પોતાની શક્તિથી બીજે ગામ લઈ જઇ સંઘનું રક્ષણ કર્યું હતું. પણ પૂર્વ ભવે પાપ કર્યાં હશે માટે આ ભવમા એમને રોટલા વગર મરવુ પડે છે એમ ધારી ઉપેક્ષા કરી નહોતી તે સમયમાં સાધુ થનારાઓ પણ વૈરાગ્યથી જ દીક્ષા ગ્રહણ કરતા હોવાથી તેઓની દીક્ષા ત્યાગમાર્ગને જ શોભા આપનારી થતી હતી પોતાના સાધુતાની સલામતી માટે દેહની પણ પરવા કરતા નહિ. સંયમને દૂષણ લાગે તે પહેલાં તો દેહની કુરબાની કરી લેતા હતા પણ ન તો સંયમને દોષિત કરતા અથવા તો સમાજમાં પોતાની નિંદા કરાવતા, કારણકે જેમ પોતાના મ્હોં ઉપર રહેલો ડાઘ પોતાનાથી દેખી શકાતો ન હોવાથી આરીસાની જરૂર પડે

છે. એ આરીસાથી મુખ ઉપર રહેલો ડાઘ સાફ માલુમ પડે છે તેવીજ રીતે પોતાનામાં રહેલા દૂષણ પોતાને જણાતાં નથી પણ સમાજમાં તેની અસર થતી હોવાથી અથવા તો સમાજ રૂપી આરિસામાં એ ડાઘ માલૂમ પડતાં તરત જ સમાજમાં નિંદા થાય છે. પ્રાયઃ કરીને જનસમુહમાં થતી નિંદાને જાણી બુદ્ધિમાન પોતાના દોષોને દૂર કરી સમાજમાં ફરી પ્રતિષ્ઠા મેળવી શકે છે.

આર્ય સુહસ્તિસ્વામી યુગપ્રધાન હતા, તેમના સમાન શ્રેષ્ઠ પુરૂષને પણ તેમના સંયમ માટે મહાગિરિ તરફથી વારંવાર ઉપાલંભ મળતો હતો ત્યારે પોતાની ભૂલોનો સ્વિકાર કરી તરત જ એમની ક્ષમા યાચી લેતા હતા ને નિર્દોષ સંયમ પાળવામાં સાવધ રહેતા હતા. સિદ્ધસેન દિવાકર જ્યારે પ્રમાદને વશ બની ગયા હતા ત્યારે એમના ગુરૂ વૃદ્ધવાદીએ એમને ઠેકાણે આણ્યા હતા. તે સમયના જીવો ઘણા સારા અને લઘુકર્મી હોવાથી તરત જ ભૂલોનો સ્વિકાર કરી પ્રાયશ્ચિત લઈ શુદ્ધ થતા હતા. પણ જ્યાં ભુલોનું સ્વીકારવાપણું ન હોય, અને અમારૂં એજ સાચુ એવી જ જ્યારે માન્યતા હોય છે ત્યારે તેમને માટે કાંઈ કહેવાપણું રહેતું નથી.

બાકી તો સિદ્ધસેન દિવાકર જેવા પણ ભૂલ કરી ગયા છે. ભદ્રબાહુ જેવાને પણ બબે વખત સંઘનું કથન માન્ય રાખવું પડયું છે અને વજ્રસ્વામીની વાત તો પ્રસિદ્ધ જ છે કે એમને સંઘની રક્ષા માટે પોતાની

વિદ્યાનો ઉપયોગ કરવો પડ્યો હતો. તે છતાં એમનું સંયમ દૂષણરહીત હતું. સંયમ પાળવામાં એમણે જરા પણ પ્રમાદ બતાવ્યો નથી. શાસનની સેવાઓ કરતાં પણ સંયમ પાળવામાં દૂષણ આવવા દીધું નથી. ઉત્કૃષ્ટપણે ચારિત્ર પાળી આત્માનો સ્વાર્થ સાધવા માટે કંચન અને કામિની તેમના મનને લેશ માત્ર પણ સ્પર્શ્યાં નહોતાં. ક્રોડી દ્રવ્ય સહિત રૂક્મિણી કરતાં સંયમની કિંમત એમને વધારે હતી. તેથી જ દેવો પણ એમના સંયમને નમતા હતા. બાકી તો સ્વાર્થ હોય ત્યારે સાધુથી સાવદ્ય ક્રિયાઓ સેવાય ને શ્રાવકોનો ઉપકાર કરવામાં પાપ મનાય, ધર્મભાવનાથી પણ ઉપકાર ન થાય એ તે શું ? ભારતના ગ્રામાનુગ્રામ વિહાર કરતાં વજ્રસ્વામી દક્ષિણ દેશમાં પરિવાર સહિત પધાર્યા, સંવત ૧૧૪ ની સાલમાં વજ્રસ્વામીની વય ૮૮ વર્ષની હતી છતાં સંયમમાં પ્રમાદ લેશ પણ નહોતો. ઉપદેશની શક્તિ તેમની જેવી ને તેવી જ જણાતી હતી. લોકો એમના દર્શનથી પાપનો નાશ થતો સમજતા હતા. એમના દર્શન માટે લોકો હજારોની સંખ્યામાં ભેગા થતા હતા, અથવા તો મહાપુરૂષના આત્મામાં એવી કાંઈક અધિક્તા હોય છે કે જે સ્થળે તેમનાં પનોતાં પગલાં થાય, ત્યાંની આજુબાજુની જનતા એમનાં દર્શન માટે મરી પડે, એમનાં દર્શન કરી પ્રભુદર્શન જેટલો પોતાનો આનંદ પ્રગટ કરે.

અને સાધુ પણ તે જ કહેવાય કે જેના દર્શનથી હૃદયમાં ભક્તિ જાગૃત થાય, જેમનાં દર્શન કરવાનુ મન થાય, જેમના દર્શનથી પાપનો નાશ થાય, જેમને જોતાં જ હૈયામાં શાંતિ થાય, ભલે ને ગમે તે ધર્મનો તે મનુષ્ય હોય, પણ સાધુનાં દર્શન થતાં એના હૈયામાં સદ્ભાવ જ પ્રગટ થાય. સામા માણસના હૃદયમાં સદ્ભાવ પ્રગટ કરવામાં સાધુમાં રહેલી સાધુતા જ ખાસ કારણભૂત છે. એનું નિર્મળ ચારિત્ર જ જોનારના મનમાં સારી લાગણી પ્રગટ કરે છે એ સાધુતાથી પવિત્ર થયેલો આત્મા જ સમાજ ઉપર અજબ પ્રભાવ પાડે છે. પૂર્વના ઋણાનુબંધે કદાચ કોઈ શત્રુતા બતાવે એ જુદી વાત છે બાકી સંસારીઓને સંસારત્યાગ કરનારા ત્યાગીઓ તરફ કાંઈ સામાન્ય રીતે અણગમો હોતો નથી. તેઓ તો સાધુમાં રહેલી સાધુતાના રાગી હોય છે. અને ગુણ જુએ તો તેના પક્ષપાતી બને છે. પણ એ ભક્તોની ભક્તિ આગળ સાધુએ પોતાની સાધુતા જાળવી રાખવાની ખાસ આવશ્યકતા છે. સમાજ ખાતર નહિ પણ જે સાધ્ય-બિંદુને સિદ્ધ કરવાને એણે સાધુતા ધારણ કરી હોય તે સાધ્યની ખાતર તો એણે કાળજીથી સાધુતાને રક્ષવી જરૂરની જ છે. અહીયાં સમાજ તરફથી તો એમણે બીજો શો ભય હોય, પણ વ્રતભંગથી થતી પાપની સજાઓ માટે અન્યની આગળ વર્ણન કરનારાઓ પોતા માટે માણી

મેળવી શકશે શું ? જો પોતાનામાં જ નરી અસાધુતા ભરી હોય એવા સાધુ સમાજને ભલેને ગમે તેવો ઉપદેશ આપે એની અસર પણ શું ? એ તો પુરૂષની પ્રમાણિકતા ઉપર જ એના વચનનો આધાર છે.

એક દિવસ વજસ્વામીને શ્લેષ્મની અત્યંત પીડા થવાથી એક સાધુને તેમણે સુંઠ લાવવાનો આદેશ કર્યો. સાધુએ સુંઠ લાવીને ગુરૂને આપી. 'આહાર કર્યા પછી એનો ઉપયોગ કરીશ' એમ વિચારી સુંઠનો કટકો કાન ઉપર રાખ્યો. આહાર કર્યા પછી સ્વાધ્યાયમાં એક ચિત્તવાળા વજસ્વામી સુંઠ વાપરવી ભૂલી ગયા. સંધ્યાકાળે પ્રતિક્રમણની ક્રિયા કરતાં મુહપત્તિ પડિલેહવાના અવસરે શરીરની પડિલેહના કરતાં તે સુંઠ નીચે પડી. તરત જ પોતાને સ્મૃતિ થઇ કે " જીવનભરમાં આજે આટલો પ્રમાદ થઇ ગયો, અરે ધિક્કાર થાઓ, આ મારો મોટો પ્રમાદ થઇ ગયો. પ્રમાદથી નિર્મળ ચારિત્ર પાળી શકાતું નથી. અને જો સંયમ ન પળાય તો જન્મ અને જીવિતવ્ય નકામાં જ છે માટે સંયમના રક્ષણ માટે શરીરનો ત્યાગ કરવો ઠીક છે. " પોતાના પ્રમાદની નિંદા કરતાં એમણે પોતાના શિષ્ય વજ્રસેનને કહ્યું, " હાલ આ તરફ બારવર્ષીય દુષ્કાળ ચાલે છે, પણ જે દિવસે લક્ષ્ય મૂલ્યવાળા ભાતની તું ભિક્ષા પામીશ તેને બીજે દિવસે સુકાલ થશે એમ સમજી લેવું. " વજસેન એ પ્રમાણે ઉપદેશ આપી પોતાના પદ ઉપર સ્થાપન કરી ગચ્છનો

ભાર સોંપી તેમને અન્યત્ર વિહાર કરવાની આજ્ઞા આપી. વજ્રસ્વામીના સાધુઓને પણ દુષ્કાળને લીધે ભિક્ષા મળતી ન હોવાથી વજ્રસ્વામી પણ શિષ્યોને લઇને એક પર્વત તરફ ચાલ્યા. એક ક્ષુલ્લક મુનિને પર્વત નીચે કોઇ ગામમાં મુકી વજ્રસ્વામી સાધુઓ સાથે પર્વત ઉપર ચડ્યા.

'ગુરૂ મહારાજને અપ્રીતિ ન થાઓ' એમ ધારી એ ક્ષુલ્લક મુનિએ પર્વતની નીચેજ એક શિલાતળ ઉપર આહારપાણીનાં પચ્ચક્ખાણ કરી અનશન કર્યું. મધ્યાન્હ સમયના સૂર્યના અતિ તાપથી ક્ષણવારમાંજ માખણના પિંડાની જેમ વિલિન થઇ ગયા—ઓગળી ગયા. શુભ ધ્યાનથી કાળ કરી તે દેવાંગનાઓને વલ્લભ થયા.

સાધુઓને તે પર્વત ઉપર મિથ્યાત્વી દેવનો ઉપસર્ગ થવાથી પાસેના બીજા પર્વત ઉપર જઇ વજ્રસ્વામી સાથે સર્વ સાધુઓએ ત્યાં અનશન કર્યું. કારણકે 'સોપક્રમ આયુષ્યવાળા કોઇ પણ એકરાત્રી પણ વજ્રસ્વામીની સાથે રહે તો તે નિઃસંશય એમની સાથેજ મરણ પામે' એવી પરિસ્થિતિ હોવાથી વજ્રસ્વામીની સાથે સર્વે સાધુઓએ કાલધર્મ પામી સ્વર્ગલોકને શોભાવ્યું.

યુગપ્રધાન વજ્રસ્વામીને વંદન કરવા સુધર્માપતિ શક્રેંદ્ર ત્યાં આવ્યા, રથમાં બેસી ત્યાં આવેલા વજ્રપતિએ વજ્રસ્વામીના શરીરની ભક્તિથી ખુબ પૂજા કરી. મુનિઓના

શરીરને પણ પૂજી એમની ઉપરની ભક્તિથી વૃક્ષોને નમાવતાં તે પર્વત ફરતી ઇંદ્રે પોતાના રથ સહિત પ્રદિક્ષણા કરી ત્યારથી રથાવર્ત્ત નામે તે પર્વત પ્રસિદ્ધ થયો. એવી રીતે શક્રેંદ્ર વજ્રસ્વામી તરફ પોતાની ભક્તિ બતાવી પોતાને સ્થાનકે ગયા. વજ્રસ્વામી સ્વર્ગે જતાં દશમું પૂર્વ અને ચોથું સંઘયણ વિચ્છેદ ગયાં.

વજ્રસ્વામી ગયા, જાવડશાહ ગયા, ને તે સમયનો કાળ અનુક્રમે ચાલ્યો ગયો પણ શત્રુંજયનો ઉદ્ધાર કરવાથી વજ્રસ્વામી અને જાવડશાહ અમર નામના મેળવી ગયા. નવા કપર્દીની તીર્થના અધિષ્ઠાયક તરીકે શત્રુંજય તીર્થ ઉપર સ્થાપના કરી. અને પેલો જુનો અસુરનાયક કપર્દી શત્રુંજય ઉપર અમરપટ્ટો મેળવનારની લોખંડી દિવાલો સદાને માટે નાશ પામી ગઈ. એ એની અમર સત્તા હવામાં મળી ગઈ. એ ચિરપરિચિત સ્થાન સર્વ શક્તિમાન અસુરનાયકને છોડવું પડ્યું. આજે તો હવે શત્રુંજય તરફ મીંટ માંડવા જેટલી પણ એ અસુર નાયકમાં શક્તિ નથી તેની ખબર લેવાને નવો કપર્દી હમેશાં તૈયારજ છે. એ અસુરનાયકે સગરચક્રીએ લાવેલા સમુદ્રને કિનારે ચંદ્રપ્રભાસ તીર્થમાં બીજું નામ ધારણ કરીને નિવાસ કર્યો.

સારા નરસા માર્ગોમાંથી માનવી ભવિતવ્યતાને અનુસરી એક રસ્તો પસંદ કરી લે છે અને પછી તે રસ્તે પોતાનું નાવ વહેતું મુકી દે છે. ઉત્તમ માણસો મુક્તિરૂપી

સ્ત્રીને વરવાં માટે ચારિત્ર રત્નને પ્રાપ્ત કરી તેની આરાધના
વડે વજ્રસ્વામીની માફક ભવસાગર તરી જાય છે. જેનાથી
ચારિત્ર ન પાળી શકાતું હોય તેવાઓ શ્રાવકધર્મનું પાલન
કરી દેવ ગુરૂ અને ધર્મની ભક્તિ કરી પોતાના આત્માને
નિર્મળ બનાવી મોક્ષની લક્ષ્મીને વધુ નજીક કરે છે. સાધુ
અને શ્રાવક ઉભયે પોતપોતાના ધર્મમાં સ્થિર રહી શાસ-
નની શોભા વધારો! સ્વધર્મની આરાધના વડે મુક્તિની
વરમાળ મેળવો!!! શુભં ભવતુ!!!

